# કપોળ.

જ્ઞાતિ સમસ્ત જનનાં હિત સાધવાને,
ધાર્મિક બોધ કરીને સુખ અર્પવાને,
જ્ઞાતિ તણા ઉદય સંપ સુનીતિ કાજે,
જન્મી "કપોળ" સ્વબળે કૃતકૃત્ય થાજે.



પુસ્તક ૫ મું.] જુલાઇ ૧૯૧૪. [અંક ૭ મો.

## પરદેશગમન અને પ્રાયશ્ચિત.

### કપોળ ન્યાતની એક કાયમની કમિટિ નીમવાનો આવી પહોંચેલો વખત.



( કપોળ—ઑફિસ. )

"અમો અમારા કપોળ બંધુઓનું ધ્યાન આ બાબત ઉપર ખેંચવા માગીએ છીએ કે જમાનો બદલાયો છે, અને એો૦ મો૦ મનમોહનદાસ રામજી જેઓએ ગામડી ...ની આગેવાની લીધી હતી, તેઓએ પોતાનું વદ જ્ઞાતીના મોટા ભાગ સાથ લેતા ...ન કુનેહ વાપરી છે. આજના તીક્ષ્ણ હરીફાઇના જમાનામાં પરદેશગમનની જરૂર છે એટલુંજ નહીં પણ તે કરવામાં પોતે કાંઇજ ખોટું કરતા નથી એ બાબતમાં કપોળ ...મ હવે એક મત થઇ છે, એમાં કાંઇબી શક જેવું રહ્યુ નથી. હવે મુખ્ય સવાલ એ છે કે હજી કપોળો પ્રાયશ્ચીત આપવા શીવાયે પરદેશગમન કરનારને ન્યાતમાં લેતાં ...ની ખાતર [illegible] અધમમાં અધમ ગુન્હો કરનારને પોતાના પાપની માફી માગવી

પડે, તેવી રીતનું પાપ કરેલું હોય તેવું માની લઇને પરદેશગમન કરી આવનાર કપોળ ન્યાતી બંધુઓને પ્રાયશ્ચીતની વીધી કરવી પડે છે, જે વીધી એક હડહડતા અન્યાય જેવી છે, એમ કહેવામાં અમો કાંઈ ખોટું કરતા નથી. અંતઃકરણનો અવાજ (Voice of conscience) એમ કહે કે તેઓએ કંઇબી ખોટું કીધું નથી, અને તે છતાં માત્ર ન્યાતને સંતોષ આપવાને ખાતર તેમાં કંઇબી વીઘ્ન પડે નહીં તેટલા માટે જુદાં જુદાં તરેહવાર પાપ ધોવાની ક્રીયા પરદેશગમન કરી આવનારને કરવી પડે છે તેમ કરી પોતાનાં અંતઃકરણ વીરૂધ ચાલવાની તેઓપર ફરજ નાંખવામાં આવે છે અને તેમ કરવાના અધટીત કામના ભાગીઆ થઇ તેમ કરવાનો અન્યાય, કપોળ ન્યાતીબંધુઓ વહોરી લે છે. આ બાબતપર ગંભીર વીચાર કરવાની જરૂર છે. વીલાયત એ કાંઈ ઘોર નર્ક નથી. વીલાયત કાંઈ એવી જગ્યા નથી કે જ્યાં ધર્મ સાચવીને રહી શકાતું નથી. ધર્મ મુજબ ચાલવાનું તો કપોળોથી અહીં પણ ક્યાં બને છે ? છતાં તદન નીર્દોષ આદમીઓને; કપોળ કોમનું નામ આગળ વધારનારા હીરાઓ કે જેઓ તરફથી ભવીષ્યમાં કોમની ઉંનતીની આશા રાખી શકાય તેવાઓને માથે કાંઇબી વાંક કે અપરાધ વીના એક રીતે હલકું લગાડનારૂં પ્રાયશ્ચીત લેવાની ફરજ વણીકોમાં આગળ વધેલી એ કામ પાડે છે. આ અન્યાય નહીં તો બીજું શું કહેવાય ? જે દુરઅંદેશ કપોળો એવો વાજબી સવાલ ઉઠાવે છે તેઓની સમજ શક્તી માટે આપણાં મનમાં ખુદરતી રીતેજ માન ઉપુ થાય છે. "સાંજ વર્તમાન.

બાઈબંધ "સાંજ વર્તમાન"ની ઉપલી સુચનાનો એકદમ અમલ થઈ , એ વાત અમો બીલકુલ માની શકતા નથી, છતાં પણ તેમાં રહેલાં ગંભીર સત્ય બાબે અમો અમારા કપોળ ભાઇઓનું ખાસ ધ્યાન ખેંચવા માગીએ છીએ. પ્રાયશ્ચિત લેવાનું હાલ કાઢી નાંખવાનું બની શકે તેમ ન હોય તો તેમાં બની શકતો સુધારો કરી, તે લેવાનું કામ બને તેટલું સરળ કરી આપી, પરદેશગમનનો રસ્તો સહેલો કરી આપવાની ફરજ કપોળ કોમને માથે રહેલી છે, અને તે ફરજ અદા કરવામાં આપણા કપોળ ભાઇઓ પછાત પડશે નહીં એવી અમોને ઉમેદ છે.

બદલાતા જતા જમાનાની સાથે માણસોના વિચારો પણ બદલાતા જાય છે. મર્હુમ મી. કરશનદાસ મુળજી કે જેઓને પરદેશગમન કરી આવવા

માટે કપોળ ન્યાતે જીંદગી સુધી ન્યાત બહાર રહેવાની સજા કીધી હતી, તેજ કપોળ ન્યાતે હાલ પરદેશગમનના દરવાજા ખુલ્લા મુકવાનું ડહાપણ ભર્યું પગલું ભરી બીજી ભાઈબંધ કોમોમાં આપણી કોમની નામના વધારી છે. જમાનાના વહેવા સાથે પરદેશગમન કરનારાઓની સંખ્યા વધવાની અને અમો ન ભુલતા હઈએ તો, ઘણાં નજદીકનાં ભવિષ્યમાં કઝનબંધ ન્યાતો ફક્ત વેલાત જઈ આવનારાઓને પ્રાયશ્ચિત આપવા માટેજ બોલાવવી પડશે. આ ન્યાતો બોલાવતાં તરેહવાર કારણોને લઈને, સેંકડો તકરારી સવાલોને લઈને, શેઠ, સેક્રેટરીઓ અને બીજા ઓધેદારોની કોઈબી કારણસર મુંબઈમાંથી ગેરહાજરીને લઈને આ ન્યાતો બોલાવવામાં અસાધારણ ઢીલ થવાનો સંભવ છે. આ ઉપરાંત ન્યાતને નકામા ખરચમાં ઉતરવું પડશે તે વળી જુદું. વિદ્યા હુન્નર માટે, વેપાર ઉદ્યોગની ખીલવણી માટે, અને ઉંચી કેળવણી લેવાને ખાતર હરવખત આપણા ભાઈઓને વેલાત જવું પડશે, એ એક સ્થાપિત થઈ ચુકેલી બીના છે, અને પરદેશગમનનો સવાલ ધ્યાનમાં લેતાં તે બીના આપણે ભુલી જવી જોઈતી નથી. કપોળ ન્યાતના માજી શેઠ ત્રિભોવનદાસ મંગળદાસ વિલાયતથી પાછા ફરવા પછી તેઓને મહીનાઓ સુધી ન્યાતિ બહાર લટકવું પડયું હતું. આવી રીતના સંજોગો ભવિષ્યમાં પણ ઉભા થવાના, અને તે માટે આપણે ચેતીને ચાલવાની જરૂર છે. અને તેથી કરીને પરદેશગમન કરી આવનારને પાવન કરી જ્ઞાતિમાં દાખલ કરવા માટે એક કાયમની કમીટી નીમવાનો વખત હવે આવી લાગ્યો છે, એમ કહેવામાં અમો કાંઈ ખોટું કરતા નથી. મી. પરશોતમદાસ નંદલાલ ચુંથવી એક મહીના કરતાં વધુ મુદતથી યુરોપથી પાછા ફર્યા છે, તેઓને પાવન કરવાનું કામ આટલો લાંબો વખત લટકતું રહ્યું છે, મી. જમનાદાસ જગજીવનદાસ મહેતા અમેરીકાથી આવતા મહીનામાં પાછા ફરવાના, તેઓ માટે પણ ન્યાતની સભા બોલાવવી જોઈશે, તે બાદ મી૦ માધવદાસ વિઠ્ઠલદાસ દેસાઈ એકાઉટંટ થઈને પાછા ફરવાના, તેઓને માટે વળી ન્યાત બોલાવી પ્રાયશ્ચિત આપનારી કમીટી નીમવી પડશે. તે પછી એકાદ બે મહીના પછી ડા૦ જીવરાજ આવવાના, તેઓને માટે પણ વળી જુદી ન્યાત બોલાવવી પડશે. આવી રીતે આપણે પરદેશ ગમનના સવાલનો નિર્ણય કરેલો હોવા છતાં, વિલાયતથી પાછા ફરનાર દરેક ભાઈ માટે કપોળ ન્યાતની સભા દર-વખત તેની તેજ બાબતપર વિચાર ચલાવવાને બોલાવવી પડશે. અને તેમ કરવામાં તરેહવાર વિઘ્નો નડવાનાં, અને આપણને તથા પરદેશગ-

મન કરી આવનાર ભાઇને હેરાનગતી ભોગવવાની. આ કારણોથી અમે ગ્નાતિભાઇઓને અરજ કરીએ છીએ કે પરદેશગમન કરી આવનારાઓ પ્રાયશ્ચિત આપી પાવન કરી ન્યાતમાં લેવાને માટે, ગ્નાતિને જે ગ્રહસ્થોપ સંપૂર્ણ વિશ્વાસ હોય તેવા ગ્રહસ્થોની એક કમિટિની કાયમને માટે નીમણુંક કરવી, કે જે કમિટિ પરદેશગમન કરી આવનાર ગ્રહસ્થ તેઓને અરજી આપે તે પછી આઠ દિવસની અંદર પ્રાયશ્ચિત આપી પાવન કરે, અને તેમ કરવાની ખબર ન્યાતના શેઠ તથા સેક્રેટરીઓને આપે, અને ન્યાતના શેઠ તથા સેક્રેટરીઓ તે બાબતની ખબર છાપાંઓ મારફતે તથા ન્યાતગોર મારફતે ન્યાતિભાઇઓને આપે. હાલ ચાલતા આવેલા રિવાજોમાં અમોએ સુચવેલા સુધારાથી કાંઈ મહાભારત ફેરફાર થવાનો નથી. હાલ પણ ન્યાત કમિટિ નીમે છે, અને પ્રાયશ્ચિત, આપવાનું કામ કમિટિની મુન્સફી ઉપર છોડે છે. કમીટી કાયમની નીમવા કરતાં ત્રણ વરસને માટે નીમવાનું ન્યાતિને વધુ અનુકુળ જણાય તો તેમ કરવું પણ ઠીક થઇ પડશે. કમિટિમાં કેવા ગ્રહસ્થોની નીમણુંક કરવી તે ન્યાતની સત્તા હેઠળ છે. આ કમિટિની નીમણુંક કરવાથી કાંઇ તેને સદર પરવાનો મળી જતો નથી. એમ જણાય કે કમિટિના એક યા બંને ગ્રહસ્થોથી સોંપવામાં આવેલું કામ બરાબર બની શકતું નથી, તો તેઓને બદલે બીજા ગ્રહસ્થોની નીમણુંક કરવાની સત્તા ન્યાતને છે. અમોને દરેક આશા છે કે અમારા કપોળ બંધુઓ અમારી આ સુચનાને ન્યાતનાં હિતની ગણી, તેને અમલમાં મુકવા પોતાથી બનતી કોશેષ કરશે. અસ્તુ.

---

## પૂજન.

---

**મંદાક્રાન્તા.**

પ્રેમે પૂજું સરળ ઉરતી સાધુ વૃત્તિ અનેરી,
ને પૂજું હું પ્રણય સરિતા જે ઉરે છે વહેલી,
પૂજું તારી પરમ વિભૂતિ ઇષ્ટ માર્ગે ગયેલી,
પૂજું તારી દીન જત પરે આર્દ્રતા ઉભરેલી.

× × × ×

મીઠાં ગાનો મધુતર સ્વરો સ્નેહશી સાધુ મૂર્તિ !
વ્હાલા મોંઘા પ્રણય રસના ઉભરાથી ભરેલી,
પામ્યો જે કંઈ તુજ જીવનની અલ્પ ઝાંખી ઉતારી,
તે પ્રેરે છે તુજ હૃદયને પૂજવા આમ આવી.
વ્હાલા તારા મુખ કમળથી જે ખર્યાં બિન્દુઓ તે,
હૈયે ચાંપી ચીતરીશ હવે ઉરમાં મસ્ત થઈને,
સેવા સેવા તુજ સ્મરણમાં સર્વદા છે વસેલી,
ઉંચા ક્ષેત્રે તુજ ઉર તણી વાંચ્છના છે રહેલી.
દોરી લે જે તિમિર ગ્રથી ગૂઢ મંત્રો ભણીને !
જે માર્ગે છે તુજ જીવનની દૃષ્ટિઓ ચોંટી લક્ષ્યે !
તારાં કાર્યો સફળ બનશે અંતરે એજ ઈચ્છા ?
ને સત્કારે તુજ હૃદયને વેગથી એજ ઇચ્છા ?

ચતુર્ભુજ આણંદજી દોશી ચલાળાકર.

---

# વિવાહને લગતા દુષ્ટ રિવાજો.

---

**સરકારી વસ્તી પત્રકમાં જાણવાજોગ વિગતો-જંગલી જાતોના રિવાજો-એક સાથે અનેક સ્ત્રીઓ કરવાનો ચાલ-જુદી જુદી દુષ્ટ રસમોની જાણવાજોગ તવારિખ.**

---

(લખનાર—નંદલાલ મુળજી ભુતા.)

મનુષ્ય સમાજના ઇતિહાસમાં વિવાહ રીતિના વિકાસ કરતાં વધારે મનરંજક વિષય ઘણા ઓછા છે. પશુ તુલ્ય અસભ્ય મનુષ્ય, અનિશ્ચીત અને અલ્પકાલીન સ્ત્રી-પુરૂષ સબંધના પ્રારંભથી તે હાલની સભ્ય વિવાહ રીતિ સુધી આવી પહોંચેલ છે. આ સઘળાનો સંપૂર્ણ ઇતિહાસ જાણવા માટે નવી તથા પુરાણી વિવાહ રીતિનું જ્ઞાન સંગ્રહ કરવાના, વર્ગ કરવાના, પરસ્પરના સંબંધનો વિચાર કરવાના, અને તેના પરીવર્તનનાં કારણો શોધવાં તે એક મોટી જહેમત ઉપાડવા સરીખું છે.

યુરોપના સમાજ શાસ્ત્ર વેત્તાઓનું આ તરફ બહુ ધ્યાન ખેચાયું હોય તેમ માલુમ પડતું નથી. પણ કેટલાક વિદ્વાનો જાત્રાળુઓ અને જીજ્ઞાસુઓ આ વિશેનું સારૂં વર્ણન કરે છે. સને ૧૯૧૧ ના વસ્તી પત્રકના રીપોર્ટમાં મી. ગેટે સેંકડો જાતની વિવાહ રીતિઓનું વર્ણન કરેલ છે. જેને આધારે અત્રે લખવામાં આવેલ છે.

દ્રાવીડદેશ, કાશ્મીર, પંજાબ, બહાર, મધ્ય પ્રદેશ, સંયુક્ત પ્રાંતની કેટલીક નીચ જાતિમાં હવે વિવાહના રસમને માનવા લાગ્યા છે, પણ તે જાતિમાં પોતાની છોકરીઓને પોતાની જાતમાં સ્વેચ્છાચારની પુર્ણ સ્વતંત્રતા હોય છે, જોકે વિવાહ થયા પછી સ્વેચ્છાચારની રીતિ ચાલુ રહે છે પણ ઓછા પ્રમાણમાં; સંયુક્ત પ્રાંતના થારૂઓ અને મદ્રાસના મદુવર લોક તથા આસામના ગોરા નામના જંગલી લોકો પોતાની સ્ત્રીઓ તથા પુત્રીઓને સ્વેચ્છાચારની છુટ ખુશીથી આપે છે. વળી ગુજર લોકો આવી સ્વેચ્છાચારની રીતિને સારી માનતા નથી. ધારવાડના હોલા મદ્રાસના કુનવન તથા માદિગ અને આસામના ખાસી લોકોમાં વિવાહ રીતિ જોકે હૈયાતી ભોગવે છે પણ વિવાહ થયા પછી પુત્રી પોતાના બાપને ત્યાંજ રહે છે ને તેનો પતિ કોઇ કોઈ વખતે તેને ત્યાં પોતાને સાસરે જાય છે. વળી કોઇ કોઈ જાતિમાં સ્ત્રીને એકાદ બે બાળકો થયા કે જુદા રહેવા લાગે છે, ને તેઓમાં વારસાનો હક છોકરીઓને મળે છે. આ લોકોમાં સ્ત્રી સ્વેચ્છાચાર રીતે વર્તે તે કાંઇ ખરાબ લેખવામાં આવતું નથી. સન્તતિને બાપના ગોત્રની લેખવામાં આવતી નથી પણ માના ગોત્રની લેખવામાં આવે છે.

ધીરે ધીરે સભ્યતાની પ્રગતિને અનુસરી લોકોના મનમાં એક સ્ત્રીના અનેક પતિ ન હોય એવા વિચારો પ્રગટ થવા લાગ્યા છે, પણ શોચનીય તો એ છે કે એક પુરૂષ એક સ્ત્રી હૈયાત છતાં બીજી સ્ત્રી કરવાને લલચાય છે ને કરે છે પણ ખરા, જો કે મદ્રાસના કુનવન કૈકલન અને આસામના ગારો જેવી અસભ્ય લેખાતી જાતમાં એક કરતાં વધારે સ્ત્રી કરવાની રીતિ જોવામાં આવતી નથી.

કેટલાક વર્ષો પહેલાં બંગાળના કેટલાક કુલીન લેખાતા કુટંબોની આ જીવીકા એક કરતાં વધારે વિવાહ કરવાથી ચાલતી હતી સને ૧૮૯૬ માં બાબુ યોગેન્દ્રનાથ ભટ્ટાચાર્યે લખ્યું છે કે "પહેલાં એક ખાનદાન કુટુમ્બમાં એક માણસ સૌથી પણ વધારે સ્ત્રીઓ સાથે વિવાહ કરી શકતો ને તેના"

પોતાના કુટુમ્બની આજીવીકા ચલવતો હતો. વળી પોતાની સ્ત્રીઓનાં નામ જાણવાને માટે તેને રજીસ્ટર રાખવું પડતું હતું" પણ હવે નામદાર સરકારે દરેક વિવાહીત સ્ત્રીનું તેના પતિએ પાલન પોષણ કરવાનો ઠરાવ કરેલ છે તેથી આ રીવાજને ઘણો ધક્કો પહોંચ્યો છે.

પંડીત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે સને ૧૮૭૨ માં છપાવેલ બહુ વિવાહ નામની ચોપડીમાં લખ્યું છે ને એક ગામના કુલીન લેખાતાં ચાર કુટુમ્બોનાં નામો આપ્યાં છે જેમાં પહેલાંને ૬૫ સ્ત્રી બીજાને ૫૬, ત્રીજાને ૫૫, ને ચોથાને ૪૧ સ્ત્રી હતી. વળી તેજ ગામના વીશ વીર્ષના છોકરાનાં ૧૬ કન્યા સાથે લગ્ન થઇ ચુકયાં હતાં, પણ હવે એક સ્ત્રી કરતાં વધારે સ્ત્રી કરવી તેવી જંગલી રીતિને તીલાંજલી મલતી જાય છે. કાયસ્થ તથા કેટલીક ઉંચ નીચ જાતીમાં આ રીતિનું અનુકરણ કરવામાં આવ્યું હતું, વળી મુસલમાન જાતિમાં એક પુરૂષ ચાર સ્ત્રી કરી શકે છે.

ઉચ્ચ જાતિમાં છુટા છેડા કરવા તે એક જાતની હલકાઈ લેખવામાં આવે છે, વળી છુટાછેડા તથા ઘરઘરણું કરવાનો રીવાજ છે, વળી મદ્રાસની કેટલીક જાતોમાં પુરૂષ પોતાની બેનની છોકરી સાથે વિવાહ કરી શકે છે. મદ્રાસના અર્નદનોમાં પુરૂષ પોતાની મોટી છોકરી સાથે અને કુદીપોમાં વિધવા પોતાના મોટા છોકરા સાથે વિવાહ કરી શકે છે, ખોડ જાતમાં પોતાની માસી સાથે વિવાહ કરવાનો રીવાજ છે.

મુસલમાનમાં, બ્રહ્મદેશના બૌધોમાં અને કેટલીક બીજી જાતોમાં બેભાઇઓના, બે બહેનના અથવા ભાઈ બહેનની સન્તતિમાં વિવાહ કરી શકાય છે.

---

## આનું નામ તે પિતૃભક્તિ.

ફેલાઇ બધી લાલી આ જગતમાં એ ઊગતા સૂર્યની,
તારાઓ સહુ બીકથી નભ વિષે કમાંઈ ગયા છે વહી;
રાત્રિનું સઘળું તિમિર વળી છે ચાલ્યું ગયું વેગથી,
ઇંડાને વળી મંદમંદ અનીલે પર્ણો રહ્યાં છે ઝુલી.
કુહૂ કુહૂ કોકિલ બોલતીતી,
બનાવીને એક આમ્ર કેરી;
પથિકના કર્ણ વિષે મઝાનો,

પ્રેમે સુધાનો રસ રેડંતીની.
કલાપો શુકો મધુરા સ્વરોથી.
ગજાવતાતા તહીં વાટિકાને;
કલ્લોલ:ચોપાસ હતો મચેલો,
આનન્દની લ્હેર હતી ઉડેલી.
સુરમ્ય કાસાર વિષે અતીશે,
પદ્મો તણાં પુષ્પ હતાં ખીલેલાં;
પ્રિયા નિહાળી થઈ હર્ષઘેલો,
ગુંજારતો એ વળી ઉડતોતો.
પ્રભાત આનન્દ અતિ નિહાળી,
નૃપાળથી હાસ્ય પમાય ભારી;
ક્ષણે ક્ષણે કંઇક વિચારતો એ,
ફરે ઘડી તો ઘડી એક સ્થળે.

સ્વર્ગની રમણી જેવી, તહીં કોઇ ફરી ગઈ.
ભવમાં કોઇનું આવું, દીઠું રૂપ કદિ નહિ.
કહે છે ચિત્તને પોતે, ભાગ્યશાળી હશે અતી—
કીધાં પુન્ય હશે કોટી, ગૃહી છે હસ્ત જે નરે.

સુગ્ધા પાસ પછી નૃપ જાય,
સુણી ખુલાસો મન મુંઝાય;
રાજ્ય ધણી મુજ પુત્રો થાય,
દેવ વ્રતનો હક નવ કાંઇ.
સુઝે નહિ કરવું શું હવે,
સ્તબ્ધ થતો પંથે પરવરે;
વિચારને ચકડોળે ચડયો,
દિશા ન સુઝી ભૂલો પડયો.

હશે એ બિચારો પથિક નિજ એ માર્ગ વિસર્યો,
અરે! ચ્હેરો એનો ગમગીન દિસે છે જળ ભર્યો;
હશે કાં મુંઝાતો પ્રિય જન કદિ એ સ્મરી સ્મરી,
દયા લાવો એની સરળ હૃદયે પ્રેમથી નકી.

(અપૂર્ણ)

જયાશંકર કહાનજી ભટ્ટ.

# કપોળ વોલન્ટીઅર્સ ટીમ.

## તેવા મંડળની જરૂરીઆત.

### કેવા ધોરણે કામ લેવાથી કપોળ જ્ઞાતિનું ભલું થઈ શકે ?

અમારી થોડી સૂચનાઓ.

( કપોળ ઑફીસ. )

કપોળ વોલન્ટીઅર્સ ટીમ નામનું મંડળ બેએક માસ પહેલાં સ્થાપવામાં આવ્યું છે, તેના હેતુઓમાં મુખ્ય કપોળ જ્ઞાતિમાંથી ગરીબાઈ કાઢી નાંખવાનો પ્રયત્ન કરવો; ગરીબ કપોળ વિદ્યાર્થીઓને મદદ આપી તેમને કેળવણીમાં સહાય કરવી; કેળવણીનાં સાધનો વધારવાં અને સસ્તાં કરવાં; સંસારીક બદીઓ કપોળ જ્ઞાતિમાંથી દૂર કરવી; ઐક્યતાથી વર્તી સોળ બારનો ભેદ કાઢી નાખવો બલકે કપોળ જ્ઞાતિની દરેક પ્રકારે ઉન્નતી કરવાને તન મન ધનનો ભોગ આપવો અને આ આપણી કપોળ વોલન્ટીઅર્સ ટીમના કાયદા કાનુનો પ્રમાણે વર્તી જ્ઞાતિનું શ્રેય કરવા પચાસ પોણો સો કપોળ યુવાનો બહાર પડયા છે, એ ખરેખર એક આનંદની વાત છે. કપોળ જ્ઞાતિનું શ્રેય કરવું અને તે શ્રેય કરવામાં પોતાથી બનતો ફાળો આપવો એ દરેક કપોળ બંધુનો મુદ્રાલેખ હોવો જોઇએ એમ અમો માનીએ છીએ. અને આવા ઉચ્ચ હેતુથી કોઈ પણ મંડળ યાતો કોઇ પણ વ્યક્તિ બહાર પડે એ ખરેખર કપોળ જ્ઞાતિની ઉન્નતીની એક સુભ નીશાની છે.

## આવાં એક મંડળની જરૂરીઆત.

આપણી જ્ઞાતિમાં કપોળ સ્ટુડન્ટસ યુનીઅન, કપોળ સર્વીસલીગ તેમજ સંઘવી, ચીતળીઆ વિગેરે અટકોનાં મંડળો હસ્તી ધરાવે છે અને સૌ કોઇ જુદી જુદી દીશામાં પોતાથી બનતું કાર્ય કરે છે. કેટલાકો એમ પ્રશ્ન ઉઠાવે છે કે આપણી જ્ઞાતિમાં આવા એક મંડળની જરૂરીઆત હતી ખરી કે? અમો ખાત્રીથી અને સંપૂર્ણપણે માનીએ છીએ કે આવા એક મંડળની આપણને જરૂરીઆત હતી, કેટલેક ઠેકાણે કપોળ સ્ટુડન્ટસ યુનીઅન અને કપોળ વેલન્ટીઅર્સ ટીમની સરખામણી કરવામાં આવે છે. પણ તે સરખામણી અમોને જરૂરીઆત વગરની લાગે છે. કપોળ સ્ટુડન્ટસ યુનીઅન કપોળ વિદ્યાર્થીઓનું અને તે વિદ્યાર્થીઓને સારી રીતે કેળવી તેમનું જીવન આદર્શરૂપ થાય એવું ઇચ્છનારા કપોળ સદ્‌ગૃહસ્થોનું છે. અને તેના બંધારણથીજ તે યુનીઅન જ્ઞાતિના કોઈ પણ જાતના ચર્ચાતા સવાલોમાં ભાગ લઇ શકે તેમ નથી. અને તેથી તેમના પોતાનાં વિદ્યાર્થી પ્રત્યેનાં કામો કરવામાંજ મશગુલ રહેવાથી પોતાનું હીત વધારે સારી રીતે સાચવી શકે તેમ છે. અને તેવી રીતે તે મંડળે વિદ્યાર્થીઓ માટે કેટલાક લાભો કર્યા હોવાનું કોઇપણ કપોળ ભાઈ કબુલ કર્યા સીવાય રહેશે નહીં, જ્યારે કપોળ વોલન્ટીઅર્સ ટીમ કપોળ જ્ઞાતિનાં સર્વ પ્રકારનાં કામો કરવા બહાર પડી છે. અને જ્ઞાતિમાં કેટલાક સુધારા કરવાનો વિચાર રાખે છે; તેથી અમો ધારીએ છીએ કે આ બન્ને મંડળો પોતપોતાનું કામ બહુ સરસ રીતે જુદી જુદી દીશામાં કરી શકે તેમ છે. અને તેથી સ્વાર્થસાધક અથવા પરમાર્થસાધક એવાં નામો અથવા ઉપનામોની કોઇપણ મંડળને જરૂરીઆત નથી.

## એક સંપીથી કામ લેવાની જરૂરીઆત.

કપોળ વોલન્ટીઅર્સ ટીમનો મુખ્ય હેતુ કપોળ ભાઇઓમાં એક સંપી વધારવી એવો છે અને ખચિત તે હેતુ સ્તુતિ પાત્રજ છે. કપોળ જ્ઞાતિમાં દેલવાડીઆ ધોધારી, સોળબાર, ગામડી વિલાયતી, જુના વિચારના અને .

આગળ પડતા વિચારના એવા કેટલાક ભાગો પડી ગએલા જણાય છે. હવે વીશેપ પક્ષો કે ભાગો જોવા અમો ઇચ્છતા નથી. આ સઘળા ભાગોને કોઇ એકાદ common (સામાન્ય) લક્ષ્યબિંદુપર લઇ જવાને મથન કરવાનો આપણો પ્રયત્ન હોવો જોઇએ. પણ અમે જે જે જોયું છે; જે જે સાંભળ્યું છે તે ઉપરથી અમોને માનવાને કારણ મળ્યું છે કે સીધી યા આડકતરી રીતે આ ટીમનું સ્થાપન થયા પછી કેટલાક ભાઇઓમાં વિક્ષેપ ઘટવાને બદલે વધતો માલુમ પડયો છે. અમો જાણીએ છીએ, અમોને આશા છે કે કોઇપણ કપોળ બંધુનો હેતુ વિક્ષેપ પડાવવામાં સામર્થ્ય બનાવવાનો નહીં હોય; કારણ કે જે કંઇ ખટરાગ આપણા વચ્ચે જોવામાં આવે છે તે પૂરતો છે, તે આપણા વર્તનથી વધે તો ખચિત આપણે કપોળ કોમનું ભલું કરવાનો વિચાર હોવા છતાં કપોળ કોમને નુકશાનીનો ફટકો લગાવવાના સાધનરૂપ થઇ પડશું.'

### ઇર્ષા, દ્વેષ, પક્ષાપક્ષી અને અયોગ્ય ટીકાઓથી દૂર રહેવાની જરૂરીઆત.

એક મંડળનું સ્થાપન થાય માટે બીજાં મંડળનો નાશજ થવો જોઇએ, એક મંડળની ટીકા કરવાથી આપણું મંડળ વધારે ફતેહમંદ થશે, આવી માન્યતાથી જો કામ લેવામાં આવશે તો હાથ લીધેલું સારૂં કામ બગડી જશે, અને એક બીજા વચ્ચે એકસંપી થવા કરતાં કુસંપનું બીજ ઉત્પન્ન થશે. આપણી જ્ઞાતિનાં મંડળોની કામ કરવાની દીશાઓ જુદી જુદી છે. એક બીજાંના કામને આશ્રયરૂપ થઇ શકાય તેવું છે. માટે કપોળ વોલંટીઅર્સ ટીમના કાર્યવાહકોને અમારી સૂચના છે કે આવી નીતિમાંથી મુક્ત રહેવું; પારકાને વગોવવાથી આપણેજ વગોવાયે છીએ તે લક્ષપૂર્વક ધ્યાન રાખવું. અમોને અહુંજ શોક અને અફસોસ સાથે કહેવું પડે છે કે આવું મંડાણ કંઇક થઇ ચુકયું છે. કપોળ વોલન્ટીઅર્સ ટીમના બે મેલાવડાઓ અત્યાર સુધીમાં થયા છે. એક મેલાવડો ડૉ. રણછોડદાસ પરમાણંદદાસ વોરા એલ. એમ. એન્ડ એસ. ના પ્રમુખપણા નીચે ઝંડુભટના દવાખાનામાં અને બીજો મેલાવડો શેઠ જીવનદાસ મંગળદાસના પ્રમુખપણા નીચે માધવબાગમાં કરવામાં આવ્યો હતો.

આ મેળાવડામાં સીધી યા આડકતરી રીતે અમુક વ્યક્તિઓ અને મંડળો ઉપર ટીકાઓ કરવાનું અને ઉતારી પાડવાનું કામ થએલું અમારા સાંભળવામાં આવ્યું હતું. આમ થવાથી આપણા આ મંડળને અથવા આપણને શું ફાયદો કરી શકીએ છીએ તે અમો જોઇ શકતા નથી. સરલ રીતે આપણે આપણા કાર્યમાંજ મગ્ન રહી કામ કરવાથી આપણે આપણું વધારે શ્રેય કરી શકશું. મંડળોમાં અથવા તો વ્યક્તિઓમાં વિરોધ કોઇ પણ રીતે ઇચ્છવા જોગ નથી; પણ તે આવી ટીકાઓથી ઉત્તેજીત થાય છે. માટે અમોને આશા છે કે ઇર્ષા અને દ્વેષને એક બાજુએ મુકી, ટીમના ઉત્સાહી સેક્રેટરીઓ તથા મેમ્બરો કામ લેશે તો જરૂર પોતાનું કામ સફળ કરશે. આ મંડળ કેળવાયેલાનું છે અને આ બીનકેળવાયલાનું છે; આ મંડળ અમુક વ્યક્તિઓનું છે ને આ બીજી વ્યક્તિઓનું છે, એવો પક્ષાપક્ષીનો કોઇપણ સવાલ આ મંડળમાંથી દૂર રાખવાને અમારી મજબૂત ભલામણ છે. બધાં મંડળો સર્વે કપોળ ભાઇઓ માટે છે; ને સર્વેને જ્ઞાતિના ભલામાં પોતાનો અદનો ફાળો આપવાનો દરેક હક છે.

### કાવાદાવાવાળા માણસોથી અલગ રહેવાની જરૂરીઆત.

કેટલીકવાર એવું બને છે કે અમુક હેતુસર અથવા તો અમુક સ્વાર્થ સાધવાને ખાતર આવાં મંડળોમાં જોડાઇ પોતાનો સ્વાર્થ સરી રહેતાં મંડળને ધક્કો આપનારા ગૃહસ્થો પણ જોડાય છે. અમો માનીએ છીએ કે આવા માણસો પોતાનો સ્વાર્થ સાધવામાં, આવાં મંડળને હથીયારરૂપ બનાવી, પોતાનું કામ થઇ રહેતાં અથવા તો પોતાના વિચારની વિરૂદ્ધ જતાં, મંડળને છોડી જાય છેઃ મંડળને પાયમાલ કરી નાંખે છે, અને પોતે પણ ખરા લેબાશમાં જનસમુહ પાસે ખડા થઇ જાય છે. આ અમારા જ્ઞાતીહીત માટે સ્થાપન થએલ મંડળને ઇશ્વર આવા માણસોથી બચાવો અને મુક્ત રાખો, અને તેનું સુકાન ડાહ્યા, સમજુ જ્ઞાતીહીતચિંતક તથા પોતાના સ્વાર્થને બાજુએ રાખી પરમાર્થવૃત્તીથી કામ કરનાર નેતાના હાથમાંજ રહો કે જેથી ગમે તેવા તોફાનમાંથી પણ સહીસલામત પાર ઉતરી જ્ઞાતીને તે મંડળ ફળદાયક થાય.

## સર્વે કામો એક સાથે ઉપાડવા કરતાં એકાદ બે કામો હાંથમાં લઇ સંપૂર્ણ કરવાની જરૂરીઆત.

અમો એવું માનનારા છીએ કે પાંચ પચીશ કામ એક સાથે લેવાથી એક પણ કામ સંપુર્ણપણે પાર ઉતરતુ નથી. તેથીજ આપણે જોઇએ છીએ કે સારાં સારાં મંડળો–પૈસા અને માણસોની સગવડવાળા પણ–થોડાક આશયો ઉપર પોતાનો સઘળો પાયો રચે છે અને પોતાના ઉત્સાહને સંકોચે છે. તો શરૂઆતમાં નાની શરૂઆતથી થોડા આશયોથી–કામ શરૂ કરવું. જેમ જેમ સાધનો વધતાં જાય, ફતેહ મળતી જાય તેમ તેમ કાર્યનું ક્ષેત્ર વધારવું. તેમ કરવાથીજ કામ વ્યવસ્થિત અને ચોકસપણે થઇ શકશે. બધાં કામોનો એક સાથે બાચકો ભરવાથી એક પણ કામ સારૂં થશે નહિ, અને પાછવાડેથી આપણને ફતેહ ન મળવાથી નાસીપાસી ઉત્પન્ન થશે. અચોકસ ઝાઝા આશયો કરતાં ચોકસ થોડા આશયોને વળગવાથી કામ સંગીન થશે. કન્યાવિક્રય દુર કરાવવો, સંસારની બીજી બદીઓમાંથી જ્ઞાતિને મુક્ત કરવી; ઔદ્યોગીક, આર્થીક અને કેળવણી સંબંધી સ્થિતિ સુધારી નાખવી–એ બધું જમાનાઓનું અને ઘણી વ્યક્તિઓનું કામ છે. તો અમોને આશા છે કે આ મંડળ પોતાનું લક્ષ એકાદ બે વિષય ઉપર ખાસ ચોંટાડશે.

આમ કરવાની જરૂરીઆત અમને એ માટે લાગે છે કે જેજે ભાઇઓ અત્યારસુધીમાં આ મંડળમાં જોડાયા છે, તે સઘળા ભાઇઓને પોતાના કામધંધામાં, નોકરી કરવામાં વખતનો વ્યય કરવો પડે છે. આપણે એવા સાધનવાળા નથી કે આપણો સઘળો વખત આવા કામ પછવાડે આપી શકીએ. આપણામાંથી મોટા ભાગના માણસોને સવારના નવ નવ દસ દસ વાગેથી નોકરી અથવા ધંધાર્થે જવું પડે છે અને રાતના સાત આઠ વાગે આપણે આપણા ધંધામાંથી ફારગ થઇ શકીએ છીએ. આપણું પોતાનું સાધન સુધારી આપણાં કુટુંબને સારી રીતે ચલાવી સુધારવું એ કંઇ જ્ઞાતિનું ઓછું હીત નથી. આ સઘળું કરવા પછીજ આપણે જ્ઞાતિના સામાન્ય હીત તરફ લક્ષ આપી શકીએ એવું છે. તેથી મર્યાદામાં આપણા

કામને મંડાયવાથી આપણે વધારે ફતેહમંદ થઇ શકીએ એમ છીએ. સઘળા સ્વપ્નવત્ વિચારોને બાજુએ મુકી દઇ કંઇ એકાદ કાર્ય ઉપર મચવાની વધારે જરૂર છે.

## વોલન્ટીઅર્સ ટીમના મેમ્બરોનો ઉત્સાહ અને ઉમંગ.

અમે જે ઉત્સાહ અને જે ઉમંગ અમારા કપોળ વોલન્ટીઅર બાઇઓમાં જોયો છે, તે ખચિત આવકારદાયક છે. પણ કેટલીકવાર એવું બને છે કે ઉમંગ અથવા ઉત્સાહને જો પુરતા કાબુમાં ન રાખવામાં આવે તો હીન કરતાં અહીત થવાના સંભવો વધારે રહે છે. આપણી સઘળી મુસ્કેલીઓ આપણા સઘળા સંજોગો અને આપણી કાર્ય કરવાની શક્તિઓ; આ સઘળાનો વિચાર કરવાની આપણા ઉત્સાહની સાથે જરૂર છે. આપણો ઉત્સાહ અને ઉમંગ ગમે તેટલો હોય પણ જો આપણા ઘર વ્યવહારનીજ મુસ્કેલીઓથી આપણે હેરાન થતા હોઇએ; આપણા ઘરસંસારને નીભાવવાનેજ આપણે અશક્ત હોઇએ; આપણું વર્તનજ બીજાઓને આદર્શરૂપ બનાવવામાં સાધન થાય તેવું ન હોય તો તે સઘળી ખામીઓને દુર કરવામાં આપણે જ્ઞાતિની સેવા વધારે બજાવી કહેવાય.

## કહેવા અને બોલવા કરતાં કરી બતાવવા ઉપર વધારે લક્ષ આપવાની જરૂરી.

મી. મહુવાકર વકીલે કપોળ વોલંટીયર્સ ટીમના પહેલા મેળાવડામાં બે બાબતો પર કાર્યવાહકોનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. એક બહુ બણુગાં ફુંકવા કરતાં કંઇ કરી બતાવવું કે જેથી બીજા માણસો પોતાની મેળે ભાગ લેવા આવે અને સારૂં જોઇ સૌ કોઇ કામમાં મદદ કરવા ચાહે, બીજું આવા મેળાવડાના મોટા મોટા રીપોર્ટો જાહેર છાપાઓમાં આપવા કરતાં મુંગે મોઢે કામ કરવાની ખાસ અપીલ કરી હતી. છાપાઓમાં નામ આવવાની લાલસા કરતાં, સંગીન કાર્ય કરવાની લાલસા વધારે સારી છે. જ્ઞાતિના એક આગેવાન ગૃહસ્થ સાથે વાતચીત થતાં તેઓએ જણાવ્યું હતું કે હમણાં કપોળ જ્ઞાતિ સંબંધીજ રિપોર્ટો કેમ છાપાઓમાં વીગેરે માલુમ પડે છે. 'સરવન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાઇટી' ના મેમ્બરો જીવતો

મહેનતથી દિવસ રાત્રી જોયા વગર દેશોદ્ધારણનાં હજારો કામો કરી રહ્યા છે; છતાં તેઓ તો છાપામાં સૂક્ષ્મદર્શક યંત્ર લઇ શોધતાં પણ જડતા નથી. આ કહેવાની સત્યતા ઉપર અમારા ઉત્સાહી કપોળ વોલન્ટીઅર્સનું અમો ધ્યાન ખેંચીએ છીએ.

### છેવટની વિનંતિ.

છેવટે આ કપોળ વોલન્ટીઅર્સ ટીમ જે ઉચ્ચ હેતુથી સ્થાપવામાં આવી છે; તે સારૂં કામ કરવામાં ઇશ્વર તેઓને મદદરૂપ થાય એમ અમો ખરા અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ. અને કપોળ ભાઇઓને વિનંતિ કરીએ છીએ કે તેઓ જે સારૂં કામ કરવા બહાર પડે તેમાં તેમને સંપૂર્ણ સહાય આપવી.

---

## આત્મોપદેશ.

રે ! મૈં ! ! મોહ ! કપટી દૂર થા હવે તું,
અંધાર જાળ મુજ ત્રોડી હવે રહ્યો હું;
આત્મ–પ્રભા ઝગઝગી હૃદયે રહી છે,
ને ભ્રાન્તિ સૌ હૃદયની દૂર તો થઇ છે. ૧

અજ્ઞાન સાગર તરંગ વિશાળ મધ્યે,
કીધું પ્રયાણ પણ લાધ્યું ન લક્ષબિન્દુ;
તો છોડ છોડ મન હંસ ! જળોદધિ તું,
ને જ્ઞાન ક્ષીર સરનો શુભ માર્ગ લે ટું. ૨

આત્મા ! અનંત પરબ્રહ્મ તણો તું અંશ,
તે આજ આ અધમ સ્થાન વિષે પડ્યો છે;
જો જો ભલા ! સહજ ઉજ્જ્વલ સત્વ હારૂં,
તન્દ્રા તણા તિમિરમાં ડૂબતો દીસે છે. ૩

રે ! આ અનન્ત ભવ સાગર પાર જાવું,
ને આદ્ય જ્યોતિ પરબ્રહ્મ શું લીન થાવું;
એ લક્ષ્ય બિન્દુ તુજ અક્ષય મોક્ષ કેરૂં,
ભૂલી,સતો કયમ દીસે મતિ મૂઢ રે ! તું. ૪

ઉચ્ચાશયો હૃદય તું ધરજે સદાયે,
એ પુણ્ય સંચય કરી જગમાં સદાયે;
સૌ બાળ આ પરમ પુજ્ય પ્રભુ તણાં છે,
અદ્રષ્ય કિન્તુ દૃઢ સાંકળથી જડયા છે. ૫

"અવનીવર."

# કપોળ સ્વયં સેવકો.

## કપોળ વોલંટીયર ટીમ સ્થાપવા મળેલી સભા—પ્રમુખ ડા. રણછોડદાસ પી. વોરાનું ભાષણ.

કપોળ વોલંટીઅર ટીમ સ્થાપવા માટેની શરૂઆતની સભા મુંબઇમાં વૈદરાજ મંછુભટજીના હોલમાં ગઇ તા. ૩૧ મી મેએ રાતના ૮।। વાગતે ડા. રણછોડદાસ મી. વોરા એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ. નાં પ્રમુખપણાં હેઠળ મળી હતી, જેનો રિપોર્ટ અમો નીચે રજુ કરીએ છીએ:—

શરૂઆતમાં હારમોનીઅમ તથા બીજાં વાજીંત્રોની મદદ સાથ વોલંટી અરોએ સંગીતની મજાહ પરોણાંઓને ચખાડયા બાદ મી. ત્રીકમજી માધવજી મહુવાકરે સભા બોલાવવાનો હેતુ અને દેશના જુદા જુદા ભાગોમાં વોલંટીઅરોએ કરી દેખાડેલાં કામો વીશે વીવેચન કરી હીંદના જવાનયા-

ઓને બોધ આપનારો સ્વામી વીવેકાનંદ અને તેમના એક શીષ્ય વચ્ચેનો સંવાદ રજુ કીધો હતો.

મી. પ્રભુદાસ લાધાભાઇ મોદીએ કપોળ કોમની હાલની સ્થીતી અને સંજોગો વચ્ચે કોમના જવાન વર્ગ ઉપર રહેલી ફરજો તથા જવાબદારી વીશે વીવેચન કરતાં જણાવ્યું કે આવી એક વોલંટીઅર્સ ટીમ કોમનાં ભલાને લગતાં અનેક કામોમાં પોતાનો ફાળો આપી શકે તેમ છે. જાતીભોગે સેવા બજાવનારા આવા સ્વયંસેવકો અન્ય કોમોમાંથી પણ બાહેર પડયા છે અને તેઓએ પોતપોતાની કોમનાં તેમજ સાર્વજનીક ભલાનાં કાર્યો કરી દેખાડયાં છે. એમ જણાવી તેમણે દરખાસ્ત મેલી કે કપોળ ન્યાતના શ્રેયના સામાન્ય કાર્યોમાં પોતાથી બની શકતો ફાળો આપવાને કપોળ સ્વયંસેવકોનું એક મંડળ ઉભું કરવું અને તેને "કપોળ વોલંટીયર ટીમ" એવું નામ આપવું.

મી૦ ત્રીભોવનદાસ પદમસી મહુવાકરે ઉપલી દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે બોલવા કરતાં વહેવારૂ કામો કરી દેખાડવાનો વખત આવી પુગોછે. અને જે નેમ સાથ આ ટીમ ઉભી થાય છે, તેને હું મારા ખરા અંતઃકરણથી આવકાર આપું છું.

અત્રે મી૦ છગનલાલ પી૦ મહેતાએ કપોળ કોમને માટે જાતી ભોગ આપનારા કપોળ સ્વયંસેવકની લાગણી દર્શાવનારી જુસ્સાદાર કવીતા ગાઇ સંભળાવી હતી.

બાદ દરખાસ્ત ઉપર મત લેતાં તે એકમતે પસાર થઇ હતી.

બાદ મી૦ એલ૦ પી૦ ભુતા, મી૦ રતીલાલ માણેકલાલ મહેતા વગેરે ગ્રહસ્થોએ વીવેચનો કીધાં હતાં.

મી૦ મોહનલાલ લવજી ભુતાએ ટીમના કાયદા કાનુનોની રૂએ નવું બંધારણ કરવામાં આવતાં સુધી કામચલાઉ સેક્રેટરીઓ તરીકે મેસર્સ ત્રીકમજી માધવજી મહુવાકર અને વીરરામ લાધાભાઇ મોદીને નેમવાની દરખાસ્ત મેલી હતી, જેને મી૦ દામોદર પી૦ મહેતા અને બીજા વક્તાઓએ ટેકો આપ્યા બાદ તે પસાર કરવામાં આવી હતી. મી૦ વીરરામ લાધાભાઇ મોદીએ કપોળ કોન્ફરન્સ ભરવાની અગત્ય દેખાડી હતી.

પ્રમુખ મી૦ વોરાએ ભાષણ કરતાં જણાવ્યું કે હું જોઇને ખુશી છું કે આપણી ન્યાતી જે ઘણી બેદરકાર અને સુસ્ત હતી, તેમાં આજકાલ

જાગરતી આવી છે, હમેશાં દરેક કોમમાં ગરીબો હોય છે અને તેવા ગરીબોને મદદ કરવી એ શ્રીમંતોની તેમજ ગરીબો કરતાં ચ્હડતી પંક્તીન્યાતીલાઓની પવિત્ર ફરજ છે. આપણી કોમમાં કેટલાંક મંડળો સ્થાપ થયાં છે. જેમાંના કેટલાંક સ્વાર્થસાધક જોવામાં આવે છે એટલે કે મંડળો ચલાવવામાં ચોક્કસ વર્ગનો પોતાનોજ લાભ સમાયલો હોય દાખલા તરીકે કપોળ સ્ટુડંટસ યુનીયનની અંદર જેઓ ભાગ લે છે, તેઓ ભાષણોની હરિફાઇ કરી ઇનામો મેળવે છે, તેઓ સુભાષીત ભાષણ કરત નીવડે છે. ઉત્તેજનનાં પરીણામે પરીક્ષાઓ પસાર કરી ડીગ્રી મેળવે છે મારી કહેવાની મતલબ એ છે કે આવાં મંડળના મેમ્બરો માત્ર પોતપોતાન લાભો જાળવી બેસી રહે છે,* જ્યારે આ કપોળ વોલંટીઅર્સ ટીમનું મંડળ મારે કહેવું જોઇયે કે તે સ્વાર્થસાધક નહીં, પણ પરમાર્થસાધક છે, (તાળીઓ). તેઓ પોતાનો વખત અમુલ્ય હોવા છતાં અને પોતે નોકરી ચાકરી તથા વેપારમાં પડેલા છતાં પોતાના ધંધાનો તથા મહેનત અને વખતનો ભોગ આપી ગરીબોને મદદ કરવાને બહાર પડયા છે. તેઓએ જે કાર્યો કરવાની ઇચ્છા રાખી છે તે ઘણાં ઉત્તમ છે. આ ટીમ ફતેહમંદ નીવડે એજ મારૂં ખરાં અંતઃકરણનું ચાહવું છે, આ ટીમ કોઇ પૈસા માંગતી નથી, પણ તેતો તન મનના ભોગે ગરીબોને મદદ કરવાની ખાહેશ ધરાવે છે, ગરીબોને નોકરી ચાકરી અપાવવા માગે છે, વિદ્યાર્થીઓને કેળવણી અપાવવાનો પરીશ્રમ લેવાની લાગણી રાખે છે અને કોમનો દરેક પ્રકારે ઉપયોગી થવાની તેની નેમ છે. મને દલગીરી ઉપજે છે કે મી. મંછુવાકર વકીલ સિવાય અત્રે ડીગ્રી ધરાવનારા કપોળ જવાનો હાજર નથી. આપણી કપોળ બોર્ડીંગ સ્કુલમાં કેટલાક ગરીબ સ્થીતીના વિદ્યાર્થીઓ આશ્રય મેળવી ડીગ્રી લઇને બહાર પડયા છે. તેઓ પોતાની ગરીબાઇમાંથીજ આગળ વધેલા છે. કોમનાં ભલાંને લગતી આવી સામાન્ય હીલચાલના મેળાવડામાં તેઓની ગેરહાજરી જોઇ મને ખેદ ઉપજે છે. કદાચ કહેવામાં આવશે કે તેઓ પરતંત્ર છે અને વોલંટીઅર તરીકે જોડાઇ શકે નહીં પણ તે વાત

* ડા. રણછોડદાસ આમ કહેવામાં ભુલ કરે છે કારણકે ઇનામો યુનીવર્સીટીની પરીક્ષા પસાર કરનાર દરેક કપોળ વિદ્યાર્થીને-પછી તે યુનીયનનો મેંબર હોય કે ન હોય-તેને આપવામાં આવે છે. વળી યુનીયન તરફથી પોતાના મેંબર ન હોય તેવા પણ ગરીબ કપોળ વિદ્યાર્થીઓને વખતોવખત મદદ આપવામાં આવે છે તે વાત ડાક્ટર સાહેબના ધ્યાનમાં લાગતી નથી.

જુદી છે; પરંતુ તેઓ આવા મેળાવડામાં હાજરી આપે, તેમાં બોર્ડીંગના સ્થાપકોને વાંધો હોય, એમ હું ધારતો નથી, તેઓ અભ્યાસમાં રોકાયલ હોય, પણ જેમ બીજાં મંડળો અને મીટીંગોમાં હાજરી આપે છે, તેમ આ મેળાવડાના સંબંધમાં પણ કરી શકતે. મી. મંગળદાસ દેસાઇ બેરીસ્ટર, મી. છોટાલાલ કરસનદાસ મુગજી જેવા કોમના ચંચળ વકીલ બેરીસ્ટરોની હાજરીની અને સલાહની જરૂર છે. તેઓને સમજાવીને આવા મેળાવડામાં લાવવા જોઇએ છે. ગરીબોને આવા કેળવાયલા મદદ નહીં કરે તો પછી કોણ કરશે અને કોમની ઉન્નતી કેમ થશે? (તાળીઓ.)

---

# પ્રેમ અને મૃત્યુ.*

---

વસન્ત તિલકા.

છે સત્ય પ્રેમ મધુરો, કદી વ્યર્થ હોયે;
છે મિષ્ટ મૃત્યુ પણ અન્તજ દુઃખ લાવે;
એ પ્રેમ, મૃત્યુ, મહીં મિષ્ટ વધુ શું છે તે
જાણે નહીં હૃદય કોમળ ભોળું મ્હારૂં. ૧
જો પ્રેમ તું મધુર-તો કટુ મૃત્યુ લાગે,
જો મૃત્યુ તું મધુર-તો કટુ પ્રેમ લાગે;
હે! પ્રેમ જો મધુર મૃત્યુ કલાપી હોયે-
તો જગત નશ્વર તજી મુજને જવાદે. ૨
જે પ્રેમ જ્યોતિ ઝળકે છે સદા અનેરી;
ને મૃત્યુ મિષ્ટ કરતો વિભૂતી નિઃસ્નેહી;
તે પ્રેમ મૃત્યુ મહીં મિષ્ટ વધુ શું છે ને
ભોળું મધુ હૃદય કોમળ તે ન જાણે. ૩
બોલાવ પ્રેમ મુજને તુજ પંથ આવું
ને મૃત્યુ હું તુજ પથે સહેદ સીધાવું;
બોલાવ હું અનુસરી તુજ પન્થ આવું
સંસાર નશ્વર તજી તુજને હું ભેટું. ૪

હીરાલાલ મગનલાલ દેસાઇ.

---

* "Lord Tennyson" ના "Love and Death" ઉપરથી અનુવાદ.

# ચાર દીવસનું ચાંદરણું ને ઘોર અંધારી રાત.

( એપ્રીલ-મેના અંકથી ચાલુ. )

૨

## લગ્ન.

કન્યા કે વરવિક્રય હો-બ્રાહ્મ લગ્ન હો કિંવા આસુર લગ્ન હો-સ્નેહ લગ્ન હો કે કામ લગ્ન હો પરંતુ એક દિવસતો-એક રાત્રી તો કાંઇ અલૌકિક આનંદ મનાય છે. દેવામાં ડુબ્યો હોય, કમાવાની સત્તા ન હોય, હજાર તરેહની ચિન્તા હોય, પૈસાનો શો ઉપયોગ કરવો તે સુજતું ન હોય છતાં લગ્નનો દિવસ મનુષ્ય માત્રને પૂર્ણ સંતોષ આપે છે. અને હેમાં વળી ઘણા દિવસની આશા હોય, ઉત્સુકતા હોય, મન માનિતા પતિ કે પત્નીને નીરાંતે મળાશું, પોતાના-કે પોતાની કહેવાનો હક મળશે એમ હોય પછી પૂછવું શું. લગ્નમા ચોરીમાં હાથેહાથ મળતાં વિજળીના બે તાર મળતાં જે ઝણઝણાટ થાય છે તેથી પણ વિશેષ ઝણઝણાટ થાય છે ને તે બીજા દેખી શકતા નથી. બે આંખો બીજી બે આંખોને મળતાં વાયરલેસ ટેલીગ્રાફીના સંદેશા બે હૃદયજ સમજે છે.

વનમાળીદાસ શકુંતલાની આ સ્થિતિ હતી. શેમબાગમાં બડી ધામધૂમથી લગ્ન થયાં. મુંબઇના ધનાઢ્ય શેઠીયા, ઓફીસરો, શહેરીયો, શકુન્તલા વનમાળીદાસને અભિનંદન આપવા લાગ્યા. વનમાળીદાસના કૉલેજના મિત્રો ઉપરથી હર્ષ દર્શાવતા વનમાળીદાસની ઇર્ષ્યા કરવા લાગ્યા. હમને કાઠીયાવાડની ગામડાંની કાળા અક્ષરને કૂટી મારે એવી ઢોર જેવી બૈરી મળી છે ત્યારે માળા વનમાળીને આવી શકુન્તલા મળી. પોતે તો સર્વગુણસંપન્ન સરસ્વતીચંદ્ર હોય ને કુમુદ ન મળી હોય તેમ શોષવા લાગ્યા. શકુન્તલાની સખીઓ જેઓ હિંદુ રિવાજ પ્રમાણે પરણી ગઇ હતી કે પરણવાની હતી તે શકુન્તલાને ઇશ્વરે આવા વર મેળવવા માટે 'ધન્ય' 'ધન્ય' માનવા લાગી. શકુન્તલા અને વનમાળીદાસને લગ્નની આ ક્રિયા અત્યારે નિરર્થક તો નહિ પણ જરાક વધારે પડતી લાગી. મુંબાઇમાં પ્રવૃત્તિમય શહેરોમાં વખતની કિંમત

બહુ હોવાથી લગ્નક્રિયામાં ગામડાઓ કિંવા મુંબઇ બહારના શહેરોમાં વધારે વખત લાગે છે તે ઠીક નહી એમ લાગવા માંડ્યું છે. અને જે બ્રાહ્મણ થોડા સમયમાં લગ્ન કરાવી શકે તે હોંશીયાર મનાય છે. શકુન્તલા વનમાળીદાસ પતિ પત્ની થયાં. શિવશંકરદાસે વાલકેશ્વરમાં એક નાનો બંગલો આ નવા યુગલ માટે તૈયાર રાખ્યો હતો અને આ જોડું આનંદ માસ ભોગવવા ત્યાં ગયું. વનમાળીદાસે પોતે એક નાનું મકાન ગીરગામમાં રાખ્યું હતું પરન્તુ મહિનામાં ભાગ્યેજ બે ચાર દિવસ ત્યાં રહેતો હશે. શકુન્તલાની મનની ઉમેદ પાર પડી. વનમાળીદાસે સોસાઇટીમાં હરે ફરે એવી પત્ની મેળવી. સ્ત્રીઓની સુધારણા—દેશની સ્થિતિ સુધારવામાં સ્ત્રીઓ શું કરી શકે એમ છે તે દક્ષિણ આફ્રિકામાં હિંદની હાડમારી, સ્ત્રીઓના વર્ગો, સ્વદેશી હીલચાલ વગેરેમાં વનમાળીદાસ ઉત્સાહપૂર્વક ભાગ લેવા લાગ્યો. શેઠની મોટાર મંગાવે ત્યારે હાજર રહેતી. મોટારમાં બેશી પતિપત્ની જાહેર મીટીંગોમાં, બેન્ડ સ્ટેન્ડ કે એપોલોબંદર, સીનેમામાં કે નાટકમાં જતાં. વનમાળીના અંગતમિત્રો બંગલે આવતા અને શકુન્તલા સાથે સામાન્ય વાતો થતી. શકુન્તલા પિયર જતી તેટલો સમય વનમાળીને યુગ જેવો લાગતો. શકુન્તલા પિતાની સાથે કોઇ શેઠીઆને ત્યાં અગર પાર્ટીમાં જતી તો વનમાળીદાસને રૂચતું નહિ. શકુન્તલાને મળવા કોઇ આવતું તેટલી ઘડી વનમાળીને પોતાના રૂમમાં રહેવું પડતું તો જીવ ઉપર આવતું. વનમાળીદાસ બી. એ. થયો પણ એલ. એલ. બી. ના ટર્મ્સ ભરવા સાંજરે જવું પડતું પણ તેમાં ગાબચી મારતો. આમ શકુન્તલા-વનમાળીદાસનું લગ્ન જીવન ભવિષ્યના સ્વપ્નામાં, પ્રેમાળ દંપતી-નમુનાદાર દંપતી તરીકે જતું હતું, અને હિંદુ સંસારમાં આવું સુખ ભાગ્યેજ હોય છે એમ માનનારા આ દંપતીની ઇર્ષ્યા કરતા હતા. શકુન્તલા અને વનમાળીદાસ સ્વર્ગ સુખમાં મ્હાલવા લાગ્યાં.

૩

## છૂટાં પડયાં.

દિવસ ઉપર દિવસ ચાલવા માંડ્યા. જાહેર સભામાં શકુન્તલા હાજર હોય વા ન હોય તોપણ તેનું નામ કમીટીમાં હોય જ. સાઉથ આફ્રિકાની ફંડ કમીટીમાં શકુન્તલા; હોલિકા સંમેલનમાં શકુન્તલા, શ્રુંગાર કમીટીમાં શકુન્તલા. આ બાજુ વનમાળીદાસ કાર્લાઇલ-દુકાળ ફંડમાં, વ્યાખ્યાન

માળામાં હોય જ. પતિપત્ની આમ વધારે સાથે ફરવાં લાગ્યાં. વનમાળીદાસ ઘણી જગાએ શકુન્તલાના પતિ, શિવશંકરદાસના જમાઇ તરીકે ઓળખાતા હતા. શિવશંકરદાસ શકુન્તલાને બોલાવતા, શકુન્તલા વચમાં વચમાં પિતાને ઘેર બે ચાર દિવસ રહેતી. નવી વસ્તુ મેળવતી વખત જે મોહ રહે છે. તેમાં પણ અંતર ન કેળવાયું હોય તો તો ઇન્દ્રિય સુખની, જે અપેક્ષા હોવાથી અન્તર્ વૃતિ એક થતી ન હોવાથી–બાહ્ય આનંદ. હમેશ સુખકર હોતો નથી. શકુન્તલા કેળવાયેલી શકુન્તલાને વનમાળીદાસના દોષો લાગવા માંડ્યા. વનમાળીદાસની પણ એજ સ્થિતિ હતી. હું શકુન્તલાના પતિ તરીકે ઓળખાઉં ? શિવશંકરદાસનો જમાઈ! એ એના બાપને ઘેર જાય ત્યારે બધા બ્હેન–બ્હેન કહે ? હું જાઉં ત્યારે આવો વનમાળીદાસ થઇ રહ્યું ? એ એને પિયર ન જાય તો ! મ્હારાં કરતાં પિયર વધ્યું ? બાપ વધ્યો ! મ્હારા મિત્ર માટે મોટર જોઇતી હતી ત્યારે શિવશંકરદાસે ના કહી ? જમાઇનું એટલુંએ માન નહિ ? મેં શકુન્તલાને કહ્યું કે તું રીસા ! ને પિયર ન જા, તો તેણે માન્યું નહિ ! ખરે પૈસાદારની છોકરી લેવીજ નહિ. ઘર જમાઇમાં માનજ નહિ. એ તો હોય પણ શકુન્તલા એવી નિકળી. સોસાયટીમાં ફરવું ખરૂં પણ મ્હારી સાથે બહુ વાત કરતી નથી. એના બાપને ત્યાં સાહેબો, પારસીઓ આવે છે. બીજા ભાટીયા, કપોળ આવે છે તેની સાથે કેવી હસીને વાત કરે છે. મારી સાથે એમ વાત કરતી નથી. ઘણા મ્હેં કેટલીવાર ના કહી કે તું અમૂક સાથે એમ છૂટથી વાત ન કર, તારા બાપ સાથે આવવા જવાનું બંધ રાખ, પણ માનતી નથી. પત્ની તો કોનું નામ કે જે પતિના કહ્યામાં રહે, પતિને પરમેશ્વર માને ? હું એને ક્યાં ગમું છું, એના મનથી તો મીણનો માટી છું. મ્હાર સાથે ફર્યાં હર્યા તેમાં શું." વનમાળીદાસ આમ વિચાર કરતો હતો ત્યારે શકુંતલા એમજ બબડતી. "પ્હેલાં એ ભણાવવા આવતા ત્યારે કેવો વ્હાલ ! કેવો સ્નેહ બતાવતા ! એ સ્નેહજ ક્યાં છે ? એજ કહેતા કે આપણા બૈરાં હરકણ કોઇની સાથે બોલે નહી, ચાલે નહિ, હરે ફરે નહિ, પુરૂષો પાપીજ હોય માની એમની સાથે વાતજ ન કરે ? હવે હું જ્યારે એમના મિત્રો–મ્હારા પિતાને ત્યાં આવતા સાહેબો, પારસીઓ કે હિંદુઓ સાથે દેશની–બનાવોની અગર સાદી વાત કરૂં છું ત્યારે એમને ગમતી નથી. મ્હારા પિતા ધનાઢ્ય વગવાળા વ્યાપારી એટલે મ્હને હજાર માણસ બોલાવે ને જાઉં, તો કેશે તું. કેમ ગઇ ? ના પાડ ! એમને બોલાવે

ન બોલાવે તેમાં હું શું કરૂં! એથી જો મ્હારા મનમાં હોય, જો મ્હારા મનમાં એમને માટે હલકો અભિપ્રાય હોય તો જૂદી વાત.

મ્હારા બાપ પૈસાદાર તે મ્હારો વાંક, હું એમને કાંઇ કહેતી હોઉં, પૈસાનો ગર્વ એમની પાસે રાખતી હોઉં તો તે-મ્હારે પિયર ન જાઉં? એ કેમ એમના સગાંવ્હાલાંને ત્યાં જાય છે, પરણી એટલે માબાપનું નામ ન દઉં?" વનમાળીદાસ સંસાર સુધારા સમાજમાં સ્ત્રી સ્વાતંત્ર્ય ઉપર વ્યાખાન આપતા પરંતુ એ સ્વાતંત્ર્ય પ્રયોગમાં મૂકતાં ઇર્ષા આવતી, મનમાં મૂંઘવાતા. સમાન હકની વાત કરતા પણ શકુન્તલા પિયર જતાં કહેવું ભૂલી જતી કિંવા પિયર-માં બે દિવસને બદલે ત્રણ દિવસ તો શું પણ બે કલાકને બદલે ત્રણ કલાક જ થતા તો જોઇ લો મજાહ. શકુન્તલા આવતાં વારજ તેને ઉધડી લેવામાં વન-માળીદાસ પાછા પડતા નહી. જોકે મિત્રો કે બ્હારના માણુસ દેખતાં તો સ્વંર્ગીય દંપતી હોય એમ જણાવવા પ્રયત્ન કરતા, વનમાળીદાસની લગ્ન-સ્નેહની મોહિની જતી રહી. સ્નેહની એમની વ્યાખ્યા પોતાની મરજીમાં આવે ત્યારે શકુન્તલા જાય આવે, પોતે કહે તેમ કરે, પોતાની સર્વ ઇચ્છા પાર પાડે, હાજી હા કહે. સલાહ એટલે પોતે જે અભિપ્રાયનો હોય તે અભિપ્રાય આપે તો સ્નેહાળ પત્ની કહેવાય. આ બન્યું નહી અને શકુન્તલા નિરસ લાગવા માંડી. જે શકુન્તલાનું નામ આવતાં ગલગલી થતી, કૉલે-જમાં શકુન્તલા નાટક પ્રિય લાગતું તે નામ પુસ્તકો ઉપર લખાતું તે શકુ-ન્તલા અપ્રિય થઇ પડી. વનમાળીદાસ એકાએક એક દિવસ ઘરમાંથી ચાલ્યો ગયો. શકુન્તલા પિયર ગઇ હતી. બીજે દિવસે આવી તો મેજ ઉપર કાગળ-પોતાના પતિનો કાગળ જોઇ ઉઘાડયો-વાંચ્યો.

શકુન્તલા!

ત્હને બણાવતો ત્યારે તું મ્હને મ્હારી જુલીયેટ, શોભના-કુમુદ લાગતી. એ પુસ્તકો મ્હેં વાંચ્યા હતાં અને સ્નેહનાં સ્વપ્નાં જોયાં હતાં-અનુભવતાં હોતો એ પુસ્તકોમાં દર્શાવેલી નાયીકાઓ ખોટી લાગી હોતો આપણે ખોટાં, ગમે તેમ પણ મ્હને તારામાં રસ પડતો નથી, તું મ્હને ચહાતી હોય એમ લાગતું નથી, મ્હને ચાહનાર પિયર જઇ શકે જ નહિ, મ્હને ચાહનાર બીજા પુરૂષ સાથે વાત કરી શકે જ નહી, મ્હને ચાહનાર પોતાના પિતાને મ્હારા કરતાં વધારે ચાહેજ નહી. પણ તું મ્હને ચહાતી નથી. જગતથી કંટાળ્યો-'હું તો હવે દક્ષિણ આફ્રિકામાં જઇ સ્વદેશ સેવા બજાવીશ'-જાઉ છું. તું તારૂં ફોડી લેજે..

તારો

વનમાળી.

શકુન્તલા આ કાગળ વાંચી ગુલબરાઇ એકદમ પિતા પાસે ગઈ. શિવશંકરદાસે વનમાળીના મિત્રોને બોલાવી વનમાળીની શોધ કરવા કહ્યું. શિવશંકરદાસને હવે લાગ્યું કે સ્નેહ એટલે શું ? કન્યાના લગ્નમાં શી શી મુશ્કેલીઓ છે ? વિદ્યાથી સંતોષ નથી મળતો, દ્રવ્યથી સંતોષ મળતો નથી. એક બીજા માટે શરૂઆતમાં મરી પડનાર પતિપત્ની વખત જતાં સામુએ જોતાં નથી. લગ્નમાં પ્રથમ સ્નેહ નથી પણ લગ્ન થતાં-સંસ્કાર-કેળવણી હોય તો સ્નેહ વિકાસ પામે છે અને વર્ષ વધતાં સ્નેહ ખીલે છે. સ્નેહને આદિ છે પણ અંત નથી શકુન્તલા-ગરીબ બિચારી શકુન્તલા વનમાળીને ચહાતી-પોતાના પતિના વિચારો પ્રમાણે વર્તવાથી પોતાને માથે દુઃખ આવી પડશે એમ એણે કદી ધાર્યું નહોતું. શકુન્તલાએ પતિના મિત્રો મારફત એમને એમ અનેક પત્રો વનમાળીદાસને લખ્યા, સ્ત્રી સ્વાતંત્ર્ય મૂકી, કેવળ દાસી-વગર મૂલની દાસી થવા, જન્મભર પિયર ન જવા કબૂલ્યું પણ વનમાળીદાસે માન્યું નહી. ગાંધીના સહવાસમાં આવીને સ્વદેશ સેવા પ્રભુ પ્રેમ પુરેપુરૂં સમજનારા ગાંધી અને તેમનાં પત્નીનું ગૃહજીવન જોયું અને પસ્તાયો. આવું જીવન ગળાયું નહીં એને માટે ખેદ થયો. ગાંધીને ખબર પડતાં એટલુંજ કહ્યું-વનમાળીદાસ ! સ્વદેશ સેવા, સ્વદેશ સેવાની બુમ પાડવાથી, પુસ્તકો વાંચવાથી કે સરસ્વતીચંદ્ર પેઠે નાશી જવાથી સ્વદેશ સેવા થતી નથી. સ્વદેશ સેવા કાંઇ આપઘાત કરવાથી કે બીજાને ધીક્કારવાથી, કેર વર્તાવવાથી થતી નથી. તમે તમારી પત્નીનો સ્નેહ મેળવી ન શકયા ! એનું હિત ન કરી શકયા તો દેશનું શું હિત કરી શકશો ! પત્ની તમારે લાયક નહોતી, નથી-તો તમે પત્નીને કેટલા લાયક છો ? ખરૂં સુખ, ખરી સ્વદેશ સેવા તિરસ્કાર નહિ પણ પ્રેમથી થાય છે. બીજાને માટે જીવો બીજાને સુખી કરો ને તમે સુખી થશો. એ શિખો, સ્નેહનું સત્ર શિખો, સહન કરતાં શિખો, આત્મ પછી એ સત્ર શિખો ને પછી આવો."

વનમાળીદાસ ગયો પણ મુંબાઇ આવે તે પહેલાં ગરીબ બિચારી શકુન્તલાએ પરલોકવાસ કર્યો હતો અને વનમાળીદાસને શકુન્તલાનો પ્રેમ, શકુન્તલાના શબ્દો, શકુન્તલાનો સહવાસ સાંભર્યો અને પત્ની માટે ઝંખવા લાગ્યો પરંતુ મૃત્યુથી છુટી પડેલી શકુન્તલા ન મળી અને વનમાળીદાસ હવે પત્નીની સ્મૃતિ રાખી દેશ સેવા કરતાં યુવાનોને પત્ની ધર્મ કરતાં પતિ ધર્મ શીખવે છે.

સાંતાક્રુઝ } ભોગીલાલ રતનલાલ દ્વિવેદી.આ. બી. એ.
તા. ૧-૮-૧૯૧

# મહુવાના કપોળ આગેવાનનું મરણ.

## મર્હુમ દોશી દ્વારકાદાસ છગનલાલની સેવાઓની નોંધ.

મહુવા કપોળ બોરડીંગના સેક્રેટરી અમોને લખી જણાવે છે કે જણાવવાને દીલગીરી થાય છે કે અત્રેના આપણી ગ્નાતીના અગ્રેસર દોશી લવજીભાઇ ભાણજીના દીકરા છગનલાલ ભાઇના પુત્ર દોશી દ્વારકાદાસ છગનલાલ મોલમીનમાં દુષ્ટ મરકીના ભોગ થઇ પડી સ્વર્ગવાસ પામ્યા છે. અમારી અહીંની બોરડીંગને પહેલેથીજ તન મન ધનથી આશ્રય આપનાર એવણજ હતા ને રાત્રી દીવસ બોરડીંગનું ભલું કેમ થાય, ઊંચ સ્થાને કેમ આવી શકે તેના અહરનીશ ચીંતવનમાંજ રહેતા હતા. જ્યારે જ્યારે રંગુનથી તેમનું પધારવું અત્રે થાતું ત્યારે ત્યારે વખતોવખત ઉપરા ઉપરી આંટા ખાઇ બોરડરોને મદદગાર થઇ પડવા મથતા હતા. કોઇને ચોપડીઓ, કોઇને ફી, કોઇને કપડાં વીગેરેની યથાશક્તી મદદ આપવા ઉપરાંત એ લોકોને ફરવા હરવા પોતાને બગીચે તેડી જતા, ત્યાંથી ફળના રોપાઓ લાવી બોરડીંગમાં રોપાવતા હતા. તેઓની તનદુરસ્તી બાબે કાયમ પુછગાછ કરતા રહેતા હતા. એવી રીતે વારંવાર મથન કરી રહેલા બોરડીંગના ઊત્તેજનાર્થે તલપાપડ રહેતા નરવીર એઓ પોતેજ હતા. તેમનો વીયોગ થવાથી સદરહુ બોરડીંગને કેટલી હાની પહોંચી છે તે અજાણ્યું રહ્યું નથી. ઉપરાંત અહીંની ગૌશાળા લગભગ આખા હિંદુસ્તાનમાં પેહેલા કલાસમાં આવે છે તેના મુળ સંશોધક ને સારે પાયે લાવનાર તેના ઓ. સે. ઓધવજી રામજી સાથે હાથમાં હાથ મીલાવીને ઊંચે દરજ્જે લાવનાર મર્હુમ દોશી દ્વારકાદાસજ હતા. તદુપરાંત દરેક ધર્માદા કાર્યમાં અગ્ર ભાગ લેનાર ને ધર્મનીષ્ટ હતા. ગઇ સાલમાં મહુવામાં જ્યારે ભયંકર રેલ આવી મોટી આપત્તીમાં મહુવાને નાંખ્યું હતું ત્યારે મુંબાઇ વીગેરેના સખી ગૃહસ્થોએ મદદ આપવા મોટી રકમે રૂપીઆ, લુગડાં વીગેરેની મહેરબાની કરી હતી ને તે વહેંચી આપવાને તથા કોણ કોણ લેવાને યોગ્યતાવાળા છે તેની તપાસ કરવાને મોટી સંખ્યાવાળી કમીટી દરબારી અધીકારીઓ તથા મહાજનના

અગ્રેસર હોદીયાઓની બનેલી હતી. તેમાં બે ખઇ કહેવામાં આવે તો મુખ્ય મદદ ઘરેઘર ફરીને જાતી અનુભવથી મહેનત કરીને યોગ્ય રીપોર્ટ લાવનાર મરહુમજ હતા. લોકોપયોગી કાર્યો કરવામાં જાત મહેનતથી કરી બતાવનાર વખત આવે સખી હસ્ત લંબાવનાર પારકાને દુખે દુખી લાગણી બતાવી મદદગાર બનનાર આ મહુવા ગામમાં કપોળ કોમમાં એવણુ એકજ હતા. મરહુમના મરણુની ખબર પડતાં અત્રેનાં બજારમાં હડતાળ પડી હતી. અને અત્રેના ન્યાયાધીશ સાહેબ મુકુંદરાવભાઇના પ્રમુખપણાં નીચે એક સભા મળી હતી. જેમાં મરહુમના ગુણાનુવાદ થયા હતા. તથા એક જાહેર ફંડ થયું હતું તેમાં બસો ત્રણસો રૂપીઆ ભરાયા છે ને હજી મોટી રકમ થવાની ઉમેદ છે.

મોલમીનમાં સ્મશાન ભુમીમાં પાણીની ટાંકી કે નળ કુવા વીગરેનું સાધન નહીં હોવાતાં હીંદુ ભાઇઓને બહુ આપદા પડતી હતી. જ્યારે મરહુમનું શબ અગ્નીદાહ કરવા લઇ ગયા ત્યાં તે બાબત ચરચાતાં ત્યાંને ત્યાંજ તેઓનાં સ્મરણાર્થે તેવી ખોટ પુરી પાડવાની સહુની અરજી થઈ આવી ને ત્યાંને ત્યાંજ ખરડો થતાં લગભગ હજાર અગીયારસો રૂપીઆ નોંધાયા છે કે ત્યાં પાણીની પડતી ખામી સુધારવા માટે મરહુમના નામથી તાબડતોબ ખરચી અડચણ દુર કરવામાં આવશે.

મરહુમના આત્માને પરમાત્માં શાંતી આપો અને મરહુમના કુટુંબપર આવી પડેલાં આ દુખમાં પ્રભુ તેમને શાંતિ આપો.

મરહુમના પુન્યાર્થે તેમના કારજને દીવસે અત્રેની કપોળ બોર્ડીંગને દોશી છગનલાલ લવજીભાઇ તરફથી રૂ. ૧૫) ને શેઠ રામજી મોરારજી બારશવાઇના શેઠ તરફથી રૂ. ૫) મળ્યા છે.

# કપોળ વફાદારી.

## સર જંગમોહનદાસને નામદાર વાઇસરાયનો જવાબ, કપોળ સ્ટુડંટસ યુનીઅનના પ્રમુખનું ભાષણ, શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસની રીલીફ ફંડમાં મદદ.

ફ્રાંસ અને રશીઆ સાથની મિત્રાચારીની રૂએ તેમજ બેલ્જીઅમની સ્વતંત્રતાનાં રક્ષણ માટે, આપણી બ્રિટિશ સરકાર તરફથી જર્મની અને આસ્ટ્રીઆ સામે લડાઇ જાહેર કરવામાં આવી છે, તે પ્રસંગે આખા હિંદુસ્તાનમાં વફાદારીની લાગણી પ્રગટી નીકળી છે, અને આ વફાદારીની લાગણી દર્શાવવામાં આપણી કપોળ કોમ કોઇથી રીતે પછાત પડી નથી, એટલુંજ નહીં પણ શેઠ ત્રિભોવનદાસ વરજીવનદાસે આ ભયંકર લડાઇને લીધે આફતમાં આવી પડેલાંઓને મદદ કરવા માટે મુંબઇ ઇલાકામાં ઉભાં કરવામાં આવેલાં ફંડમાં રૂ. ૧૫૦૦ ની રકમ ભરી બ્રીટીશ શહેનશાહત પ્રત્યેની કપોળ વફાદારીનો વહેવારૂ પુરાવો આપ્યો છે. કપોળ કોમની વફાદારી સંબંધમાં ગયા મહિનામાં મળેલી સભાઓમાં થયલાં ભાષણો અમો નીચે રજુ કરીએ છીએ:—

### હિંદુ એમ્બ્યુલંસ બ્રિગેડમાં જોડાવાને કપોળ જવાનોને આગ્રહ.

ગઇ તા. ૯ મી અગસ્ટ ને રવીવારે સર મંગળદાસ હાઉસમાં કપોળ સ્ટુડંટસ યુનીઅનના પ્રમુખ શેઠ ત્રિભોવનદાસ મંગળદાસ તરફથી અત્રેની ગુર્જર સભા અને કપોળ સરવીસ લીગના સભાસદોનાં માનમાં "એટ–હોમ"નો મેળાવડો કરવામાં આવ્યો હતો. શેઠ ત્રીભોવનદાસ મંગળદાસે યુનિયનના પ્રમુખ તરીકે ભાષણ આપતાં જણાવ્યું હતું કે આ યુનિયન વિદ્યાર્થીઓમાં ભાષણો, ઇનામોની હરીફાઇ, યુનીવરસીટીની પરીક્ષામાં પસાર થયલા દરેક કપોળ વિદ્યાર્થીને ઇનામો વહેંચી આપવાના મેળાવડાઓ વિગેરે કરી પોતાના હેતુઓ આજ સાત વરસોથી ફતેહમંદીથી બજાવતું રહ્યું છે. આ યુનિયનના સભાસદો

સ્વાર્થ સાધવાના હેતુથી કામ લે છે, એમ કહેવું કોઇ બી રીતે વાજબ નથી, જો કે આપણું મંડળ ફક્ત પરમાર્થ સાધવાનાજ હેતુથી ઉભું કરવામાં આવ્યું નથી. તેમ છતાં આપણે જાણીને ખુશી થયા છીએ પારમાર્થીક હેતુઓથી બીજાં મંડળો સ્થાપન થયાં છે, અને આપણે તેમને અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ. કપોળ સર્વિસ લીગ એ એક એવું મંડળ છે, અને આપણી કોમના ગરીબોને મદદ કરવા માટે તે ઘણું સરસ કાર્ય બજાવે છે.

શેઠ ત્રિભોવનદાસે વધુમાં જણાવ્યું હતું કે યુરોપમાં એકાએક સળગી ઉઠેલા ગંભીર રાજદ્વારી મામલા સંબંધી હું બે બોલ બોલવા માગુઉં. તમે સઘળા મારી સાથ એકમત થશો કે આપણે આવો વીકટ મામલો અગાઉ કદી ભાગ્યેજ જોયો હશે. પણ તમે જાણો છો તેમ ગ્રેટબ્રીટન હમેશાં ન્યાય અને ધર્મની બાજુએ ખડું રહ્યું છે, અને આપણા વહાલા શહેનશાહની વફાદાર રૈયત તરીકે જે જે સેવાઓ ઉઠાવવાનું આપણને ફરમાવવામાં આવે તે ઉઠાવવાને આપણે તૈયાર રહેવું જોઇએ. અને આપણે પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે બ્રીટીશ લશ્કરને સંપુર્ણ વીજય મળે. મહસ્યો મારા તરફથી હું જણાવીશ કે આપણી સરકારની ઉદારતામાં મને સંપુર્ણ વિશ્વાસ છે, અને તેઓના ડહાપણ ભર્યા અને ન્યાયી કારોબારને લીધે. આપણે ઘણી સારી સ્થિતિમાં છીએ. મારા હીંદી બંધુઓના વીચારો જાહેર કરવાની તક લઇ હું જણાવીશ કે પોતાની ફરજ અને વફાદારી બજાવતાં, હીંદના પુત્રો બ્રિટીશ લશ્કરની ફતેહ માટે પોતાના લોહીનું છેલ્લામાં છેલ્લું ટીપું અને પોતાનાં નાણાંની પાઇએ પાઇ ખરચવાને પછાત પડશે નહીં.

છેલ્લે આપણા સઘળા તરફથી હું પરમાત્માને પ્રાર્થના કરૂંછું કે ભલી મહારાણી વિકટોરીઆના પૌત્રને અસાધારણ ફતેહ અને તેનાં આખી દુનીઆનાં રાજ્યને કીર્તિ બક્ષે.

તમારા પાસ જે મહાન કાર્ય પડેલું છે, તે ઉપાડી લેવાને તમો યુવાનોને હું અરજ કરૂંછું. આપણા મદદગાર રાજ્યોને સહેલથી એક ઝડપી ફતેહ મળવાની આપણે આશા રાખીશે, તે છતાં આવતા થોડા મહીનામાં આપણા પોતાથી જે કામ બની શકે તે પાર ઉતારવાને આપણે તૈયાર રહેવું જોઇએ. જે કામમાં તમો ઘણા મદદગાર થઇ પડો. તે એમ્બ્યુલંસને લગતું છે, કે

જેમાં જોડાવા માટે હીંદુ એમ્બ્યુલન્સ એક સરસ સાધન છે, અને તેના એક ભાગ સાથે હું જોડાયલો છું તમો કોઇ તેમાં જોડાવા માગતા હોતો મારાથી બનતી દરેક મદદ તમને આપવા હું તૈયાર છું. હીંદુ એમ્બ્યુલન્સ બ્રીગેડના એ. ડીવીઝનમાંથી ૪૦ જુવાનો બચાવની યોજનામાં જોડાવાને તૈયાર છે અને તેઓને તૈયાર રહેવાનો સતાવાળા તરફથી હુકમ મળી ચુક્યો છે. આ યોજના ગુજરાતના જુવાનો માટે ઘણી અગત્યની છે, અને તમોને તે હીલચાલમાં જોડાવાને હું અરજ કરૂંછું.

મી. કનૈયાલાલ મુનશીએ ગુર્જર સભા તરફથી આભાર માનવા બાદ તથા મી. છોટાલાલે કપોળ સરવીસ લીગ સંબંધમાં વીવેચન કીધા બાદ રીફ્રેશમેન્ટ લઇ મેળાવડો વીસર્જન થયો હતો.

## ઓ. મી. મનમોહનદાસનું વીવેચન.

સોશ્યલ સરવીસ લીગની જુગાર નિષેધક કમીટી તરફથી એક જાહેર સભા શેઠ મુળજી જેઠા કાપડ મારકીટના હોલમાં ઓ. મી. મનમોહનદાસ રામજીનાં પ્રમુખપણાં હેઠળ ગઇ તા. ૧૦ મી ને સોમવારે મળી હતી. જે વેળા ઓ. શેઠ મનમોહનદાસે પોતાનાં પ્રમુખ તરીકેનાં ભાષણ દરમ્યાન જણાવ્યું હતું કેઃ—આપ સારી પેઠે જાણો છો કે હાલ આપણી બ્રીટીશ શહેનશાહતને એક ગંભીર લડાઇમાં ઉતરવું પડયું છે. આ લડાઇ દુનિયાની તારીખમાં ખચીત મોટો ભાગ ભજવશે, એમ કહી શકાય છે. જો કે લડાઇનું મથક આપણાથી ઘણું દૂર છે, પણ શહેનશાહતના એક અંગ તરીકે હીંદી રૈયત ઉપર આવી પડેલી ફરજ દરેક હીંદીએ પોતાથી બની શકતી રીતે અદા કરવી જોઇએ છે, (તાલીઓ) આપણે નામદાર શહેનશાહને ખાત્રી આપીશું કે હીંદી પ્રજા પોતાની ફરજ બજાવવાને ખડે પગે તૈયાર છે. આ દેશમાં એવો એકપી આસામી નહી હશે કે જે પોતાની ફરજમાં આવા કટોકટના સમયે પછાત પડે. હીંદુસ્તાનનો અને મને કહેવા દેશો કે મુંબાઇનો દરેક શહેરી બ્રીટીશ શહેનશાહ પ્રતે પુરવફાદાર છે અને તે પોતાના લોહીના ભોગેબી શહેનશાહતની સેવામાં ભાગ લેવાને તૈયાર છે (તાલીઓ).

## કપોળ ન્યાતની સભા, સર જગમોહનદાસનું ભાષણ, નામદાર વાઇસરાયે માનેલો આભાર.

કપોળ ન્યાતની એક સભા ગઇ તા. ૧૨ મી ઓગસ્ટ ને બુધવારે મળી હતી, જે વેળા પ્રમુખ શેઠ જગમોહનદાસે પોતાનું ભાષણ કરતાં જણાવ્યું હતું કે સુજ્ઞ જ્ઞાતી બંધુઓ ! આપ જાણો છો કે હાલમાં યુરોપમાં લડાઇનું ભયંકર વાદળ ઘેરાયલું છે અને આપણી બુલંદ બ્રીટીશ સરકારને નીરૂપાય લડાઇમાં ઉતરવાની ફરજ પડી છે. આ પ્રસંગે આ દેશની દરેક કોમ અને વર્ગના વફાદાર શેહેરી ઉપર જે પવીત્ર અને ગંભીર ફરજ આવી પડી છે, તે એ છે કે બ્રીટીશ શેહેનશાહતને પોતાથી બની શકતી દરેક મદદ કરવી અને સત્તાવાળાઓને તેઓનાં કામમાં દરેક પ્રકારની સવળતા કરી આપવી. સુજ્ઞ જ્ઞાતીબંધુઓ ! બ્રીટીશ સરકારનાં રાજઅમલ હેઠળ આ દેશ આબાદીમાં કેટલો બધો આગળ વધ્યો છે. સુલેહશાંતી હેઠળ પ્રજાની કેવી ઉન્નતી થઇ છે અને બ્રીટીશ વાવટા તળે આખું હીંદ દુનિયાની સુધરેલી પ્રજાઓ વચ્ચે કેવી અગત્યની જગ્યા રોકતું થયું છે, તે કહેવાની કશી અગત્ય નથી એ સઘળું બ્રીટીશ શહેનશાહતની ઇનસાફી અને છુટાપણાની દુરઅંદેશ તથા દીલસોજભરી રાજનીતીને આભારી છે. હીંદના એક વફાદાર બેટા તરીકે દરેક હીંદી આજે બ્રીટીશ શહેનશાહત માટે જેટલી જાનફેશાની દેખાડે, તેટલી ઓછી છે. આપણે નામદાર સરકારને ખાત્રી આપીશું કે લડાઇના આ હીંગામ દરમિયાન દરેક કપોળ પોતાના વહાલા શેહેનશાહ જ્યોર્જ પાંચમા પ્રત્યે પોતાની સંપૂર્ણ વફાદારીની લાગણી પ્રદર્શીત કરે છે અને હાલની લડાઇમાં તે નામદારને કીર્તિવંત ફત્તેહ ઇચ્છે છે. દરેક કપોળની નાડીમાં આજે બ્રિટીશ તાજ પ્રત્યે વફાદારનું લોહી વહે છે, અને પોતાની શહેનશાહતના અખંડપણા માટે તેમજ તેની જાહોજલાલી માટે દરેક કપોળ આજે ખરા અંતઃકરણથી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે કે બ્રિટીશ સમશેરથી દુશ્મનોનો પરાજય થાઓ. ફતેહનો બ્રિટીશ વાવટો આખી દુનીયામાં ઉડતો થાઓ અને બ્રિટીશ સામ્રાજ્ય યાવતચંદ્ર દીવાકરો સુધી અચળ અને અમર તપો. ( તાલીઓ ).

બાદ મી. ભગનલાલ હરગોવનદાસની દરખાસ્ત અને તેને મી. વીઠલદાસ મોતીભાઇએ આપેલ ટેકા ઉપરથી સભાએ નીચલો ઠરાવ પસાર કીધો હતો કે આજની કપોળ જ્ઞાતીની મળેલી સભા એકમતે બ્રિટીશ શહેનશાહ-

તની ફતેહ ઈચ્છે છે, અને અરજ ગુજારે છે કે કપોળ ન્યાત પોતાથી બની શકતી દરેક મદદ બ્રીટીશ રાજ્યને આપવાને તૈયાર છે અને આજની સભાના પ્રમુખ સર જગમોહનદાસ વરજીવનદાસને તે બાબતની નામદાર વાઇસરોયને તારદ્વારા ખબર આપવા સત્તા આપે છે.

કપોળ વોલંટીયરોએ બ્રિટીશ શેહેનશાહતને ફતેહ ઇચ્છનારાં ગીતો ગાઈ સંભળાવ્યાં હતાં.

કપોળ ન્યાતના શેઠ સર જગમોહનદાસે કપોળ કોમ તરફની વફાદારી દર્શાવનારો એક તાર હિંદના નામદાર વાઈસરાય લોર્ડ હારડિંગ ઉપર મોકલી આપ્યો હતો, તેની પહોંચ સ્વીકારતાં નામદાર વાઈસરાયે સર જગમોહનદાસને તાર મારફતે જણાવ્યું હતું કે "કપોળ કોમની ઉંચી વફાદારી ભરી લાગણી જે તમોએ તાર મારફતે દર્શાવી છે, તે માટે નામદાર વાઇસરાય ઘણા આભારી થયા છે."

---

# પ્રાસંગીક નોંધ અને ખબરો.

**યુરોપમાં ચાલુ થએલી લડાઇ અને બ્રીટીશ સરકાર—** ઑસ્ટ્રીઅન રાજ્યના પાટવીકુંવર અને તેનાં પત્નીનાં થએલાં મરણથી આખાં યુરોપમાં જે હોળો જાગી ઉઠયો છે, તેમાં આપણી માયાળુ અને ન્યાયી બ્રીટીશ સરકારને ઝંપલાવું પડયું છે. તેઓને આ લડાઇમાં સામેલ થવાનું કારણ ફ્રાન્સ સાથે થએલા કરાર પાળવાને અને બેલજીઅમ જેવાં નાનાં રાજ્યને પાયમાલીમાંથી અટકાવવા માટેનું છે. અત્યારે લડાઇએ ઘણુંજ ગંભીર રૂપ પકડયું છે. અને તેમાં યુરોપનાં સઘળાં રાજ્યો એક યાતો બીજી બાજુએ ઉતર્યાં છે. ઉપર જણાવ્યા પ્રમાણે આપણી બ્રીટીશ સરકારને આ લડાઇમાં સત્યતા અને નિર્બળને મદદ કરવાને માટે ઉતરવું પડયું છે. કપોળ જ્ઞાતિની સભા મળી ત્યારે બ્રીટીશ સરકાર પ્રત્યેની આપણી અચળ રાજભક્તિ જાહેર કરવામાં આવી હતી, અને આવા કટાકટીના પ્રસંગે આપણી સર્વે સેવાઓ અર્પણ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. કપોળ સ્ટુડન્ટસ યુનીઅન, કપોળ વોલન્ટીઅર્સ ટીમ, સંઘરાના કપોળ ભાઇઓનાં

મંડળ વિગેરેમાં રાજભક્તિનાં વિવેચનો કરવામાં આવ્યાં હતાં. આપણે સઘળાઓ આપણા સામ્રાટ્ જ્યોર્જ ધી ફીફ્થના શબ્દોમાં તેમના સૈન્યને વિજય આપવાને ઇશ્વર પાસે પ્રાર્થના કરીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે આપણી બ્રીટીશ સરકાર અને તેના સહાયકો સત્યનાને ખાતર ચલાવવી પડતી લડાઇમાં ફત્તેહ મેળવે.

**કપોળ ન્યાતની સભા**-ચાલુ માસમાં કપોળ ન્યાતની સભા માધવબાગમાં શેઠ જગમોહનદાસ વરજીવનદાસના પ્રમુખપણા નીચે કેટલુંક કાર્ય કરવા મળી હતી. આ સભામાં કપોળ ભાઇઓ તરફથી જે હાજરી આપવામાં આવી હતી તે જોઇ ખચિત જ્ઞાતિનું શ્રેય ઇચ્છનાર દરેક ગૃહસ્થને ખેદ ઉપજે તેવું હતું. કપોળ ન્યાતની સભામાં આટલી થોડી હાજરી અમોએ હમણાંતો કદી પણ જોઇ નહોતી. વિલાયત ગમનનો સવાલ, શેઠાણી ઝવેરબાઇને માનપત્ર આપવાનો સવાલ વિગેરે કેટલાક અગત્યના સવાલો ચર્ચાવાના હોવા છતાં આવી હાજરી નીરાશા ઉપજાવનારી હતી. શેઠાણી ઝવેરબાઇને માનપત્ર આપવાના રેકવીઝીશન ઉપર સહી કરનારા પાંચસો સાતસો ગૃહસ્થોમાંથી પોણોસો સો ગૃહસ્થો પણ હાજર ન થાય તે કંઇક વિચિત્ર લાગતું હતું. અમો તે ગેરહાજરીના સંબંધમાં ખાનગી રીતે રજુ કરવામાં આવેલાં કારણો સાંભળી અજબ થયા હતા. કહેવામાં આવતું હતું કે ગઇ સભામાં મુગટા પહેરવાનો સવાલ ઉડાડી નાખવાથી આપણા જુના વિચારના આગેવાનોનાં મન દુખાણાં છે, જ્યારે બીજી તરફથી એમ કહેવામાં આવતું હતું કે વિલાયત ગમનના સવાલમાં ન્યાત પાસેથી સત્તા લઇ કમીટીને આપવામાં આવતી સત્તાને લઇને કેટલાક આગેવાનો નારાજ છે. તેથી તેઓએ ગેરહાજર રહેવાનું વ્યાજબી ધાર્યું છે. અમો માનતા નથી કે આવું કોઇપણ કારણ હોય; કારણ કે અમોને અમારા આગેવાનો માટે માન છે. તેઓએ હમેશાં વખત જોઇને કામ કર્યું છે અને પ્રસંગ જોઇ કામ કરનારા છે. નવા જમાનાને ઓળખી પોતાના જુના વિચારોને નવા વિચારો સાથે મેળવી દેવામાં તેઓએ વિલંબ લગાડ્યો નથી. તે સઘળું આપણી જ્ઞાતિએ વિલાયત ગમન સંબંધી વિગેરે સવાલો પ્રત્યે લીધેલ વલણ પરથી સાબીત થાય છે. આવું કાંઇ હોય તો અમે અમારા સઘળા કપોળ ભાઇઓને વિનંતિ કરીએ છીએ કે તેઓએ ગેર હાજર નહીં રહેતાં, હાજર રહી પોતાના અનુભવ અને ડહાપણનો લાભ જ્ઞાતિને આપવો, અને જુવાનવર્ગ કંઇ વિશેષ વેગે કામ કરતો માલુમ પડે તો તેને યોગ્ય કાબુમાં રાખવો. તેઓની

હાજરીથી થએલા લાભો આપણે ઘણીવાર અનુભવ્યા છે. આ સંબંધી અમો અમારા આવતા અંકમાં વધારે લંબાણથી લખવાના હોવાથી અમારા જ્ઞાતિભાઇઓને જ્ઞાતિના કાર્યોમાં વધારે ઉત્સાહ બતાવવા સુચના કરી વીરમીએ છીએ.

**પરદેશ ગમન અને જ્ઞાતિએ પસાર કરેલો ઠરાવ**—કપોળ ન્યાત હાડીં અને જમાનાને અનુસરનારી છે અને બીન જરૂરીઆતનાં બંધાનોને કાઢી નાંખવા તૈયાર છે તેનો કંઇ પુરાવો જોઇતો હોય તો જ્ઞાતિએ વિલાયત ગમનના સંબંધમાં કરેલ ઠરાવ પુરતો છે. જ્યારે જ્ઞાતિએ જોયું કે કપોળ ભાઇઓ પરદેશ ગમનની છુટનો લાભ એક પછી એક લેવા લાગ્યા છે; જ્યારે તેઓએ જોયું કે તેઓ બબ્બે અને ત્રણત્રણ મહિનાને અંતરે વિલાયતથી પાછા ફરે છે; જ્યારે તેઓએ જોયું કે જ્ઞાતિ પરદેશ ગમન કરી આવેલને પ્રાયશ્ચિત આપવાને કમીટી નીમવા સીવાય બીજું કંઇ કરતી નથી, જ્યારે તેઓને માલૂમ પડયું કે બબ્બે મહિને અને એક એક મહિને એટલાજ કામને માટે પચાંસ કે સો રૂપિઆનો ખરચ કરવો ફોગટ છે, ત્યારે તેઓએ ન્યાત બોલાવવાની ફોર્મેલીટી કાઢી નાખવાનું યોગ્ય ધાર્યુ અને તે કામ કમીટીને સોંપી આપવામાં આવ્યું છે. અમોને લાગે છે કે આના કરતાં ન્યાતી તરફથીજ એક સ્થાયી કમીટી બે જણની પ્રાયશ્ચીત આપવા માટેજ નીમી રાખી હત તો કાંઈ વાંધા પડતું અથવા અયોગ્ય ન ગણાત. આપણે સાંભળ્યું છે કે મી. પરશોતમદાસ નંદલાલ શુધવીને પ્રાયશ્ચીત આપી પાવન કરવાની અરજી ઉપર વીચાર ચલાવવા-બોલાવવામાં આવેલી કમીટીમાં બે ત્રણ વખત કોરમના વાંખા પડેલા આ પ્રમાણે લખો વખત બીજા કોઈ આવનારને માટે થાય તો તેમાં નવાઇ નથી. તો આપણે જેમ કમીટી ૪૧ જણની નીમીએ છીએ, ત્રણ વર્ષને માટે નીમણુંક કરીએ છીએ તો આપણી ન્યાતીમાંથી બે ગૃહસ્થો આપણે ન મેળવી શકીયે કે જેના ઉપર ન્યાતી જનોનો વિશ્વાસ હોય અને જેઓ ધર્મીષ્ટપણા માટે જાણીતા હોય. અમો ઇચ્છીએ છીએ કે વખત અને સંજોગો બદલાતાં કપોળ આગેવાનો આ સવાલ ઉપર વીચાર ચલાવશે. અત્યારે તો જે એક પગલું આગળ આપણે પરદેશ ગમનના સવાલમાં ભર્યું છે તેને માટે ન્યાતીને અમે મુબારકબાદી આપીએ છીએ.

**શેઠાણી ઝવેરબાઈ અને જ્ઞાતી તરફનું માનપત્ર**—શેઠાણી ઝવેરબાઇ તે મર્હુમ શેઠ ભગવાનદાસ નરોતમદાસનાં વિધવાની સખા

વતી માટે આપણે ઘણું બોલી ચુક્યા છીએ. કપોળનીવાસ અને દેસાવા અને દેવલાલી ખાતેનાં સેનાટેરીયમોથી ગરીબ અને સાધારણ વર્ગના માણસો ઉપર જે અનહદ ઉપકાર થયો છે તેને માટે આપણે જેટલું કરીએ તેટલું ઓછુંજ છે. ગ્નાતીએ જે રૂપમાં ઠરાવ પસાર કર્યો છે તે યોગ્યજ છે. અને શેઠાણી ઝવેરબાઇએ કપોળ ગ્નાતીની બજાવેલી સેવાની કદર આપણે એટલા પ્રમાણમાં કરી શકીએ છીએ તે ખચીત આનંદની વાત છે. તેમને સરકાર તરફનો કૈસરેહિંદનો મળેલો ચાંદજ તેઓની સરકાર તરફથી મુલ્યાયેલી કદરનો પુરાવો છે. તેની સાથે આપણી ગ્નાતે પણ જે સ્વરૂપમાં કદર કરી છે તે યોગ્યજ છે. ઇશ્વર તેઓને કપોળ ગ્નાતીની સેવાઓ બજાવવાને બીજા પ્રસંગો આપો.

**ડૉ. રણછોડદાસ પરમાણંદદાસ વોરાનાં ધર્મ પત્નીનું ખેદકારક મૃત્યુ**—ડૉ. રણછોડદાસ પરમાણંદદાસ વોરાનું કુટુંબ આપણી ગ્નાતીમાં જાણીતું છે. ડૉ. રણછોડદાસ જ્યારે રતલામ હતા ત્યારે તેઓએ તથા તેમનાં ધર્મપત્નીએ જે કોઇ પણ કપોળ ભાઇ ત્યાં જતા તેમની કરેલી સેવા ચાકરી અને મેમાનગતી આપણાથી અજાણી નથી. તેમનાં પત્ની કેળવાયલાં અને માયાળુ સ્વભાવનાં હતાં. તેઓ પુનર્લગ્ન કરનાર શેઠ માધવદાસ રૂગનાથદાસનાં પહેલી સ્ત્રીનાં પુત્રી હતાં, અને તેઓ પહેલેથીજ સુધરેલ કુટુંબમાં કેળવણી પામેલ હોવાથી સંસ્કારી હતાં. તેમને તથા ડૉ. વોરાને આપણા ભાઇઓના કેટલાક જુના વીચારોને લીધે કેટલોક વખત ન્યાત બહાર રહેવું પડયું હતું; પણ છતાં કપોળ ભાઇઓ માટેનો પ્રેમ ઓછો થયો નહોતો. શેઠ મુળજી બારભાયા સાથે તેઓને પણ ન્યાતમાં લેવામાં આવ્યા હતા. આ મૃત્યુથી ડૉ. વોરા અને તેમના બહોળા કુટુંબ ઉપર જે આફત આવી પડી છે જેમાં અમારી દીલસોજી છે.

**યંગ કપોળ કલબ**—આ નામનું મંડળ આપણી ગ્નાતીમાં ત્રણ ચાર માસથી સ્થાપન થયું છે. તેઓનો હેતુ ગ્નાતીનું દરેક રીતે શ્રેય કરવા પ્રયત્ન કરવાનો છે. દર અઠવાડીએ જુદા જુદા વિષયો ઉપર ભાષણો આપવામાં આવે છે. અને સંગીત તબલાં-વીગેરેની મોજ પણ મેમ્બરોને આપવામાં આવે છે. તેના છાપેલા હેતુઓ અને નીયમો અમારા ઉપર મોકલી આપવામાં આવ્યા હતા, તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે મુખ્ય ઉદેશ છે. તેની ફી દર મહિને આઠ આના રાખવામાં આવી છે. વિદ્યાર્થીઓના ચાર આના લેવામાં આવે છે. તેના સેક્રેટરીઓ તરીકે મી. વીઠ્ઠલદાસ ડી. ઝાંગલા અને

મી. સેવકલાલ પુરૂશોતમ મોદી કામ કરે છે. અને તેમના મેળાવડા મી. વીઠલદાસ ડી. જાંગલાના દાદી શેઠ ઉપર આવેલા રહેવાના મકાનમાં કરવામાં આવે છે. આ મંડળ જે ઉદેશથી સ્થાપન કરવામાં આવ્યું છે. તે ઉદેશ ફળીભુત કરવાને તે શક્તિવાન થાય, અને દ્વેષ, વિરોધ અને પક્ષાપક્ષીની લાગણીથી દુર રહી પોતાની તથા ન્યાતીની ઉન્નતી કરવાને શક્તિવાન થાય તેવું અમો અંતઃકરણ પુર્વક ઇચ્છીએ છીએ.

**મહુવાની શેઠ ત્રીભોવનદાસ દેવીદાસ કપોળ બોડીંગ સ્કુલને મળેલી નીચલી** મદદો તેના સેક્રેટરીઓ આભાર સહીત સ્વીકારે છે.—

રૂ. ૩૩) શુભ પ્રસંગના.

- ૨) મેહેતા મોનદાસ ઠાકરશી બોડીવાળા. ભાઇ મગનલાલનાં લગ્ન પ્રસંગે.
- ૧) ગાંધી દુર્લભદાસ કુરજી ઓથાવાળા. બેન નાથીનાં લગ્ન પ્રસંગે.
- ૫) દોશી લવજીભાઈ ભાણજી. બેન સંતોકનાં શુભ લગ્ન પ્રસંગે.
- ૨૫) પારેખ મનમોહનદાસ મીઠાભાઈ જાફરાવાદ. ભાઇ નાગરદાસનાં શુભ લગ્ન પ્રસંગે.

રૂ. ૫૫) અશુભ પ્રસંગના.

- ૧) સંઘવી નથુ પરશોતમ પઠાવાળા. લૌકીક પ્રસંગ.
- ૨) ભુતા અમરશી કરશન મુંબઈ. ,, ,, હા. ડાક્ટર મોનદાસ
- ૨) મોદી ડાહ્યા રઘુભાઈ ,, ,, હા. ભગવાનદાસ.
- ૨૫) પારેખ રૂપજી માલજી હા. દોશી ગીરધરભાઇ કુરજી. તે ભાઇ મોરારના પુન્યાર્થે.
- ૫) પારેખ નાનજી જીવાભાઇના પુન્યાર્થે હા. ત્રીકમજી.
- ૫) શેઠ રામજીભાઇ મોરારજી જાફરાવાદ. તે દોશી દ્વારકાદાસ છગનલાલના પુન્યાર્થે.
- ૧૫) દોશી લવજીભાઇ ભાણજી. દ્વારકાદાસભાઇના પુન્યાર્થે.

**સુરતના જાણીતા સરદાર અને આપણા કપોળ આગેવાન શેઠ ઇશ્વરદાસ સ્ટોરનું રાજીનામું**—અમે સાંભળીને દીલગીર થયા છીએ કે આપણા કપોળ આગેવાન શેઠ ઇશ્વરદાસે મ્યુનીસીપાલીટીમાંથી રાજીનામું આપ્યું છે. તેનું કારણ તેમની વૃદ્ધ અવસ્થા હોય તે સંભવીત છે. તેમની મ્યુનીસીપલ કારકીર્દી ઘણી જાણીતી છે. તેઓએ ગયે વર્ષે સુરત મ્યુની-

સીપાલીટીના પ્રમુખપદનો માનવંતો ઓધ્ધો ભોગવ્યો હતો. અમારા મીત્ર મી. ધીરજલાલ છબીલદાસ સ્ટેર, બી. એ. મ્યુનીસીપાલીટીમાં દાખલ થયા છે. તેઓ તેમને પગલે ચાલી ખ્યાતી મેળવે એવું અમો ઇચ્છીએ છીએ.

**કપોળ સરવીસ લીગ**—મજકુર લીગના વ્યવસ્થાપકોવતી મી. છોટાલાલ કરસનદાસ જણાવે છે કે "કપોળ સરવીસ લીગનો હેતુ આપણી જ્ઞાતિ, દરેક બાબતોમાં ઉન્નતિને કેમ પામે તેવા વ્યવહારૂ ઇલાજો લેવાનો છે. અત્યાર આગમચ આ માંડેલા કેટલાક જેવા કે કેળવણીને ઉત્તેજન, ગરીબોને મદદ વિગેરે કામો તેણે યથાશક્તિ જ્ઞાતિભાઇઓની મદદથી કેટલેક અંશે કરેલાં છે. પણ આપણી સ્ત્રી વર્ગની ઉન્નતિને અર્થે ફંડની તંગીને લઇને હજુ સુધી મજકુર લીગ કંઇ કરી શકયું નથી. આથી તે દિશામાં શરૂઆત તરીકે, આપણી સ્ત્રી વર્ગની ભરત, શીવણ, ગુંથણ કામની કારીગરીનું એક પ્રદર્શન ભરી, જે કન્યાઓ તથા સ્ત્રીઓના નમુના ઉત્તમ જણાય તેને એક સ્ત્રી પરીક્ષક કમીટી નિમી, ઇનામો આપવા મજકુર લીગની મીટીંગમાં ઠરાવ કરવામાં આવ્યો છે. માટે આપણી બ્હેનોએ, પોતાના નમુના નવેમ્બર આખર સુધીમાં તૈયાર કરી રાખવા મજકુર લીગના વ્યવસ્થાપકોની આપણી બ્હેનોને વિનંતિ છે, કયે સ્થળે ને કયે દીને પ્રદર્શન ભરવામાં આવશે તે હવે પછી જણાવવામાં આવશે.

**અમરેલી કપોળ બોરડીંગ સ્કુલને મળેલી નીચેની** મદદ-તેના ઓ. સેક્રેટરીઓ આભાર સાથે સ્વીકારે છે.

૪૦) શેઠ ધરમદાસ દુલભદાસે પોતાની પુત્રી બ્હેન ગુલાબના ચી. બાઇ ગોરધનદાસના સ્મરણાર્થે આપ્યા તે.

૫૦) શેઠ નરોતમદાસ દેવીદાસે પોતાના વડીલ બંધુ ગોરધનદાસ દેવીદાસ મહેતાના સ્મરણાર્થે આપ્યા તે.

**કપોળ સ્ટુડન્ટસ યુનીઅન**—આએ યુનીઅનની એક સભા ગયા માસની તા. ૧૨ મી ને રવિવારે સર મંગળદાસ હાઉસમાં ભરવામાં આવી હતી, જે વખતે મી. એચ. એમ. લાખવાળાએ "Uso & abuso of imitation in Society" એ વીષયપર ભાષણ આપ્યું હતું અને મી. જીવનદાસ પદમસી મહુવાકર બી. એ. એલ. એલ. બી. પ્રમુખ સ્થાને હતા.

એક બીજી સભા ગયા માસની તા. ૨૬ મી ને રવિવારે તેજ જગ્યાએ ભરાઇ હતી. શ્રી મહારાણીશંકર શર્માએ 'સામાજીક પ્રગતિ' એ

પીયપર ગુજરાતીમાં ભાષણ આપ્યું હતું અને મી. મોતીલાલ ત્રીભુવનદાસ દલાલ હાઇ કોર્ટ પ્લીડર પ્રમુખસ્થાને હતા.

શ્રી કૃષ્ણના જન્મોત્સવ પ્રસંગે શ્રાવણ વદ ૮ ને શુક્રવારે રાતના રા. રા. મુલજી દુલભજી વેદ તથા તેમનાં ધર્મ પત્નીએ શેઠ ભગવાનદાસ નરોતમદાસ કપોળ નીવાસ હોલમાં યુનીઅન તરફથી 'હરિકીર્તન' કીધું હતું, જે વેળા કપોળ બાનુઓ અને ગૃહસ્થોની એક સારી સંખ્યા હાજર હતી.

**ધી યંગ કપોળ કલબનો એક મેળાવડો**—ગઈ તા. ૨૫ મીએ દાદીશેઠ અગીયારી સ્ટ્રીટ ઉપર આવેલા કલબના મકાનમાં શેઠ દુર્લભદાસ કરશનદાસ મહેતાના પ્રમુખપણા હેઠળ કરવામાં આવ્યો હતો. કલબના મેમ્બરોની સારી સંખ્યા એકઠી થઈ હતી. શરૂઆતમાં મી૦ અંદરજી તુલસીદાસ, મી૦ દામોદર પી૦ મહેતા અને મી૦ છગનલાલ પી૦ મહેતાએ બીરીશે તરફ વફાદારી બતાવનારી કવિતાઓ જુસ્સાદાર રીતે ગાઈ સંભળાવી હતી. મી૦ ત્રીકમજી માધવજી મહુવાકરે દરખાસ્ત મુકી કે મરહુમ કપોળ સુધારક શેઠ માધવદાસ રૂગનાથનાં પુત્રી અને કપોળોમાં જાણીતા આગેવાન ડૉ૦ રણછોડદાસ પી. વોરાનાં ધણીઆણી બાઈ ગોમતીબાઇના અકાળ મરણ માટે દીલગીરી જાહેર કરવી અને તેઓના કુટુંબ પ્રત્યે દીલાસાપત્ર મોકલી આપવો. આ દરખાસ્તને મી૦ વી. એલ. મોદીએ ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થઇ હતી. બાદ મી૦ મોહનલાલ લવજી ભુતાએ દરખાસ્ત મુકી કે આપણી કલબના મેનેજીંગ કમીટીના સભાસદ મી૦ દેવીદાસ ગોપાળદાસના પુત્રીના મરણ માટે પણ દીલગીરી જાહેર કરવી અને દીલાસાપત્ર મી૦ દેવીદાસ ઉપર મોકલી આપવો. આ દરખાસ્તને મી૦ નારણદાસ અમીદાસે ટેકો આપ્યા બાદ પસાર કરવામાં આવી હતી. ત્યાર પછી મી૦ ત્રીકમજી માધવજી મહુવાકરે જણાવ્યું કે કેટલાક વરસ થયાં ગુજરાતી સ્ત્રી મંડળ તરફથી હીંદના દાદા મી. દાદાભાઈ નવરોજીની જયંતી ઉજવાય છે પણ મુંબઈ જેવા આગળ વધેલા શહેરમાં પુરૂષો તરફથી જયંતી ઉજવવામાં આવતી નથી એ ઠીક લાગતું નહી હોવાથી હું આજની સભામાં દરખાસ્ત મુકું છું કે આવતી તારીખ ૫ મીને રોજ ધી યંગ કપોળ કલબ તરફથી હીંદનાં દાદાની ૯૦ મી વરસગાંઠ પ્રસંગે એક જાહેર દબદબા ભર્યો મેળાવડો જાણીતા શહેરના પ્રમુખપણાં હેઠળ કરવો. જો કે ૪ થી તારીખે

# નીરાશ થએલાઓને આશા આપનારો સંદેશે

કમજોર અને કમપુરૂષત્વ એ એક જીંદગીના જીવનમા દુઃખરૂપ છે.

કોઇપણ કારણથી શક્તિ તથા મરદાઇ ઓછી થવા લાગે અથવા ઓછી થઈ ગઇ હોય ત્યારે નિરાશ થવું નહિ.

ખાસ અમારા ત્રીસ કરતાં વધારે વર્ષના વૈદ્ય ધંધામાં જાતિ અનુભવથી સિદ્ધ કરેલી

ધાતુ પૌષ્ટિક અને મરદાઇને માટે | **રાજ રાજેશ્રી.** | કીંમત ગોળી ૩૦ ની બાટલીના રૂ. ૨૫

શુદ્ધતાથી અને વૈદક શાસ્ત્રમાં અત્યુત્તમ ગણવામાં આવેલી કીમતી ચીજો વપરાય છે અને કોઇપણ નુકશાનકારક ઝેરી ચીજો હોતી નથી. દરેક દેશમાં તેમજ દરેક રૂતુમાં સરખી રીતે લાગુ પડે છે.

**રાજ રાજેશ્રી શું ગુણ કરે છે?**

પહેલે દિવસથી ફાયદો આપે છે. ઘટી ગયેલા પુરૂષત્વને યોગ્ય સ્થિતિમાં લાવે છે. પુરૂષત્વની ખામીને દુર કરવામાં તુરત ફાયદો આપે છે. કાયમ શક્તિ તથા મરદાઇ ટકાવી રાખે છે. વીર્યનું વખત બે વખત નીકળી જવું બંધ થાય છે. શરીરને ધસાવનાર દર્દો મટાડી અત્યંત તાકાત આપે છે. દુધ વગેરે ખોરાક પચાવી સખ્ત ધાતુ પેદા કરે છે. આ ગોળી ખાનારને ગુપ્ત ભાગોની નસોને એકદમ મજબુતી તથા તાકાત આપે છે અને કોઇપણ આબકારી પ્રયોગાની દવાની જરૂર પડતી નથી.

ગેરેન્ટી ખાસ સ્ત્રીઓને માટે અમુલ્ય રત્ન. | **કાન્તામૃત.** | કીંમત ગોળી ૩૨ ની ડબીના રૂ. ૫.

**નબળી** સ્ત્રીઓને સબળ કરી તેજસ્વી બનાવે છે. ગર્ભાશયને સુધારે છે અને ગર્ભ ધારણ કરવા યોગ્ય બનાવે છે. સુવાવડની નબળાઈ દુર કરી શરીરના તમામ ભાગોને મજબુત કરે છે. ધુપણીના રોગ ચીકટ પાણી પડતાં બંધ કરી કળતર મટાડે છે. સફેત તથા લોહીવાળા પ્રદર મટાડે છે અનિયમિત રૂતુને નીયમસર તથા સાફ લાવે છે. રૂતુ વખતે પેટમાં પેડુમાં અને કમરમાં થતો દુખાવો બંધ કરે છે. ભુખ લાગે છે અને ઝાડો સાફ લાવે છે અને જીર્ણજ્વર મટાડે છે.

વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર.

૧. મુંબઈ કાલકાદેવીરોડ વિઠલવાડીને
૨. જામનગર કાંકીયાવાડ ગામની ઈરી

Reg. No. B 936

# કપોળ.

પુસ્તક ૫ મું.] ઑગષ્ટ ૧૯૧૪ [અંક ૮ મો.



"કપોળ" સબંધી પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો:—
કપોળ યુવક મંડળ. "કપોળ ઑફીસ", ગીરગામ—મુંબઈ.
વાર્ષિક લવાજમ રૂ. ૧॥ (હિંદુસ્તાનમાં પોસ્ટેજ સહીત, અગાઉથી.)
છુટક દર નકલના આના ત્રણ.

આપણા વેપાર રોજગારની સ્થીતી મંદ થઇ જશે અને આપણો મોટો આધાર યુરોપના દેશાવરો ઉપર હોવાથી આપણા કેટલાક ધંધાઓને નુકશાન પહોંચશે અને વેપારને નુકશાન પહોંચવા સાથે-વેપારીઓ અને મોટી ઓફીસવાળાઓ પોતાને જરૂર જોઇતા માણસો, સીવાય બીજાઓને રજા આપશે; અને તેથી સ્વભાવીક આપણી જ્ઞાતીના પણ કેટલાક ભાઇઓને ધંધા રોજગાર વગરનું રખડવું પડશે. આવી સ્થીતી અત્યાર આગમચ શરૂ થઇ છે અને લડાઇ લંબાશે તો સ્થીતી વધારે બગડવા સંભવ છે. તો તે સંબંધી વીચાર કરવાની જરૂર છે તે નીર્વીવાદ છે.

## કપોળ વોલંટીયરોએ ઉપાડી લીધેલો સવાલ.

અમે તેથી જાણીને ખુશી થયા છીએ કે આ સવાલને આપણા કપોળ વોલંટીયરોએ ઉપાડી લીધો છે અને ખચીત એ સવાલને વિશેષ નહિ તો લોકોમાં ચર્ચાતો કરવાને માટે તેઓને ધન્યવાદ ઘટે છે. તેઓએ એક રેક્વીઝીશન ઘડી કાઢ્યું છે. અને તે ઉપર ઘણી સહીઓ લેવાઇ ચુકાણી છે. અને તે નીયમસર શેઠ પાસે જશે તે પણ સંભવીત છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે લડાઇને લીધે નીરાધાર થઇ પડેલાં કપોળ બાળકોને અને ગરીબ કુટુંબોને ન્યાતના ફંડમાંથી મદદ કરવા શેઠે ન્યાતની સભા બોલાવવી. આ પ્રમાણે કરવામાં આવેલી અરજી વ્યવહારૂ છે કે નહિ, ન્યાત કાંઈ આ સંબંધમાં કરી શકે તેમ છે કે નહિ અને તે સંબંધમાં શું ઉપાયો લેવાથી હેતુ સરસ રીતે ફળીભુત થશે તે સંબંધી અમારો વીચાર કપોળ ભાઈઓ પાસે રજુ કરીયે છીએ, અને અમને આશા છે કે તે સંબંધી પુરતો વીચાર કરવામાં આવશે.

## લડાઇને લીધે નીરાધાર થઇ પડેલાં કપોળ બાળકો.

અમો એમ માનીએ છીએ કે આપણા ન્યાતીલાઓ પાસે સત્ય હકીકત રજુ કરવાથી આપણને વધારે સારો ટેકો મળે છે. અને આપણા સાચા હેતુને આડકતરી રીત કરતાં સીધી રીતે સમજાવવામાં ફાયદો છે તેવું અમારૂં માનવું છે. લડાઇને લીધે કપોળ બાળકો ખાસ નીરાધાર બનવાનું હોઈ શકે તેમ અમારૂં માનવું નથી. એ સ્થીતી કેવા લોકોની ઉત્પન્ન થાય કે જે લોકો રણભુમી ઉપર લડવા જવાના હોય કે જ્યાં કમભાગ્યે લોકો મૃત્યુ પામે તો તેનાં બૈરી છોકરાંઓ નીરાધાર થાય. તેમ ખાસ

આપણી ન્નાતીમાં બનવાનો સંભવ અમને લાગતો નથી. અને તેથીજ અમને કેટલાક ભાઇઓ તરફથી સહજ સવાલ પુછવામાં આવેલો કે આ વળી લડાઇને લીધે નીરાધાર થઈ પડેલાં બાળકો કેવાં ? અમારા માનવા પ્રમાણે અને અમોને મળેલી હકીકત સત્ય હોય તો આપણા જમનાદાસ લલુભાઈ કપોળ ઓરફનેજમાંથી એકાદ માસ પહેલાંથી બાળકોને કંઈ કારણને લીધે રજા આપવામાં આવેલી. તેમને મદદ કરવાને માટે આડકતરી રીતે આ પ્રમાણે રેકવીઝીશનમાં મુકવામાં આવેલું તેમ અમારૂં માનવું છે. આ નીરાધાર બાળકોનો સવાલ આજકાલનો નથી. આપણી કપોળ ન્નાતીમાં ગરીબાઈ થોડા ઘણા પ્રમાણમાં નથી. એવાં ઘણાંએક બાળકો છે કે જે નાનપણમાંથી તદન નીરાધાર સ્થીતીમાં હોય છે. અને આવાં કેટલાંક બાળકો અમારા જાણવામાં છે. તેને માટે આજે કેટલાક વર્ષથી આપણા ઉમંગી અને જીવતોડ મહેનત કરનાર ભાઈ ઓધવજી હેમરાજ પ્રયત્ન કરે છે. જમનાદાસ લલુભાઈ કપોળ ઓરફનેજ, અમરેલી, મહુવા તથા ભાવનગર કપોળ બોર્ડીંગ નાની વયના નીરાધાર કપોળ બાળકોને મદદ કરવા થોડા ઘા વધારે પ્રમાણમાં કોશેશ કરે છે. કપોળ સર્વીસ લીગ પણ તે દીશામાં બનતું કાંઈ કરે છે. છતાં ન્નાતીનાં કેટલાંક નીરાધાર બાળકોને હજુ મદદ મળતી નથી. અને તેઓ બહુ ખરાબ સ્થીતીમાં રખડે છે. પણ આ સ્થીતી એકદમ સુધરી જાય તેમ નથી. હળવે હળવે સરવે સારાં વાનાં થશે. આપણા સર્વે કપોળ ભાઇઓનું તે તરફ લક્ષ ખેંચાયું છે. પ્રસ્તુત વીષય ઉપર આવતાં આ છ કપોળ બાળકોને આપવામાં આવેલી રજાનાં કારણો અમે જાણતા નથી. તે ગમે તે હો પણ આ સંબંધમાં સૌથી સરળ અને વ્યવહારૂ રસ્તો એજ છે કે જમનાદાસ લલુભાઈ કપોળ ઓરફનેજના ટ્રસ્ટીઓને મળવું, તેઓને હાલનો બારીક સમય અને છોકરાઓની સ્થીતી સમજાવવી, અને અમોને પુરતો ભરોંસો છે કે તે વિદ્યાર્થીઓને ઓરફનેજમાં પાછા દાખલ કરવામાં આવશે. શેઠ મગનલાલ હરગોવીંદદાસ તથા શેઠ કલ્યાણદાસ પીરલદાસ કાપડીઆને અમારી વિનંતી છે કે તેઓએ ફરીથી વિદ્યાર્થીઓને દાખલ કરવા. અત્યારે મામલો કટાકટીનો છે, અત્યારે વિદ્યાર્થીઓને રજા આપવાનો સમય નથી. અમોને ખબર છે કે દર વર્ષે અમુક રકમ શેઠ મગનલાલ હરગોવીંદદાસને ઘરમાંથી કાઢવી પડે છે. શક્ય છે કે છોકરાઓનો વાંક પણ હોય પણ તે છતાં અત્યારના સંજોગો ધ્યાનમાં લઈ વિદ્યાર્થીઓને ફરીથી દાખલ કરવાની જરૂર છે અને અમે પુરતા આશાવંત છીએ કે ફરીથી દાખલ કરવા શેઠ મગનલાલ આનાકાની કરશે નહિ.

કરવામાં આવતું કામ વધારે પ્રીય છે. અને તેમ થતાં તેમજ જ્ઞાતીને સમાજની આંખમાં ઉતારી ન પાડતાં જ્ઞાતીનું અને ગરીબ ભાઈઓનું વધારે શ્રેય કરી શકશું. ઉપરે અમોને આશા છે કે આ બાબતે મામલાને લીધે નીરાધાર થઇ પડેલા કુટુંબોને મદદ કરવામાં દરેક ભાઇ પોતાથી બનતો હિસ્સો આપશે. કપોળ સર્વિસ લીગ પણ આ બાબતમાં ઘણું કરી શકે તેમ છે, અને જો આગેવાનોને ભેગા કરી, નિરાધાર થઇ પડેલાં કપોળ કુટુંબોને મદદ કરવાનો સવાલ, તેના તરફથી ઉપાડી લેવામાં આવે, તો આ મંડળથી પણ બનવા જોગ કાર્ય થઇ શકે તેમ છે. કપોળ વોલંટિયર ટીમ હજી નવિન ઉભી થયેલી હોવાથી, અને મોટે ભાગે ટીમનો કારોબાર યુવાન વર્ગના હાથમાં છે, તેથી કદિ કપોળ આગેવાનો તથા શ્રીમંતોને ભેગા કરવામાં, તેઓ પાસે એક મજબુત ફંડ ભરાવવામાં વોલંટિયર ટીમને મુશ્કેલી પડે તે સ્વભાવીક છે. જ્યારે કપોળ સર્વિસ લીગ અને કપોળ શ્રેયસાધક મંડળ, કે જે કપોળ કોમનું શ્રેય કરવાના હેતુથીજ ઉભું થયું છે, અને જેમાં શ્રીમંત તેમજ સારી સ્થિતિના કપોળ ભાઇઓ જોડાયા છે તેના તરફથી આ હિલચાલ ઉપાડી લેવામાં આવે, તો પણ સારૂં કાર્ય થઇ શકે, અને ગરીબ જ્ઞાતિબંધુઓની અંતઃકરણની આશીષ મળે. ગમે તે ..ં આ સવાલ ઉપાડી લેવાની જરૂર છે; અને આવાં પુન્યનાં કામમાં જો સારી રીતે પ્રયત્ન કરવામાં આવશે તો જ્ઞાતિહિતનું ઘણું સારૂં કાર્ય બજાવી શકાશે, એમ અમારૂં માનવું છે.

અસ્તુ !

# દુર્વ્યસન દાવાગ્નિ.

## (મદ્ય—દારૂ.)



(હરિગીત.)

શી ખોટ આવી પાન કરવા યોગ્ય સ્વાદુ વાનની,
દાવાગ્નિ સમ દારૂ પીએ ને પાય સુર્ખજ માનવી;
આંખો છતાં અંધો બનેરે પાપી નર દારૂ થકી,
માટે વિચારી વીર તજશો દારૂ છેક વિવેકથી.

મતિ ભ્રષ્ટ થાએ સ્પષ્ટ થાએ દુર્ગુણો દારૂ થકી,
કાયા બને પરતંત્ર ને રોળાય છે ધૂળે નકી;
અઘટિત શબ્દો બોલશે ગાંડા સમો નિજ મુખથી,
માટે વિચારી વીર તજશો દારૂ છેક વિવેકથી.

જાણે ભરાયું ભૂત સમ લથડી પડે છે માનવી,
ધરણી ઢળે અસ્થિર કાયા, થાય દુર્ગતિ કારમી;
ધન જાય તન બગડે બહુ, વળી આબરૂ રે'તી નથી,
માટે વિચારી વીર તજશો દારૂ છેક વિવેકથી.

મર્યાદ કોની ના રહે, પિતુ માન કે વડીલો તણી,
બેશર્મ થઇ સેતાન સમ ચાળા કરે છે દારૂડી;
દારૂજ લાવે દુર્ગુણો અગણિત બીજા એકથી,
માટે વિચારી વીર તજશો દારૂ છેક વિવેકથી.

સ-માર્ગ ને સદ્ગુણથી વાયે મતિ અવળી અરે;
પરદાર ને પર દ્રવ્યની મમતાજ દારૂડી કરે;
ચોરી જુગારે ચિત્ત લાગે વિત ખોવે વ્હાલથી,
માટે વિચારી વીર તજશો વ્યસન છેક વિવેકથી.

# વિમળા.

## એક સંસારિક ચિત્ર.

લખનાર.

(મણીલાલ કાળીદાસ જોશી.)

બપોરના બાર વાગી ગયા હતા. સર્વે લોકો જમી જુઠીને પોત પોતાને કામે લાગ્યાં હતાં. હિન્દુ બૈરાંઓ, તેઓના વંશપરંપરાથી ચાલી આવેલા રીવાજને અનુસરી, ઘરનાં બધાં બૈરાંઓની સાથે અનાજ સુંટવા અથવા તો સીવવા ગુંથવામાં રોકાયલાં હતાં. તે વખતે એક સુધરેલા પણ જુના વિચારવાળા શેઠ કેશુરદાસની પુત્રી નામે બાઇ વિમળાબાઇ પોતાની મા તથા ભોજાઇથી છુટી પડી, પોતાના પિતાના લાયબ્રેરી રૂમ તરફ છુપાતી છુપાતી રસ્તો લેતી હતી.

વિમુએ લાયબ્રેરીનું બારણું ઉઘાડયું, અંદર કોઇ હતું નહિ. તેણે આજુ-બાજુ જોયું તો ત્યાં કોઇ હતું નહિ. તે અંદર દાખલ થઇ અને આસ્તેથી બારણું બંધ કીધું. તે ઝટ તેના પિતાના લખવાના ટેબલ આગળ ગઇ, પેપર કેસમાંથી એક પરબીડયું અને એક નોટપેપર કાઢયાં, અને કાંઇ લખવાનું શરૂ કીધું.

લખવું શું તે તેને સુજતું હતું નહિ. કારણ કે તેને બીક લાગતી હતી કે રખેને કોઇ ઓરડામાં દાખલ થાય. થોડીક મીનીટ પછી પોતાની ચોળામાંથી એક છબી કાઢી. તેણે તે છબીને ચુમ્બી પ્યારથી છાતી સાથે દબાવી અને પોતે લખતી હતી તે ટેબલ ઉપર પોતાની સાથે મૂકી અને લખવાનું કામ શરૂ કર્યું.

તારીખ તો લખી ત્યાર પછી શું લખવું તે વિમુને માટે કાંઈ ભારી કામ હતું નહિ કારણ કે ઘણી વેળાએ એવા કાગળો તેણે લખ્યા હતા.

એટલે તરતજ ડાબા હાથ ઉપરથી "વ્હાલા પ્રાણ" શબ્દો લખાયા. હવે શું લખવું તેને માટે તે વિચાર કરવા લાગી.

પણ વાંચનાર તે શું લખે છે તે જોવાયા વાંચ્યા પહેલાં ચાલ તેજ ઘરમાં બીજી તરફ શું થાય છે તેની તરફ નજર કર.

કેશુરદાસની સ્ત્રિ મોંઘીબાઈ અને તેની નવી વહુ નામે માનકુંવરબાઇ અને બીજી બે આડોશી પાડોશીની સ્ત્રીઓ–બધાં ભેગાં મળી ઘઉં વિણતાં હતાં.

ગામના ગપાટા ચાલતા હતા, પારકા લોકોની નિંદા થાતી હતી.

"કેમ મોંઘીબા, તમારી વિમુ ક્યાં ગઈ છે? નિશાળે બીશાળે તો મોકલી નથી ને?" એક સ્ત્રીએ કહ્યું.

"ના રે, બા, છોકરીઓને નિશાળે મોકલીને શું નાક કપાવવું છે, વંઠાળી મૂકવી છે. મારી વીમુના જેવી છોકરી તો ભાગ્યેજ કોઇને મળે. જુઓની એને લખતાં વાંચતાં આવડયું કે તરતજ એણે મને કહ્યું કે, બા, મ્હારે હવે ઇસ્કુલમાં જવું નથી. બોલો એમ આજના જમાનાની છોકરીઓ બોલે?" મોંઘીબાઇને કયાં ખબર હતી કે તેની વીમુએ શા સારૂ સ્કુલ છોડી દીધી હતી. મોંઘીબાઇએ પોતાનું લેકચર આગળ ચલાવ્યું. "જુઓને આ મારી વહુ માની એનો દાખલો તમે જુઓ–એના બાપે એને છ ચોપડી ભણાવી, તેટલામાંજ તે કેટલી નફટ થઇ ગઇ છે. બસ આખો દહાડો તેનું ધ્યાન તેના ધણીમાંજ. જાણે એનોજ ધણી ને બીજાના ધણી તો જાણે નહિજ હોય. મ્હારા છોકરાને તો અડધો કરી નાખ્યો છે. જોની, બાઇ, આખો દહાડો મારા દીકરાને ગળે બાઝીજ રહે છે. કાંઈ કામ કરવા કહું છું તો તેમાં ધ્યાનજ રાખતી નથી. જુઓની તે ઘઉં કેવા વિણે છે, જુઓ! જુઓ! કાંકરા કેટલા જાય છે. અલી, માની તારે કામ કરવું હોય તો કર નહિ તો અહિંથી ચાલી જા." મોંઘીબાઇએ બરાબર દમામ દેખાડયો.

બિચારી માનકુંવર શું કરે, તે ઉઠી. આંખમાં આંસું આવી ગયાં. પોતે સમજતી હતી કે પોતાનો વાંક નથી, તેથી તેને બહુ લાગી આવ્યું; અને પોતે એટલી ભણી તેથી તેને ધીક્કાર થવા લાગ્યો. પણ તે બાપડી

શું કરે. કુદરત આગળ માનવ દેહ શું કરી શકે. જુવાનીના ઉછળના લોહીથી ભરપૂર માનકુંવર પોતાના સ્વામિને ભજે તો તેમાં નવાઈ શી!

બિચારી માનકુંવર રડતી રડતી ત્યાંથી ચાલી. પોતે કયાં જાય છે તેની તેને ખબર હતી નહિ. તે એક દરવાજા પાસે આવી. બારણું બંધ હતું. હાથવતી બારણું અરધું ઉઘાડયું, જેવી અંદર નજર કરી કે તે ચોંકી, અંદર વિમુ ટેબલ ઉપર કાંઇ લખતી હતી.

અંદર જવું કે નહિ તે વિષે માનકુંવરને વિચાર થયો. પણ તેની નણંદ શું લખતી હતી તે જાણવાની તેને નિર્દોષપણે જીજ્ઞાસા થઇ. તેણે આસ્તે રહીને બારણું ઉઘાડયું. પગના આંગળાં ઉપર આસ્તે આસ્તે ચાલીને જ્યાં વિમુ લખતી હતી ત્યાં વિમુની પાછળ ઉભી રહી.

આ વખતે વિમુએ પત્ર લગભગ પૂરો કર્યો હતો. અને છેલા અક્ષરોજ લખતી હતી. લી.

આપની આધીન

વિમુ.

"હા, હા," વિમુ કાગળ બંધ કરીને હસી, " હું તો મારા માતા પીતાની રજા વગર, વ્હાલા, આપને આધીન થઇ ગઇ હતી. પણ......"

"હિન્દુ સંસારમાં એમ બને કેમ ?"

આ સવાલથી વિમુ ચોંકી અને આજુ બાજુ જોઇ રહી. પાછળ જોયું તો તેની ભાભી માનકુંવર નજરે પડી.

તે કરડાટમાં બોલી.

" કેમ, ચોરી છુપાઇને કોઇ બીજાની વાત સાંભળવા તું અહિં કેમ આવી ? તારે કાંઇ કામ નથી ? જા, ઘઉં વીણ, શાક સંભાર, ચા મૂક, જા, ચાલીજા અહિંથી—"

"ત્યારે તે બધું તમેજ કરોની–તમે શા માટે અહિં છુપાઇને " વ્હાલા પ્રાણ " કરો છો."

"કેમ મારી સામે બોલે છે કે–હું કોણ ને તું કોણ ? હું ઘરની માલેક અને તું આજકાલની ચાકરડી."

"તમારી ભૂલ છે–તમે તો થોડા દહાડાનાં માલેક છો, પછી તો જ્યાં નશીબ હશે ત્યાં માલેક યા ગુલામ બનશો. પણ હું તમારી નજરમાં એક ગુલામ છું તો કાંઇ નહિ પણ તમારા ભાઇ કાલ સવારે બી. એ. પાસ થશે એટલે ઘરની માલેક તો હુંજ થઇશ. સમજ્યાં મ્હારાં માનીતાં નણંદજી."

વિમુ જરા જોખવાણી પડી ખરી, પણ પોતાનો બચાવ કરવા બોલી, "તું આજ સુધી શું કરતી હતી. તેં છુપા કાગળો મ્હારા ભાઇ ઉપર લખ્યા છે કે નહિ. બોલ, તું મ્હારા ભાઇની સાથે આખો દહાડો "વ્હાલા પ્રાણ" કરે છે કે નહિ. બોલ."

"ત્યારે કહો, કે તે મ્હેં કીધું તો તેમાં કાંઇ મ્હારો વાંક છે ?"

"સાડી સત્તરવાર"

"ત્યારે તમે પણ કરો છો તો તમારો પણ વાંક સાડી સત્તરવાર"

વિમુ હવે બરાબર સપડાઇ કેમ છૂટવું તે તેને સુઝ્યું નહિ.

"હમારાથી તે થાય તારા જેવાથી ન થાય."

"તમો ભૂલો છો, વ્હાલાં નણંદ, હમારાથી થાય તમારાથી ન થાય. કારણ કે હમે તો પરણ્યાં છે એટલે હમારે કાંઇ શરમ નથી. કદાચ કોઇ મારા જેવાં જુના વિચારવાળાં હમોને જોઇને બળશે અને બોલશે, પણ તે સહન કરવાની શક્તિ હમારામાં છે. જ્યારે તમે હજુ તો વિવાહિત જ (વેશવાળ કરેલાં) છો તો તમોને કોઇ તેમ કરતાં જુએ તો તમારૂં સારૂં દેખાય ?"

વિમુને કાંઇક આ વાક્ય સાંભળીને અસર થઇ,ને હવે થંડી પડી. અને પ્રેમથી બોલી, "માની ભાભી, માફ કરો મારો વાંક હશે. પણ મ્હારા

હૃદયમાં જ્યારથી મ્હેં મોહનલાલને જોયા છે ત્યારથીજ કાંઇ લાગણી ઉત્પન્ન થઇ હતી અને માતા પીતાની આજ્ઞાથી હમારૂં વેવીશાળ થયું. તે પણ મ્હારી તરફ ખેંચાય છે. બોલો ત્યારે હમારા બન્નેમાં એક બીજા તરફ આટલી લાગણી છે તો શું એક પ્રેમી લગ્ન ન થઇ શકે ?"

"અલબત થઇ શકે તેમાં તમારે કાંઇ પણ શંકા રાખવી નહિ. પણ ક્યારે ? હાલના જમાનાનાં ઉછરતાં બચ્ચાંઓ નવા જમાનાને અનુસરે છે, જ્યારે તેઓનાં માતપીતા જુના વિચારને વળગી રહી તેઓને સુધરેલાં તરીકે ખપાવે છે, ત્યારે પ્રેમી લગ્ન થવાનો મુખ્ય આધાર પ્રેમીઓ ઉપરજ રહેલો છે. તમારો પોતાનોજ દાખલો લઇએ તો કુદરત તમોને જમાના પ્રમાણે વર્તવા કહે છે અને તમારાં માબાપ જુના વિચારને અનુસરે છે. ત્યારે તેમાં સહેલો રસ્તો એ કે તે લોકોને કળાથી સમજાવી નવા જમાનાનાં લોક બનાવવા અને આપણું કરવા ધારેલું કામ કરીએ તે સૌથી વધારે સારૂં છે."

"ભાભી, આજથી હું તેમ કરીશ. માબાપને હાલનો જમાનો કેવો છે તે સમજાવીશ. માફ કરજો ભાભી કે આજ દીન સુધી મ્હેં મારી માનો પક્ષ પકડી તમોને સતાવ્યાં છે. બોલો માફ કરશો કે ?"

વિમુ તેની ભાભીને ભેટી પડી.

વિમુબા, તમે ગભરાઓ ના, હું જાણું છું કે તેમાં તમારો વાંક નથી. ચાલો તમે આરંભેલું કાગળ લખવાનું કામ આટોપો. આ વાત છૂપીજ રહેવાની અને તમોને તમારા વ્હાલા "મોહન" સાથે જલદીથી સુખમાં જોવા હું ઘણી આતુર છું.

ભાભીએ નણંદની મશ્કરી કરી. નણંદે ભાભીના ગાલ ઉપર શરમથી આંગુલી અડાડી અને બન્ને જણ હર્ષથી બહાર ગયાં.

અસ્તુ.

# સર્વવ્યાપી શક્તિ.

## શાર્દૂલવિક્રીડિત.

જાણે કો અદૃશ્ય શક્તિ વિલસી બ્રહ્માંડ માંહિ રહી
જેનો શાન્ત પ્રભાવ વ્યક્ત નિરખું તારા શશીને રવિ.
પામી બુદ્‌બુદ જન્મ સિન્ધુ જળમાં ફૂટી થતા લીન કૈં
થાતી તેમ અનંત સૃષ્ટિ પ્રકટી સંકીર્ણ શક્તિ મહીં. ૧

કો દૈવી નિયમાનુસાર ફરતા સ્વર્ગીય ગોળા બધાં
તારા સૂર્ય શશી અને ગ્રહ તણી આંહી દિસે છે દિશા
પોષાયું રવિ સોમ કોટિ ગ્રહથી બ્રહ્માંડનું કોટલું
ને કો બિન્દુ પ્રતિ ધસે ઝડપથી આ ચક્ર બ્રહ્માંડનું. ૨

વ્યાપી તેજ અનંત શક્તિ જગના પ્રત્યેક સ્થાને દિસે
વ્યાપી તે જડ વસ્તુ કે જનતણા ચૈતન્ય આત્મા વિષે
વ્યાપી તે ગિરિકન્દરે પ્રસરતી નિઃશબ્દ શાન્તિ મહીં
વ્યાપી તે અતિ ક્ષુબ્ધ સિન્ધુ જળના ગંભીર નાદે વળી. ૩

આપી શાસન યોગ્ય દુષ્ટ જનને દુષ્કર્મનું સર્વદા
તે વિશ્વંભર આદ્ય શક્તિ જગનું કલ્યાણ સાધે સદા
આરાધે જન ભિન્નભિન્ન રૂપમાં તે આદ્ય દેવી જગે
બ્રહ્મા વિષ્ણુ મહેશ કે રહિમમાં ભિન્નતતો ના દિસે. ૪

"અવનીધર"

# સરલાકુમારી.

## રજપુત સમયની એક કરૂણા રસિક વાર્તા.

લખનાર—રા. ધનપ્રસાદ ચંદુલાલ મુનશી.

તારાઓ શાંતિથી ચળકતા હતા. ભગવાન ચંદ્રમા પોતાનાં શીતળ કિરણવડે પૃથ્વીપર અમૃત રસનો વર્ષાવ કરી રહ્યા હતા. મધુર કલકલ અવાજ કરી નદી ચપળતાથી દોડતી હતી. તેના ચંચલ કલ્લોલ સહિત-ચંદ્ર પ્રકાશ પડવાથી તે ઉજ્જ્વળતાથી ચળકતી હતી. જ્યાં જ્યાં પ્રવાહ શાંત હતો ત્યાં ત્યાં નક્ષત્રો જલવિહાર કરી રહ્યાં હતાં. એકંદરે તે દેખાવ એવો હતો કે પ્રેક્ષકની ઉચ્છૃંખલ વૃત્તિને શાંત કરીને એક પ્રકારનો અપૂર્વ સુખદ વિકાર અંતઃકરણને જાગ્રત કરતો હતો.

નદીને તીરે એક શિલા ઉપર એક બાલિકા પાણીમાં પડતા તારાનું પ્રતિબિંબ જોતી બેઠી હતી. તેના હાથમાં એક પુષ્પમાળા હતી અને આજુ બાજુ પુષ્કળ ફૂલો પડ્યાં હતાં. નદીના શાંત મધુર પ્રવાહના સ્વર જોડે તે પોતાનો કોમળ સ્વર મેળવીને ગાતી હતી. કોઇ કોઈ વખત એકાગ્ર મનથી તે હાર ગુંથતી હતી. કોઇ વખત ચંદ્ર તરફ નિહાળીને માત્ર જોયા કરતી હતી, અને કોઈ વખત આકાશ તરફ જોઇને પ્રકાશિત તારાને ગણતી હતી. પણ તારાઓ ગણવામાં આ બાલિકાને ફત્તેહ મળી નહીં. ફરીથી થાકીને તેણે હાર ગુંથવા માંડ્યો. આખરે ઘણો શ્રમ વેઠીને તેણીએ એક હાર ગુંથ્યો. પોતાના નાજુક હાથમાં તે હાર લઇને તે તેને જોયા કરતી હતી. મધુરું હાસ્ય કરીને તેણીએ તે હારને શિલા ઉપર મુકયો. ફરી તેની વૃત્તિ ચંચળ થઇ. ઉભી થઇને તેણે ત્યાંથી રસ્તા ઉપર દૃષ્ટિ ફેંકી પણ તેના ચહેરા ઉપરથી દેખાતું હતું કે તેની મનોકામના હજુ તૃપ્ત થઇ નથી. એટલામાં ઘોડાના પગની ખરીના શબ્દો તેને કાને પડ્યા. તે સાંભળવાની સાથે તે

બાલાના મુખ ઉપર હાસ્યની છટા પ્રસરી. થોડીવાર પોતાની પ્રેમ દષ્ટિ ચંદ્ર તરફ ફેંકી.

વીણા સાથેના તેના મધુર કંઠના સ્વરથી આખો પ્રદેશ બ્રહ્મમય થયો. આશ્ચર્ય ચકિત થઇને એકી ટશે ચંદ્ર તરફ જોવા લાગી. ગાતાં ગાતાં બાલિકાનો સ્વર કાંઇક અપૂર્વ દયાથી ભરાઇ આવ્યો. તેની આંખમાંથી અશ્રુ બિંદુ મોતીની માફક ટપકવા લાગ્યાં. આનંદથી તેના શરીરના રોમાંચ ઊભાં થયાં અને ઘડીભર તેની વૃત્તિ એક સમાધિસ્થ યોગી પ્રમાણે દેખાવા લાગી. ઘોડાની ખરીઓ પાસે ને પાસે સંભળાવા લાગી. આંસુથી ભરાઇ આવેલાં નેત્રો સહિત આનંદથી તેણીએ તેના હાથો ઉંચા કર્યા, અને આવેલા યુવકને ગાઢ આલિંગન દઇને તેનાં આંસુ લોહી નાંખ્યાં.

પાસેની ઝાડીમાંથી એક કદાવર બાંધાનો યુવક તે સ્થાને આવ્યો. ગાઢ પ્રેમમાં ડુબેલી તરુણી તેમજ તેના હાથમાં બદ્ધ થયેલા ભાગ્યશાલી તરુણનું તે તરફ લક્ષ નહોતું. આ દેખાવ જોઇને તે થોભ્યો—પળમાં તે તેનું ભાન ભૂલી ગયો. અત્યંત ક્રોધાવેશમાં તેનું શરીર કંપિત થયું, અને પોતાના ઓઠ એવા જોરથી દાબ્યા કે તેમાંથી હમણાંજ લોહીનાં ઝરણાં વહેશે એવું ભાન થતું હતું. ડોળા એકદમ રાતાચોળ જેવા થઇ ગયા, અને તરતજ તેનો શૂરવીર હાથ તેની તરવાર પકડવા ગયો. પણ તેણે પોતાની અરધી બહાર કાઢેલી શમશેરને ફરીથી મ્યાનમાં મુકી. કઠોર અને ગંભીર સ્વરથી મોટા સાદે તે બોલ્યો "શાબાશ ! સરલા ! શાબાશ ! રજપુતવીરની ધણીઆણી થવાને તું હવે લાયક થઇ !"

મોટી વિજળીના ભયંકર અવાજથી પણ સરલા ગભરાય એવી હતી નહીં, તોપણ આ ભાષણથી તે ગભરાઇ ગઇ. એકદમ તે ખસી ગઇ. મહા મુશ્કેલીએ તેણે પોતાના નેત્ર ઉઘાડયાં. શું તે ભયંકર પ્રસંગ ! શું તે કઠોર શબ્દો ! તેનો હૃદયેશ્વર રાજકુમાર હરનામસિંહ તેની તરફ કઠોર દૃષ્ટિથી જુવે છે, અને જેને તેણીએ હરનામ સમજીને ગાઢ આલિંગન આપ્યું હતું, તે એક તરુણ યવન વીર હતો. એક હૃદયભેદક ચિચીયારી પાડીને સરલા બેશુદ્ધ થઇને જમીન ઉપર પડી.

તેની આવી સ્થિતિ જોઇને તે યવન વીરને ઘણુંજ ખરાબ લાગ્યું તેમજ થોડો ગુસ્સો પણ થયો. પણ તેને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવાને

તેની છાતી ચાલી નહીં. હરનામસિંહનો ક્રોધ યુક્ત ચહેરો નિહાળીને તેને મનમાં જરા બીતી પેઠી. તે પણ એક શુરવીર સિપાઇ હતો. પણ પ્રસંગ એવો વિચિત્ર પ્રાપ્ત થયેલો હતો કે બન્ને ભયભીત દેખાતા હતા. જેને તે જીવન સર્વસ્વ સમજતો હતો, જેને તે પ્રેમ મૂર્તિ સમજતો હતો, જેને તે સર્વ આશાનું વૃક્ષ સમજતો હતો તે સરલાને આજ એક પરપુરૂષની યવનની બાથમાં, અશ્રુવર્ષાવતી જોઇને તેને કેટલું દુઃખ થતું હશે, કેટલો ક્રોધ ઉત્પન્ન થયો હશે, કેટલું આશ્ચર્ય થયું હશે, તેના અંતઃકરણને કેટલો ધક્કો લાગ્યો હશે તેની કલ્પના કરવી અશક્ય છે.

આ બનાવ બનતો હતો તે જોઇને એક મોટા વૃક્ષ નીચેથી ચાર ઘોડેસ્વાર તે તરફ ઘોડા દોડાવતા આવ્યા. પોતાના સેવકોને જોઇને યવનને ધીરજ આવી. પરંતુ આથી હરનામસિંહના ચહેરા ઉપર લેશ માત્ર ફેરફાર થયો નહીં. તે તો તેવોને તેવોજ દેખાતો ઊભો હતો. ક્ષણમાં હરનામની તેજસ્વી તલવાર ચંદ્ર પ્રકાશમાં વિદ્યુત્ લતા માફક ચળકવા લાગી, ઈશારાની સાથે પાંચ યવન વીરોએ પોતાની શમશેરો મ્યાનમાંથી બહાર કહાડી. યવન યુવક પોતાના ઘોડા ઉપર બેઠો, અને આવી રીતે એક બાજુ અનેક શસ્ત્રોથી સજ્જ થયેલા પાંચ યોદ્ધા અને આણી તરફ ફક્ત એક શમશેરના બલ ઉપર આધાર રાખતો જમીનપર ઉભેલો વીર-એઓની વચ્ચે જબરૂં યુદ્ધ મોટા આવેશની સાથે શરૂ થયું.

આપણે પાંચ જણ છઇએ તો પછી આપણા દુશ્મનનો શો હિસાબ છે એવા વિચારથી તેઓ લડવા તૈયાર થઇ ઊભા. આવા તૈયાર થયેલા શત્રુને નજર આગળ ખડા થયેલા જોઇને એકદમ નિરાશામાં આવેલા હરનામસિંહનું તેજ અને લોહી ઉડી ગયું. પણ આખરે પ્રાણની બિલકુલ પરવા કર્યા વગર તેણે પોતાની તલવાર હાથમાં લીધી અને યુદ્ધ આરંભ્યું. ઘણો વખત વીત્યા બાદ પાંચ જણ આગળ મ્હારી શક્તિ ઉલટી હીણ થતી જાય છે અને ફોગટનું મરવું પડશે એવું તેને લાગ્યું. આવો મનમાં વિચાર કરીને તેણે ઘણાજ બળથી પોતાની તરવાર ફેરવવી શરૂ કરી. આથી પાંચ યવન વીરો એકમેકની સામે જોઇ રહ્યા. આવો પ્રસંગ જોઇને એકદમ લાગલો હરનામ આગળ ધસ્યો, અને પોતાની તલવાર પોતાની પાસે આવેલા સ્વારને મારી કે તેની બરોબરજ તેના બે ટુકડા થઇને તે નીચે પડ્યો. એટલામાં બીજા સ્વારે એક મુષ્ટિનો પ્રહાર કર્યો જેથી તે ગભરાઇને ઘોડા

ઉપરથી જમીનદોસ્ત થયો. આથી તેનો ઘોડો છુટો થયેલો જોઇને હરનામ લાગ સાધીને ઘોડા ઉપર ચઢી બેઠો. આથી તેનામાં બેવડું જોર આવ્યું. ખરા આવેશમાં આવીને તેનો ઘોડો તેણે સામેના સ્વારો તરફ ફેરવ્યો. હવે તેણે પોતાની શુરવીર તરવાર પૂર જોસથી ફેરવવા માંડી. યવનોને હવે સ્પષ્ટ જણાયું કે આપણો પ્રતિસ્પર્ધિ કોઈ અસામાન્ય યોદ્ધો છે, આની સામે આપણો નિભાવ થવો મુસ્કેલ છે. તેથી સર્વે જણે એકઠા મલીને એકદમ હલ્લો કરવાનો વિચાર કરીને તેઓએ પોતાની તરવારો ઉંચી કરી. પણ આટલું થાય છે, એટલામાં હરનામસિંહે એક યવન સ્વારનું માથું ધડથી જુદું કર્યું. આ જોઇને યવનોમાંના એકને અત્યંત ચીડ ચ્હડી, અને પોતાના પૂર્ણ બળે હરનામ ઉપર પોતાની તરવાર ફેંકી આ વખતે રજપુતવીર અસાવધ નહોતો. તેણે પોતાની તરવાર એવી તો ચાલાકીથી ફેરવી કે યવન વીરની તરવાર તેની મુઠ્ઠીમાંથી છુટીને ઝણઝણ કરતી નદીના પ્રવાહ ભેગી મલી ગઈ. હરનામનું આ યુદ્ધ કૌશલ્ય જોઇને નદીએ સ્વાભિમાનથી સ્મિત કર્યું! હરનામસિંહ આગળ શસ્ત્ર રહિત થયેલો યવનવીર નીચું જોઇને ઉભો રહ્યો.

"જા! મારી સામું ઉભો રહે નહી." હરનામસિંહ ઉગ્ર અને કઠોર વાણીએ બોલ્યો. બિનશસ્ત્ર થયેલા શત્રુપર રજપુત કદી પણ પોતાનું હથિયાર ચલાવતા નથી."

(અપૂર્ણ.)

## પ્રભુ બેલી.

(ગોવિન્દ ગુણ ગાઓરે—એ પદની ધૂન.)

મારે તું પ્રભુ બેલી રે, જગતના નાથ ! મારે૦
જગનાં જ્યાં ધોળાં કાળાં, ત્યાં તુજ એકજ રખવાળાં;
તારી ઓથે વિહરું હું સનાથરે, અનાથનાથ ! મારે૦
તારી પ્રભુતાને દર્શન, દાનાં દિલને આકર્ષણ;
ધૂજું ને સેવું પ્રાણી માત્રરે ! દીનાનાથ ! મારે૦

વડોદરાને વડલે. લલિત.

# ભોજો ભગત.

## તેઓનાં નિવાસસ્થાનની અમારી મુલાકાત.

( લખનાર-પ્રતાપરાય ગિરધરલાલ મહેતા. )

અમરેલીથી બે માઇલ દુર આવેલાં, ભોજા ભગતનાં નિવાસસ્થાન ફત્તેહપુરની મુલાકાત લેવાની તથા ભક્તશ્રીનું વૃત્તાંત જાણવાની અભિલાષા થતાં, અમો અમરેલી કપોળ વિદ્યાર્થીભુવનના સર્વે વિદ્યાર્થીઓ અમારા અધ્યક્ષ સહિત, એક પવિત્ર દિવસની રમણીય સાંજે ભક્તશ્રી ભોજલનાં નિવાસસ્થાન તરફ જવા નિકળ્યા. ચોતરફ લીલાંછમ વૃક્ષો, નિર્મળ જળથી વહન કરતી સુંદર સરિતા અને કોયલ, મયુર આદિ વિહંગોના સુસ્વરો અમારા હૃદયના આનંદમાં અત્યંત વૃદ્ધિ કરતા હતા. આ પ્રકારે અમારા રસ્તામાં કુદરત રેલી રહી હતી. વાર્તાલાપ કરતાં અમે થોડાજ સમયમાં ફત્તેહપુરે પહોંચ્યા. તે એક નાનું ગામડું છે; ત્યાં કાંઇ જોવાલાયક ઉદ્યાનો કે મહેલો નથી પરંતુ મુંબઇ જેવા મોટા શહેરને જોવાથી જેટલો આનંદ થાય તે કરતાં વધારે આનંદ અમે અનુભવ્યો. ફત્તેહપુર ! ભોજાનું એક સમયનું નિવાસસ્થાન ! તારામાં એવી શી અદ્ભુત શક્તિ રહેલી છે કે એકી સાથે જનસમુહનું અંતઃકરણ આકર્ષે છે ?

જે ગૃહમાં ભોજા ભક્ત રહેતા તે જોયું-નિહાળ્યું. તેની ભજન કરવાની જગ્યા જુદી હતી; નીરીક્ષણ કરવાથી માલુમ પડ્યું કે તે ઓરડીમાં એક ખાટલો છે તે પર ભક્તશ્રીની જુની રીતિ પ્રમાણે બાંધેલ એક પાઘડી અને એક માળા કે જે સાધારણ માળા કરતાં વિશેષ મોટા પારાવાળી છે તે જોવામાં આવ્યાં. અમે તેને પૂજ્યભાવથી અને શુદ્ધ અંતઃકરણથી નમન કર્યું. મહાપુરૂષોની ચીજો પણ પૂજ્ય છે. હઝરત પેગંબરના એક વાળને પાલખીમાં સુવાડીને તેની સ્વારી કઢાય છે, ઇસુખ્રિસ્તની ચાદર, ક્રોસ આદિ ચીજો માટે અંગ્રેજો દુર પ્રદેશથી દર્શનાર્થે આવે છે અને બુદ્ધના એક દાંતપર સીલોનમાં એક દેવળ બંધાયું છે. તો પછી ભક્તશ્રીની

થીજે પૂજાય તેમાં કાંઇ આશ્ચર્ય છે નહીં. નમન કરતી વખતે અમારા હૃદયમાં ઈશ્વર પ્રત્યે શુદ્ધ પ્રેમભાવનાં આંદોલનો પ્રચલિત થયાં, અને અમારા અંતઃકરણમાં અનિર્વચનિય ભાવો અને અવર્ણનીય શ્રદ્ધા થઇ આવી અને જીવનપર કાંઇ નવીજ અસર થઇ હોય તેમ લાગ્યું, તો પછી જે લોકોએ તે પવિત્ર ભક્તનાં દર્શન કર્યાં હશે તેઓને શું થયું હશે તેનો વિચાર કરવા લાગ્યા. ફત્તેહપુર ખરેખર એક યાત્રા સ્થળજ છે !

ભક્તરાજ જેતપુર પાસે દેવકીગાલોલમાં જન્મ્યા હતા. અહા ! દેવકી ગાલોલને તે ભક્તની જન્મભૂમિ થવાનું માન મળ્યું હતું. તેમના પિતાશ્રીનું નામ કરસનદાસ તથા માતુશ્રીનું નામ ગંગાબાઇ હતું. આ દંપતિને ત્રણ પુત્રો હતા. આમાંના એક ભોજા ભક્ત હતા. ભક્તના બે ભાઇઓનાં નામ કરમણ અને જસો હતાં. તેઓ પણ ભક્તના સહવાસથી ભક્તની ગણનામાં ગણાવા ભાગ્યશાળી થયા હતા. **"સંગ તેવો રંગ"** એ ઉક્તિ અત્ર પોતાની સત્યતા સિદ્ધ કરી આપે છે. ભક્તરાજનો જન્મ સંવત ૧૮૪૧ માં થયો હતો. બાલ્યાવસ્થાથીજ તે દુધાધારી હતા; તે દ્વાદશ વર્ષ સુધી તો દુધપરજ રહ્યા હતા.

આપણા ભક્તનું ભવિષ્ય રામચેતન નામના એક યોગીએ ભક્તની માતને કહ્યું હતું. તેણે કહ્યું હતું કે "ભોજો એક મહાન્ ભક્ત થશે, અને ગુર્જરીગિરામાં પોતાની કીર્તિ પ્રસરાવશે. તેને પ્રથમ દક્ષિણું દેશના રાજા તરફથી દુઃખ થશે પણ છેવટે સુખી થશે." આ વચનો ખરેખર સત્યજ પડયાં હતાં !

હવે ભક્ત, રામચેતનના શિષ્ય થયા, અને ભક્તનું વલણ હવે ભક્તિપર થયું. ભક્તિરૂપી બીજે તેના અંતઃકરણમાં સ્થાન કર્યું; જ્ઞાન જળવડે સીંચાતા અંકુર સ્ફુર્યા, અને અંકુરો વૃદ્ધિ પામતાં એક સુશોભિત વૃક્ષ થયું. અને તે સુગંધિત વૃક્ષે પોતાની સુગંધ સર્વત્ર ફેલાવી દીધી.

તે પરણ્યા હતા કે નહિ, તેનો નિર્ણય થઇ શકતો નથી. કોઇની માન્યતા એવી છે કે તે પરણ્યા હતા અને કોઇની માન્યતા એવી છે કે તે પરણ્યા નહતા. તેનો જીવરામ નામે એક શિષ્ય કહેતો કે ભક્ત પરણ્યાજ ન હતા. પરંતુ તેના ચાબખાઓ પરથી તો એમ લાગે છે કે તેને સંસારનો અનુભવ હોય પણ ખરો ! તેણે કહ્યું છે કે—

એવું જગતમાં બાળ્યુંરે, પરણી નાર પીયર વાળી
કડલાં કરાવું ત્યાં કાંબીને, વળગે, વિંછીયા સેવરાવે મોંવાળી.

ઇત્યાદિ.

× × × ×

વળી બીજે ઘણે સ્થળે આવાં વચનો દ્રષ્ટિગોચર થાય છે. હશે! ગમે તે હો. આપણે તે સાથે કાંઈ સંબંધ નથી. ભક્તને અમરેલી પાસે આવેલ ફત્તેહપુરમાં લાવવામાં આવ્યા હતા. આ ગામમાં લાવવામાં વખતે તેનો શિષ્ય જીવરામ અથવા અમરેલીના વકીલ રા. નથુભાઈ કે જે ભક્તને સમયોચિત મદદ આપતા તે સહાયભૂત હોય. આ વખતે ભક્તનો કીર્તિધ્વજ ચોતરફ ફરકી રહ્યો હતો. એવી લોક વાર્તા છે કે આ સાંભળીના. ગાયકવાડ સરકારના પ્રધાન વિઠ્ઠલરાવે ભક્તને અમરેલીમાં તેડાવ્યા. ભક્તશ્રીને એક કોટડીમાં પુર્યા અને ચારે તરફ ચોકી મુકી. ખાવા માટે અન્ન મોકલવામાં આવતું પણ તે ખાતા નહિ. પરંતુ વધારે આશ્ચર્ય તો એ છે કે તેની મળમુત્રાદિની વ્યાધિઓ પંદર દિવસ સુધી બંધ થઈ.

ભક્તશ્રીના આ ચમત્કારથી વિઠ્ઠલરાવ ચકિત થઈ ગયા, તેનાં નેત્રો ઉઘડી ગયાં, ભક્તને પગે પડયા અને ક્ષમા યાચના કરી. અને અર્જુને કૃષ્ણની પાસે જેમ “ शाधिमां त्वांप्रपन्नम् ” એમ કહી બોધને માટે વિનંતિ કરી હતી તેવી રીતે વિઠ્ઠલરાવે પોતાને કાંઇ ઉપદેશ આપવા માટે નમ્ર વિનંતિ કરી.

ભક્તરાજે તે આજ્ઞા સ્વિકારી. વિણાધારીણી સરસ્વતિની તેના પર કૃપા થઈ. આ અનુગ્રહથી ભોજાએ તેજ વખતે વિઠ્ઠલરાવને ભજનો કે જે હાલ ચાબખા નામે ઓળખીએ છીએ તે ગાયા. આપણે પણ તેની પ્રસાદી ચાખીએઃ—

મુરખા જન્મ ગયો તારોરે, બાંધ્યો તેં પાપનો ભારો, ટેક.
નામ સાંભળતા નિદ્રા આવે, હરિરસ લાગે ખારો;
અમૃત રસને અળગો કરીને, વિષના કરે વેપારોરે. મુરખા.

× × × ×

ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના, કોઇ નહિ રાખણહારોરે. મુરખા.

વળી બાવાઓ વિષે તેનો કેવો મત હતો તે જોઇએઃ—

ભરમાવા દુનિયાને ભોળીરે, ચાલ્યા બાવા ભભુત ચોળીરે.
દોરા ધાગા ને ચીઠ્ઠી કરીને, આપે ગુણકારી ગોળી.
જીવને હણતાં દયા ન જાણે, જેવા ભીલ કાફર ડોળીરે. ભરમાવા.

× × × ×

ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે નાંખ્યા બોળીરે. ભરમાવા.

ગુર્જર પ્રજામાં આ ચાબખાઓ બહુજ પ્રિય થઇ પડયા છે. અને ઘણે સ્થળે ગવાય છે. આ પછી તેને વિરપુર લઇ જવામાં આવ્યા. જતી વેળા ફતેહપુરના લોકોને 'છેવટના રામ રામ' કહેતા ગયા. તે વિરપુરમાંજ સ્વધામ સિધાવ્યા. તેનો આત્મા બ્રહ્મમાં લય થઈ ગયો. તે ગુર્જર ભક્ત-કવિ સંવત ૧૯૦૬ માં પોતાનું નામ અમર કરી થોડાં ચિન્હો મૂકી ગયો. ગયો તે ગયો જ-સદા માટે ગયો. પુનઃ તેના સ્થુળ શરિરનાં દર્શન થયાં નહિં, પરંતુ કાવ્યરૂપે તેનું સુક્ષ્મ શરિર અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે. તેનાં કેટલાંક સ્મરણ ચિન્હો વિરપુરમાં પણ છે. ઇશ્વરેચ્છા હશે તો વિરપુર તરફ પણ સફર કરીશું. આ પ્રમાણે અમે અમારૂં પર્યટન પુરૂં કર્યું. અમે લગભગ રાત્રિના આઠ વાગે ત્યાંથી પાછા ફર્યા. ચાંદની રાત્રિ હતી. શશીદેવે સર્વત્ર પોતાનાં કીરણો પ્રસરાવી દીધાં હતાં. પવનનો ઝપાટો પણ વિશેષ હતો. સર્વત્ર શાંતિદેવીનું સામ્રાજ્ય હતું. અમો થોડા વખતમાં છાત્રાલય (Boarding) માં પહોંચ્યા.

વહાલા વાંચક! તું પણ મારી સાથે ઇશ્વર પ્રત્યે માગ કે "પ્રભો ? અમારા ભારતમાં આવાં રત્નો ઉત્પન્ન કરી અમારી ગતકીર્તિને પુનઃ પ્રાપ્ત કરાવો!" તથાસ્તુ !

# ઉત્સાહ.

૧

માના ગોદ શીશુ લઈ હૃદયમાં ઉત્સાહથી ચાંપશે;
ને ધેનુ પણ ભાંભરી વિરહિણી હા વત્સને ચાટશે;
સન્નારી પરણી પતિ મિલનનો ઉત્સાહ હૈયે ધરે,
ને ઉત્સાહ ભરી ત્વરીત સરિતા સીંધુ જઈને ભજે.

૨

ઉત્સાહે પર ધર્મને વશ થતાં કો પ્રાણને અર્પશે,
શ્રીમંતો નિજ લક્ષ્મીના મદ વડે ઉત્સાહમાં રાચશે:
સ્નેહિ આપ્તજનો સમસ્ત લગને ઉત્સાહમાં મ્હાલશે,
શત્રુના શિરને અસિ ચમકતી ઉત્સાહમાં કાપશે.

૩

આંબો પૂર્ણ ફળો વડે લચીપચી ઉત્સાહમાં ઝૂલશે;
ખાલી મેઘ કદિ કદિ ગગનમાં ઉત્સાહમાં ગર્જશે;

× × × ×

કિન્તુ આ ઉત્સાહ નવ ટકી રહેશે દીર્ઘ બાપૂ કદા,
એ ઉત્સાહ પછી નહિ પળ જતાં કોદી ફરી પામતા.

હરગોવિન્દ કાનજી ભટ્ટ

# એક નીરાધાર બાળા.

( જુનના અંકથી ચાલુ. )

## પ્રકરણ ૩ જું.

રમણીની માને ગુજરી ગયે પાંચ વર્ષ થઇ ગયાં અને હવે તો તેણી સોળ વર્ષની સુંદર સ્ત્રી થઇ. તેણી સ્ત્રીનાજ ઓરડામાં રહેતી હતી. તેથી કોઇ પણ પુરૂષ તેણીની ખીલતી સુંદરતા જોવા ભાગ્યશાળી થયો નહોતો. છતાં હરેકને એમ લાગતું હતું કે આ કુમારીકાના વિવાહ કરવાની હવે જરૂર છે. તેણીનો વાલી–કામક્ષ્યબાબુ–એવા વિચારનો હતો કે આએ બાબતમાં રમણીની મરજી મુજબ થવું જોઇએ. આથી તેણે પોતાની પુત્રી અને રમણીની નાનપણની સહી વસન્ત કુમારીને પોતાની પાસે બોલાવી રમણીના વિવાહના સંબંધમાં રમણીનો પોતાનો અભિપ્રાય શું છે તે જણાવવા કહ્યું. વસન્ત અને રમણી બન્ને એક સરખી ઉમરનાં હતાં અને એક બીજા પ્રત્યે સારો સ્નેહ ધરાવતાં હોવાથી વસન્ત રમણીનો અભિપ્રાય જાણતી હતી. વસન્તે રમણીનો અભિપ્રાય જણાવ્યા અગાઉ કામક્ષ્યબાબુને સવાલ પુછ્યો, કે "રૂક્ષ્મણીકુમાર નામના કોઇ માણસને તમો જાણોછો ?

કામક્ષ્યબાબુએ લાંબો વખત વિચાર કરી જવાબ આપ્યો "એ નામ તો હું આજે પહેલ વહેલુંજ સાંભળું છું. આ પ્રશ્ન પુછવાનું શું પ્રયોજન?"

"રમણી રૂક્ષ્મણીકુમારરાય શિવાય બીજા કોઇ સાથે લગ્ન કરવાની નથી."

"તું શું કહે છે ? જે માણસને હું જાણતો પણ નથી તેની ઓળખાણ રમણીને ક્યાંથી અને કેમ થઇ ?"

રથયાત્રાના તેહવારની રાત્રીએ રમણી ઘેર પાછી ફરતી હતી તે વેળાના બનાવ સંબંધી અને તે પ્રસંગે રૂક્ષ્મણીકુમારે બતાવેલી ભલમનસાઇ અને

ઉદારતા સંબંધી વાત વસંતે રમણી પાસેથી અનેકવાર સાંભળી હતી. તે વાત તેણીએ પોતાના પિતાને સવિસ્તર કહી સંભળાવી.

આ સાંભળી કામક્ષયબાબુએ કહ્યું "પુત્રી, રમણીને કહેજે કે તેણી ગોટી ભૂલ કરે છે. હું કબુલ કરૂંછું કે તેણીએ એ ઉદાર માણસ પ્રત્યે આભારની લાગણી દર્શાવવી જોઇએ; પરંતુ વિવાહથીજ કંઇ આભારની લાગણી દર્શાવાય છે એમ નથી. બીજી કોઈ પણ રીતે તે લાગણી બતાવી શકાય. ઉપરાંત તે માણસની જ્ઞાતિ, સ્થિતિ, ઉમર તથા તેને લગતી બીજી તમામ બાબતોના આપણે અજ્ઞાત છીએ. તે લગ્નથી કોઇ સ્ત્રી સાથે જોડાએલો હોય તે પણ શક્ય છે. અને આમજ હોય તો રમણીનો વિવાહ તેની સાથે થવાનો સંભવજ નથી."

"પીતાશ્રી, રમણી પણ તમોએ જણાવેલી મુશ્કેલીઓ સમજે છે. પરંતુ તે રાત્રીના તેણીના રક્ષકની મૂર્તિ તેણીના અંતઃકરણમાં રમી રહી છે. અને જેમ આપણે દેવનું અધ્યયન કરીએ તેમ તેણી તે મૂર્તિનું અધ્યયન કરે છે. છેલ્લાં પાંચ વર્ષ થયાં કે જ્યારથી તેણી આપણી સાથે રહે છે, તે દરમિઆન એવો એક પણ દહાડો નહીં ગયો હોય કે જ્યારે તેણીએ તે માણસને ન સંભાર્યા હોય, ટુંકમાં એટલુંજ કે મને તો સંપૂર્ણ ખાત્રી થઈ ચુકી છે કે તેણીનો વિવાહ બીજા કોઇ માણસ સાથે કરવાથી તેણી કે તેનાં પતિ સુખી થશેજ નહીં."

"મારી વ્હાલી પુત્રી, તારૂં કહેવું હું બરાબર સમજ્યો અને તે ઉપરથી મને લાગે છે કે મારી ફરજ રૂક્ષ્મણીકુમારરાય સંબંધી તપાસ ચલાવી તેનો પત્તો મેળવવાની છે."

કામક્ષયબાબુએ રૂક્ષ્મણી કુમારરાયની તપાસ કરવાનું કાર્ય શરૂ કર્યું તે પોતે જાત મહેનતથી તપાસ ચલાવતો એટલુંજ નહીં, પણ દેશ પ્રદેશના જુદા જુદા ભાગોમાં વસતા તેના મિત્રો તથા પીછાનવાળાઓને પણ આ કાર્યમાં સામેલ કર્યા. અને છેવટે જુદા જુદા છાપાંઓમાં જાહેર ખબર આપવા માંડી. જાહેરખબર નીચે પ્રમાણે આપતોઃ—

"નીચે સહી કરનાર માણસને અમુક ખાસ અગત્યની બાબતપર વાત કરવા બાબુ રૂક્ષ્મણી કુમારરાય ગોઠવણ કરશે? નીચે સહી કરનાર તેઓને ખાત્રીપૂર્વક જણાવવાની રજા લે છે કે મેળાપનું પરીણામ તેઓના લાભમાં આવશે.

કામક્ષયબાબુ.

આ સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. દિવસો, મહિનાઓ અને વર્ષો પસાર થઇ ગયાં; પણ રૂક્ષ્મણીકુમારનો પત્તો લાગ્યો નહીં. એવામાં એકાએક રમણીના ભલા વાલી કામક્ષ્યબાબુ પરલોકવાસી થયા.

આ બનાવથી રમણી બીજી વખત આધાર વીનાની થઇ પડી. પરંતુ હવે તો તેણી લાયક ઉમરે પહોંચેલી હોવાથી, તે બાબુની મૃત્યુક્રિયાઓ પુરી થયા બાદ, પોતાની મીલ્કતની દેખરેખ તથા જવાબદારી પોતાને માથે લઇ જુદી રહેવા લાગી.

આવી રીતે પોતાની મીલ્કત પોતાના હાથમાં આવ્યાબાદ, રમણી તે મીલ્કતનો સદુપયોગ કરવા મંડી. પહેલાં તો બે લાખ રૂપિઆની રકમ ખર્ચી ગરીબ તથા દુઃખથી પીડાતા લોકો માટે એક હોસ્પીટાલ તથા ધર્મશાળા પોતાના ગામમાં બંધાવ્યાં. અને તેનું નામ ' રૂક્ષ્મણી કુમારપ્રસાદ ' એવું રાખવામાં આવ્યું. પછી શ્રીરામપુરની આસપાસના ગામડામાં તેણીએ તથા તેણીની માએ એક ઝુંપડામાં રહી દુઃખી દિવસો ગુજાર્યા હતા, તેની યાદગીરીમાં તેજ જગ્યાએ એક એવી સંસ્થા ખોલી કે જ્યાં દુઃખી તથા નિરાધાર માણસોને રહેવાને માટે ગોઠવણ કરવામાં આવી. આવી આવી અનેક રીતે તેણીએ પૈસાનો સદુપયોગ કરવા માંડયો.

( અપૂર્ણ. )

---

# ગીતાંજલિ.

**આનંદ યજ્ઞે નિમંત્રણ—કાવ્ય ૪૫ મું.**

જગતે આનંદ યજ્ઞ થતાં અમને નિમંત્રણ
ધન્ય ધન્ય ધન્ય માનવ જીવન. ધન્ય ધન્ય (૨)
ચક્ષુ રૂપે વહ્યાં પૂરે, બેરીઃ હર્ષ ફરી ધૂરે;
આલાપ વેદના ઘેરે, મગ્ન હૈયું સુણી સૂરે.
યજ્ઞે આનંદ (૨) બંસી આ ..બજાય
ગાને ગાને ગાતાં...પ્રાણ હસી જાય
અત્યારે શો સમો આ છે ? વિનંતિ કરીએ અમો;
જયઘોષે ગર્જના વાળી, સભા દેખી સહુ જશે.
જગતે આનંદ યજ્ઞ થતાં અમને નિમંત્રણ;
ધન્ય ધન્ય ધન્ય માનવ જીવન. ધન્ય ધન્ય.

# કનુ અને કાન્તા

## યાને

## આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા ?

( લખનાર—ગોકલદાસ વલ્લભજી વ્યાસ. )

આજે જન્માષ્ટમિનો દિવસ છે. આજે મહાન્ પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માનો જન્મદિવસ હોવાથી ઘેર ઘેર આનંદ ઉત્સવ થઇ રહ્યો છે. લોકોનાં ટોળેટોળાં દેવમંદિરે દર્શન કરવા જાય છે. ભાવિકજનો આસ્થાથી શ્રી પરમાત્માનું ભજનકિર્તન કરી રહ્યા છે. અને નગરજનો વિધવિધ જાતના આનંદમાં અને મોજમઝામાં દિવસ ગાળે છે.

પ્રિય વાંચક ! મહાલક્ષ્મીપરના "કૃષ્ણવિલાસ" નામના બંગલા તરફ નજર કર ? સ્વર્ગીય રૂપવાળી, સંસારના સુધારાના વમળમાં ઘસડાતી, બોસ્ટોકના બુટ, ચસ્મા, અને રેશમી છત્રીવાળી એક નાજુક સ્ત્રી બંગલાનાં પગથીઆંપર ચડતી આપણી નજરે પડે છે.

"કાન્તા બહેન ઘરમાં છે, કે ?"

બંગલામાં પ્રવેશ કરતાં તે રમણીએ પુછ્યું ?

બંગલાના દ્વારની જમણી બાજુની એક ઓરડીમાં એક સુંદર સ્ત્રી પોતાની વૃદ્ધવયની સાસુને માટે ફુલની માળા ગુંથતી હતી. તેના કપાળમાં સૌભાગ્ય કુંકુમનો ચાંડલો હતો, અંગપર મલમલની સફેદ સાડી પહેરી હતી, તેનું રૂપ સ્વર્ગની અપ્સરાને પણ લજાવે તેવું હતું, તેનું નામ કાન્તા હતું.

ઓરડી તરફ કોઇના આવવાનાં પગલાંનો ઘસારો સાંભળી પુષ્પમાળા હાથમાં રાખી બારણા તરફ જોયું. આવનાર સ્ત્રી બૂટ સાથેજ ઓરડીમાં પ્રવેશ કરશે તો બધું છોવાઇ જશે. એવા વિચારથી હાથમાંની અધુરી માળા

હાથમાં રાખી મંદસ્મિત કરતી તે બોલી "કોણ કનુ ? આજ તો તું કાંઈ આ તરફ નીકળી આવી ? પેલા કોચ પર બેસ. હું આ માળા પૂરી કરી હમણાં આવું છું."

"વૉટ નોનસેન્સ હમ્બગ-ઘરે આવનારનું સન્માન કરવાનું મુકી માળા કરવામાં જાણે વધુ મહત્વ હોય તેમ મને કોચ બતાવી જાણે કોઇ માંગણ ભીખારી અથવા ચાકર આવ્યો હોય તેમ મારા સામું પણ જોયું નહીં અને પોતે ફૂલ ગુંથવામાંજ રોકાયાં." કનુ બબડતી બબડતી કોચપર બેઠી.

"કાન્તા વહુ! કાન્તા વહુ." બંગલાની અંદરના દૂરના ભાગમાંથી કોઇ વૃદ્ધ સ્ત્રીનો અવાજ આવ્યો. "માળા તૈયાર થઇ હોય તો લઇ આવજો સમો થયો છે."

"હાજી, લાવુંછુંજી." નમ્રતા અને વિનયથી જવાબ આપી કાન્તા તૈયાર કરેલી ફૂલની માળા લઇ અંદરના ઓરડામાં ગઇ.

દિવાનખાનામાં કોચપર બેઠેલી કનુ હડપચીપર હાથ મુકી આ શબ્દો સાંભળી વિચાર કરવા લાગી. "અરેરે ! બિચારા કાન્તા બ્હેનની કમબખ્તી પુરેપુરી છે. છતે નોકર ચાકરે ફૂલ ગુંથવાં, વળી પેલાં એમનાં સાસુજીએ બોલાવ્યાં કે હાજી-આવી, કરતાં ચાકરડીની માફક તરત ઉઠી ઉભાં થયાં. હું સગી માની જણી બ્હેન મળવા આવી તો મને સત્કાર કરવો મૂકી કોચપર બેસાડી રાખી ચાલ્યાં ગયાં.

થોડીવારે સાસુજીને ફૂલની માળા આપી કાન્તા આવી. પોતાને આટલો વખત બેસી રહેવું પડયું તેથી કનુનો મીજાજ ગયો. કાન્તા આવવાની સાથે કનુએ ગુસ્સામાં ચલાવ્યું.

"અર્ધો કલાક સુધી, મને અહીં બેસાડી રાખી તમે ઘરમાં રોકાઇ રહ્યાં, મારે 'હાફ-પાસ્ટ-ફોર'નું 'એપોઇન્ટમેંટ' છે. તમારે હાઇ સોસાયટીમાં જવાનું નહીં એટલે કંઇબી 'એટીકેટ' સમજો નહીં. "હાઉ ફાર સુડ આઇ વેઇટ ફોર યું ?" વૉટ શેલ આઇ સે ટુ માઇ ફ્રેન્ડઝ?"

કાન્તા—બ્હેન તું શું બોલે છે, તે હું સમજી શકતી નથી, મારી વડીલની આજ્ઞા થઇ એટલે મારે જવા સિવાય ચાલે નહીં. તું જરા ગુજરાતીમાં કહે તો તારી આભારી થઇશ.

"મારે હમેશાં એવા સર્કલમાં ફરવાનું હોય છે.કે ઇંગ્લીશ જેવીજ ગુજરાતી ભાષા અમારા સર્કલમાં વપરાય છે. હું તો ત્રણ ચોપડીએ ભણી છું પણ લેડી કડાકા ભડાકા બીલકુલ ઇંગ્રેજી ભણ્યાં નથી તોપણ તેઓનું બોલેલું તમે સમજી શકો નહીં. કારણકે ગુજરાતી ભાષામાં ઇંગ્રેજી શબ્દો ઘુસાડવાને આજકાલની ફેશન છે. પણ લો હવે હું જઇશ, મને મોડું થાય છે. કનુએ પોતાના સર્કલનું કાન્તાને ભાન કરાવ્યું.

"હવે જવાય છે. જોની, હમણાં એ પણ આવતા હશે. તે મને મલીનેજ જજો" કાન્તાએ કનુનો હાથ ઝાલી તેને બેસાડી.

"બે'ન તમે તો છેક જુના જમાનાનાંજ રહ્યાં. એ કહેવાની તસ્દી લીધી ત્યારે મી. કૃષ્ણદાસ કહ્યું હોત તો શું કાંઈ પાપ લાગત. મી. કૃષ્ણદાસને હું જાતેજ કહીશ કે તમને કાંઇક સુધારે. મારી એપોઇન્ટમેન્ટ મીસ—અરે ભુલી મારો મલવા જવાનો વખત જતો રહેશે પણ કાંઈ નહીં. લેડી કડાકા ભડાકાને લખી જણાવીશ કે જરૂરી કામસર રોકાવાથી એક કલાક પછી આવીશ. પણ આજ તો મી. કૃષ્ણદાસને તેમની વકીલાતવડે તમને અપ ટુ ડેટ ફેશનના સુધારામાં લાવવા સુચવીશ. મારા જેવી ઉચાં મંડળમાં ફરનારીની બે'ન જંગલી જુના વિચારની બીન કેળવાયલી રહે તે સારૂં નહીં. લાવો ત્યારે મને કાગળ પેન્સીલ આપો હું લેડી કડાકા ભડાકાને ચીઠ્ઠી લખી મોકલું." કનુએ કાન્તાના "એ" શબ્દ ઉપર ભાષણ આપતાં લેખન સાહિત્યની માગણી કરી.

"જુઓ પેલા ટેબલપર ખડીઓ કલમ છે. પણ બ્હેન તુ મને બિન કેળવાયલી કેમ કહે છે? શું ઇંગ્રેજી બે ચાર ચોપડીઓ ભણવાથી કેળવાયલાંની ગણત્રીમાં ગણાતાં હશું? જુના વિચારોવાળાં તે જંગલી અને અભણ જણાતાં હશે? નવાને વખાણવામાં અને જુનાને વખોડવામાંજ કેળવણીનો સમાવેશ થતો હશે? જરા વિચાર કરી જો. એક નજીવી ઇમારતનોજ દાખલો જો, આગ્રાનો તાજમહેલ, સરખેજનો રોઝો, સિદ્ધપુરનો રૂદ્રમાળ ઇત્યાદિ જુની ઇમારતો કેટલાંક સૈકાઓ થવા છતાં તેનો ગૌરવ જણાવતાં હાલ પણ હસ્તી ધરાવે છે. ત્યારે તમારા નવા જમાનાના નવા ઢોળવાળી નવી કારીગરીના નવા બંગલા-લાખો અને કરોડોના ખરચે બંધાયલી નવી ઇમારતો નવા રિવાજની નવી ટાપટીપ છતાં પુરીપાંસરી નથી થતી ત્યાં

ભીંતોમાંથી ફાટેલી મિનારામાંથી ભાંગેલી અને પાયામાંથી લચકેલી જણાય છે. કહો! ત્યારે તમારૂં નવું સારૂં કે અમારૂં જૂનું. બહારથી સુશોભિત પણ અંદરથી સડેલા નવા કરતાં અમારૂં મક્કમ અને ધરખમ જુનું હજાર ગણું સારૂં. તમારા સર્કસફર્કસમાં હરવા ફરવા અને હવા ખાવા કરતાં અમારાં ગૃહકાર્ય અને કુટુંબ કલ્લોલ અમને માનસિક અને શારિરીક બળ વધુ આપે છે." કાન્તાએ જુનાની ઉત્તમતાનું સમર્થન કર્યું. "ચાલો, મને એકવાર ચીઠ્ઠી લખી મોકલાવી આપવા દો, પછી હું તમને બરાબર જવાબ આપીશ." કતુએ ચીઠ્ઠીની અગત્યતા જણાવી બન્ને જણાં ટેબલ આગળ ગયાં કતુએ લેડી કડાકાભડાકાને ગુજરાતીમાં ચીઠ્ઠી લખી છ વાગે આવવાનું જણાવ્યું. ચીઠ્ઠી બંધ કરી કોચમેનને બોલાવી ચીઠ્ઠી મોકલાવી આપી. તેટલામાં સરસ્વતિએ રૂપાના વાડકામાં ચ્હા લઈ આવી પાસેના સ્ટુલ ઉપર વાડકો મુક્યો.

"અરરરર! વાડકો તો તપી ગયો છે" વાડકાને હાથ લગાડતાં ગરમ લાગતાં કતુએ હાથ હલાવતાં કહ્યું. "આના કરતાં ફેન્સી ચીનાઇ કપ રકાબી રાખો તો શું ખોટું?"

"જોને બ્હેન, એમાં પણ તમારા અમારા નવા જુનાનો મતભેદ અમારા હિંદમાં પ્રાચિન સમયમાં કંગાલ દરિદ્રિ પણ ધાતુ પાત્ર રાખતાં, જ્યારે હાલના નવા સુધારા જમાનામાં શ્રીમંત રાજા મહારાજાઓથી માંડીને હજામ, ધોબી અને ઢેડના ઘરમાં પણ માટીનાં ખફ અને સાસુન થઇ ગયાં. શ્રીમંતોને ત્યાં ખફ સાસુન ૫૦-૧૦૦ રૂપીઆની જોડીનાં હોય તો ગરીબને ત્યાં અઢી આનાનાં હોય પણ એનાં એ ઠીકરાનાં વાસણ પડે કે ફુટી જાય, પૈસા પાણીમાં જાય અને કદાચ ઘરમાં હોય અને જરૂર પડે વેંચવા જાય તો રૂપીઆના બે આને પણ કોઇ રાખે નહીં. તેના કરતાં અમારાં ત્રાંબા પિત્તળ અગર રૂપાનાં વાસણ શું ખોટાં કે ખપ પડે જવાબ તો આપે? આ જ્યારથી આપણા હિંદવાસીઓ ઠીકરાનાં રામપાતરમાં ખાતા અને તે એઠાં રામપાતરને સંઘરતાં થયાં છે ત્યારથીજ અમારા ભારતવર્ષની દુર્દશા થવા માંડી છે. અને જેને તમે સુધારો કહો છો તે સુધારાના પ્રવાહમાં ધાતુપાત્રો ઘસડાઈ જશે અને શકોરાં હાથમાં રહેશે એવી ભારત નિવાસિયોની સ્થિતિ આવશે." કાન્તાએ ધાતુપાત્રના લાભને સુચવતાં કહેવાતા સુધારાનો ટોણો માર્યો.

"પણ કૈસલીટી-ચાંદ-સરળના કેટલી. ચ્હા તરત ઠંડી થાય, હાથ ન દાઝે, ગરમાગરમ પી પણ શકાય; અને વાસણ પણ તરત ધોવાઇ સાફ થઇ જાય. તમારા વાડકામાં તો ચ્હા ઠર્યાં પછી ત્રણ કલાકે ધાતુ ઠરશે એટલે ચ્હા તો માટલીના પાણી જેવી થઇ જશે." કનુએ શામપાનરનો લાભ બતાવ્યો.

"દીલગીર છું કે મારે ત્યાં ચીની રકાબી પ્યાલા તો નથી; બાકી કહે તો કુંભારના ઘરનો શામવાટકો આપું તેમાં પી." કાન્તાએ હાસ્ય કર્યું.

"પણ આ વાડકાથી ચ્હા કેમ પીવાશે, ચમચાથી પીતાં મારી સાડી બગડશે. કાંઇ રકાબી તો મંગાવો" કનુએ મનમાં ખીજાઇ કહ્યું.

કાન્તાએ સરસ્વતિને હુકમ કરતાં સરસ્વતિ રૂપાની બે રકાબી લઇ આવી તથા કાન્તાના કહેવાથી વાડકામાંનો ચ્હા રકાબીમાં નાંખી ઠારી બીજીમાં નાંખી કનુને આપતી ગઇ. ચ્હા પી લીધા પછી કાન્તાએ કનુના હાથ ધોવડાવી પાન સોપારીની તાસક મુકી, તેમાંથી માત્ર ઇલાયચીના બે દાણા લઇ કનુએ ખાધા ત્યાં ઘડીઆળમાં પાંચના ટકોરા થયા.

"બ્હેન ! હજુ કૃષ્ણદાસ તો આવ્યા નહીં. મારે છ વાગે તો લેડી કડાકાભડાકાને ત્યાં જવુંજ જોઇએ." કનુએ ઘડીઆળના ટકોરા થતાં કહ્યું.

"ત્યાં એટલું બધું શું જરૂરી કામ છે ?" કાન્તાએ પૂછ્યું.

"મેં તમને કહ્યું ને કે આજે જન્માષ્ટમિ છે એટલે રાતનું જાગરણ કરવા ત્યાં જવું છે." કનુએ જવાબમાં કહ્યું.

"તે પારશીને ત્યાં જાગરણ કેવું ?" કાન્તાએ શંકા કરી.

"ત્યાં મીસીસ ધુનગૌરી અને ભુખંડી આવનાર છે, તેમ લેડી કડાકા-ભડાકા પણ રમવાનાં શોખીન છે. વળી આજે જન્માષ્ટમિનો દિવસ હોવાથી સર ખાપરીઆના તરફથી મને પણ પરવાનગી મલી છે એટલે છક્કાપંજાના દાવ રમશું તે મજા પડશે. હું તમને પણ બોલાવવા સારૂંજ આવી હતી કે સુધરેલા સર્કલમાં તમે ફરતાં થાઓ અને જાગરણ કરવાને બહાને આજકાલ તમારૂં ખીલતું ભાગ્ય અજમાવો તો એક પંથ ને દો કાજ થાય." કનુએ પોતાનું આવવાનું કારણ સ્પષ્ટ ગુજરાતી ભાષામાં જણાવ્યું.

શું કાઠીઆવાડના ગામડામાં રહેનારી ગરીબ માબાપની ગરીબ દીકરી સર જેવા મોટા માણસને પરણી સત્યાનાશીઆ જુગારના ખાડામાં પડવા ? બ્હેન, વિચાર કર. તું કોણ માબાપની દીકરી, કેવા પ્રતિષ્ઠિત પુરૂષની પત્નિ ! તું બાળક છે. નવા જમાનાના કહેવાતા સુધારાના વિલાયતી વેશ કાઢવામાં મેં તને રોકી નહીં. તારી મરજી મુજબ હરવા ફરવામાં મેં તને રોકી નહીં. પણ આ જુગારમાં તારૂં, તારા કુળનું, તારા પતિનું, તારા સગા-સબંધી સઘળાંનું સત્યાનાશ વળી જશે, આબરૂના કાંકરા થશે, અને અનિષ્ટ જુગારના પ્રતાપથી અનિતિના અનેક માર્ગ લલચાવશે-ફસાવશે. માટે એ રસ્તેથી દૂર રહેજે એમાંજ તારૂં ભલું છે." કાન્તાએ શિખામણ દીધી.

"બ્હેન તમે તો બહુ ફાસ્ટ ચાલ્યાં. મને ગરીબ માબાપની દીકરી કેમ કહો છો ? આપણા બાપુને તમારા દસહજાર રૂપીઆ મલ્યા અને વળી મારા સર ખાપરીઆએ તો રૂા. ૨૦૦૦૦) રોકડા આપ્યા. તે ઉપરાંત વળી અમારી કોચીનની પેઢીના મુનીમ તરીકે સ્વતંત્ર કારભારી નિમ્યા છે એટલે આજકાલ તો તેઓ પણ મોટા કોચીનના શાહુકાર છે. તમે જુગારમાં મોટા મોટા દોષ બતાવો છો પણ કહો જોઇએ ઘણાએ શ્રીમંત શેઠીઆઓ પુનાની રેસ અને મહાલક્ષ્મીની ઘોડદોડની શરતોમાં શું કામ જાય છે ? ઘણાએ રાવ બહાદુર, ખાન બહાદુર, સર, નાઇટ અને ધનિક ઇંગ્રેજ, મુસલમાન, પારસી અગર હીંદુ બીલીઅર્ડરૂમની મુલાકાત લેતા કેમ જણાય છે ? શું એ બધાનાં નામને મેશ લાગતી હશે કે ? ના, તેના તેજ માનમર્તબામાં ફાઇટીન, મોટાર અને બ્રુમમાં ફરે છે. તમે તો અમસ્તાં વાતવાતમાં બીહો છો. તેમ આપણે ક્યાં રોજ રમવું છે. આજ તો જાગરણ છે એટલે ચાર દાવ રમશું. હજાર બેહજાર જશે અથવા દશ વીસ હજાર મળશે." કનુએ મોટા જુગારીના મોટા દાખલા આપી બાપની આબરૂ પણ ભેગા ભેગી બતાવી.

"બ્હેન ! તું હજી નાની છે. પુત્રીના વેચાણથી પ્રાપ્ત કરેલા પિતાના પૈસાના અન્નથી તારો દેહ બંધાયો છે તેથીજ તારી નાદાન બુદ્ધિ તને અવનતિનો માર્ગ બતાવે છે. તેથીજ ખરાબ માર્ગમાં પળતા મોટા મનુષ્યોના દાખલા તારા મનને લલચાવે છે, અને તેમનાં ચરિત્રોને અનુસરી તું પણ અનુચિત વ્યવહાર વિષયોમાં પ્રવેશ કરવા દલીલો દરશાવે છે. પણ જો મહાન્ ચક્રવર્તિ રાજા યુધિષ્ઠિર જુગાર રમવામાંજ ધર્મને ચૂકી ગયા,

રાજપાટ ભાઈભાંડુ બધાને હારી બિખારી થયા. અરે એટલુંજ નહીં પણ આખરે મહા સતિ ભગવતિ દ્રૌપદિને પણ જુગારના દાવમાં મુકવા અનિતિમાં ઉતરી નિતિને ચૂકી ગયા, અને આખરે રાજ્યમહાલયવાસી વનવાસી ભીખારી થયા. તે પણ માત્ર ચાર દાવમાંજ તો તારે તો આખી રાત રમવું છે. કુમાર્ગના વ્યવહારમાં પરમાત્માના પવિત્ર જન્મોત્સવના આનંદનું જાગરણ કરવું છે. બ્હેન ! એ વિચાર કાઢી નાંખ, મારૂં કહ્યું માન. ચક્રવર્તિ સાર્વભૌમરાજાની સ્થિતિ જુગારે ખરાબ કરી છે તો તારૂં શું ગજું છે?" કાન્તાએ પુરાણના દાખલાથી કનુને સમજાવવા માંડી.

"એહ ! એ યુધિષ્ઠિરની વાતતો તમામ પુરાણનાં ગપ્પાં." સુધરેલી મડમડીએ પુરાણનો દાખલો અમાન્ય કર્યો.

"વાહ ! વાહ ! કન્યાવિક્રયના દુષ્ટ દ્રવ્યથી પોષાયલા દુષ્ટ દેહનો દુષ્ટ ચમત્કાર જણાયો." કાન્તાએ નિઃશ્વાસ નાંખ્યો. બ્હેન! પ્રાચિન ઇતિહાસોનાં પ્રમાણોથી નિતિના માર્ગ દર્શાવનાર પુરાણના વૃત્તાંત તને ગપ્પો જણાય છે ? જુગારના જુઠ્ઠા રાક્ષસે અથવા સુધારાના શુષ્ક પવને તારી મતિને આટલી બધી જડ કરી નાંખી છે ? જુગારના વિચાર માટે પુરાણના જાગરણના પ્રમાણને માન્ય કરીશ ત્યારે યુધિષ્ઠિરના વૃત્તાંતને ગપ કાં ગણીશ ? અસ્તુ. તને કદાચ ખબર નહીં હોય પણ અહીંઆં–મુંબઈમાંજ શહેરમાં નામાંકીત ગણાતો, પ્રતિષ્ઠિત મનાતો, સરકારમાં પણ માન પામેલો શેઠીયો આ જુગારનીજ મોંકાણથી આપઘાત કરી, કેટલીક રાંડીરાંડો અને ગરીબ ગરબાંને પાયમાલ કરી, કેટલાક શ્રીમંત શાહુકારોની પેઢીઓ બંધ કરાવી કરેલાં કર્મોનો જવાબ આપવા કિર્તારની દરબારમાં ચાલ્યો ગયો. આ તો'રાં માનનિય પ્રમાણભૂત છાપાં અને ચોપાનીયાંમાં ઘણીવાર વાંચવામાં આવ્યું છે કે પવિત્ર શ્રાવણ માસમાં પવિત્ર કર્મોને દૂર મુકી જુગારની બદફેલીમાં ફસેલી ઘણીએ ભાટીયાણી, વાણીયાણી, બ્રાહ્મણીઓએ આપઘાત કરી કુળને ડાઘ લગાડયો.

બ્હેન ! વિચાર કર ! વિચાર કર !

આ બોલતાં કાન્તાનું હૃદય ભરાઈ આવ્યું. મોટી બ્હેનને રોતી જોઇ કનુ પણ ગદ્‌ગદ્ થઇ કાન્તાને ગળે વળગી. "મોટી બ્હેન ! તમે રૂવો નહીં. હું જુગાર નહીં રમું." કાન્તાનાં આંસુ લુછતાં કનુએ કહ્યું. તેટલામાં એક ઘોડાની બ્રુમ ગાડી કમ્પાઉન્ડમાં આવી ઉભી. "લ્યો મી. કૃષ્ણદાસ પણ આવ્યા."

કતુએ દ્વાર તરફ નજર કરી કહ્યું. અને પોતે દ્વાર આગળ જઇ કૃષ્ણદાસ. સાથે શેકહેન્ડ કરવાના ઇરાદાથી હાથ લંબાવી બોલી "હલો મી. કૃષ્ણદાસ તમને જે. પી. થવાનું માન મળ્યું તે બદલ હું તમને મુબારકબાદી આપું છું." "કોણ ? કતુ ? જય શ્રીકૃષ્ણ" કતુના લંબાવેલા હાથ સાથે હાથ ના મેળવતાં પોતાના બે હાથ જોડી કૃષ્ણદાસ સોલીસીટર ઉભા રહ્યા.

પ્રિય વાંચક ! કૃષ્ણદાસે બે હાથ જોડયા છે; કતુ હાથ લાંબો કરી ઉભી છે. કૃષ્ણદાસને જય શ્રીકૃષ્ણ કરી અને કોમળાંગી કતુના લંબાવેલા હાથ માટે દયા ચાહી હવે આપણે અટકશું.

---

શ્રી.

# સુબોધક પ્રશ્નોત્તરમાલા.

હરિણી છંદ.

જગતપતિ હું વંદું પ્રેમે, નમી નમીને તને,
નિરમળ મતિ આપે શંભો, દયા કરીને મને;
સકળ જડતા ટાળી મારી, કૃપામૃત પા મને,
પ્રતિપળ પ્રભો તું દર્શાવે, સુનીતિજ સર્વને.

અનુષ્ટુપ્.

અમે તો દીનને રંક, તું છે ઇશ મહાપતિ;
સંસાર ક્લેશ માંહિથી છોડાવે હે જગત્પતિ.

હરિણી છંદ.

હર ! હર ! ગુરો, ડૂબું હું તો, ભવાબ્ધિ જળે ખં
શરણ મુજનું કોઇ છે આહીં અપાર જળ અરે ?
કવણ મુજને તારે પારે, કૃપાળુ ગુરુ હવે,
વિષમ દુખથી હું ઘેરાયો ખરેખર આ સમે ?

અનુષ્ટુપ્.

કૃપાળુ આપ છો જ્ઞાની, અજ્ઞાની બાળ હું અરે !
ડૂબું હું સિંધુ કલ્લોલે, બતાવો શરણું મને.

હરિણી.

ઉત્તર સકળ જગ આ પેદા કીધું ખરેખરં જેમણે,
વિવિધ ગુણથી રંગ્યું જેણે વળી જગક્ષેત્રને;
પ્રલય સમયે પાછું જેમાં સમાય અગમ્ય જે
પરમ પ્રભુ તે નૌકા તારી નિરંતર જાણજે.

અનુષ્ટુપ્.

પ્રશ્ન ગુરુજી કોણ બંધાયો, વળી મુકતજ કોણ છે?
કહોને નાથ શું નર્ક, શું વળી સ્વર્ગધામ છે?

હરિણી.

ઉત્તર સકળ દુખથી બંધાયો છે સદા વિષયી નર,
વિષય વિષથી છૂટયો છે તે વિમુક્ત સુખી નર;
નરક નિજની કાયા જેમાં બહુ દુરગંધ છે,
અધિક સુખદા—તૃષ્ણા કેરો વિરામજ સ્વર્ગ છે.

અનુષ્ટુપ્.

પ્રશ્ન સુખેથી કોણ સુને છે, જાગે છે કોણ હે ગુરૂ?
શત્રુને કોણ છે મિત્રો, બતાવો શ્રેય માહરૂં?

ઉત્તર પરમ સુખમાં પોઢે જેઓ સમાધિ ધરી સુએ,
જરૂર જન તે જાગે, જેને વિવેક શુભાશુભે;
વિષય નિજની ઇંદ્રિયો છે ભયંકર શત્રુઓ,
ઝટ બની રહે મિત્રો સાચા થતાં વશ ઇંદ્રિઓ.

અનુષ્ટુપ્. કોણ છે રંકને શ્રીમાન્, અમૃતથી સુખદાઈ શું?
જીવતાં જાણવો કોને મરેલો જગમાં પારે?

હરિણી. અધિક ઉરમાં તૃષ્ણા જેને સદા નર રંક તે,
અધિક ઉરમાં જે સંતોષી સદા ધનવંત તે;
પીયુષ રસથી મીઠી જાણો નિરાશ તરંગીણી,
અરર જગમાં જીવે તોયે મરેલ નિરૂદ્યમી,

અનુષ્ટુપ્. હશે શો પાશ સંસારે, મોહ શો મદિરા સમો;
મહા અંધો જાણવો કોને મૃત્યુ શું મુજને કહો?

હરિણી. મમત જનને બાંધે જોરે, સદા દૃઢ પાશથી,
જરૂર નરને મોહે નારી, અધિક સુરાથકી;
મદન વશ જે થાયે તે છે, ખરેખર આંધળો,
અપયશ અરે જે પોતાનો, ગણો મરણાં સમો.

અનુષ્ટુપ્. ગુરૂ છે કોણ હે દેવ, શિષ્ય સાચોજ કોણ છે?
મ્હોટો રોગ શું નાથ, તેનું ઔષધ શું હશે? ૧૪
હરિણી. હિત તણી દિયે શિક્ષા જેઓ, ખરે ગુરૂદેવ તે,
નિજ ગુરૂ તણી સેવા સાધે, ખરેખર શિષ્ય તે;
ભવજ ગણવો વ્યાધિ મોટો અરે જન સર્વને,
તદપિ હણવો હોયે વ્યાધિ, ભજો ભગવંતને. ૧૫
અનુષ્ટુપ્. ઘરેણું કયું હશે સારૂં, શ્રેષ્ઠ તીર્થ કયું હશે?
તજવા યોગ્ય શું દેવ, સાંભળવાનું શું ઘટે? ૧૬
હરિણી. મનહર અલંકારો જાણો, સદૈવ સુશીલને,
સરસ સૌ તીર્થોમાં જાણો, સદા મન શુદ્ધને;
પરધન તજો નિત્યે ભાઇ, તજો પરનારને,
ગુરૂવર તણાં ને વેદોનાં, સુણો સહુ વાક્ય જે. ૧૭
અનુષ્ટુપ્. બ્રહ્મ પ્રાપ્તિ તણો હેતુ, શાથી હે ગુરૂદેવ છે?
વસુધામાં વળી દેવ સાચા સંતજ કોણ છે? ૧૮
હરિણી. સુશીલ જનની સંગે રે'વું પરાર્થપણું ધરો,
સતત મનમાં રહો સંતોષી, વિચાર ઉરે ધરો;
નથી નથી નથી પ્રીતિ જેને જરા વિષયો પરે.
પ્રતિપળ શિવે નિષ્ઠા જેની સદા શુભ સંતને. ૧૯
અનુષ્ટુપ્. પ્રાણીને તાવ છે શાનો, મૂર્ખ માનવી છે કયું?
કરૂં શું નિત્ય હે દેવ, જીવવું કહેવાય શું? ૨૦
હરિણી. પ્રબળ બળતી ચિંતા, ચિત્તે ભયંકર તાવ છે,
મૂરખ ગણવો તેને, જેને ઉરે ન વિવેક છે;
કર નર સદા ભક્તિ પ્રેમે, પ્રતિપળ ઇશની,
જીવન ગણવું તેને, જેમાં નહિ છર્યો દોષની. ૨૧
અનુષ્ટુપ્. બધાથી અધિકો શૂરો, કોણ કહેવાય હે ગુરો?
ડાહ્યો તથા મહાધીર, કોને સમબુદ્ધિ કહો? ૨૨
હરિણી. કુસુમ શરથી મર્મસ્થાનો હણાય ન જેહનાં,
શુરવીર બડો જાણો તેને ખરેખર વિશ્વમાં;
સમમતિ તથા ડાહ્યો ધીરો, ગણાયજ તે સદા,
નિરખી લલના મોહે નાંહી જરા મન જે કદા. ૨૩

લાલજી વીરેશ્વર જાની.

# પ્રાસંગિક નોંધ.

**હિંદના મહાન દાદા દાદાભાઇ નવરોજજીની ૯૦ મી જયંતિ**-ગઇ તા. ૪ થી સપ્ટેમ્બરના દિવસે ઉજવવામાં આવી હતી. તા. ૪ થી સપ્ટેમ્બરના દિવસે ચંદ્રગ્રહણ હોવાથી, મુંબઇનાં કેટલાંક મંડળોએ તે તા. ૫ મીને દિવસે ઉજવી હતી. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી દરવરસની માફક આ સાલ પણ ઉપલી જયંતિ ઉજવવામાં આવી હતી, અને તેમાં આપણાં કપોળ બાનુએ પણ હાજરી આપી હતી. આ સાલ વળી આપણાં નવાં થયલાં કપોળ મંડળ 'ધી યંગ કપોળ કલબ' તરફથી પણ હિંદના મહાન્ પુરૂષ દાદાભાઇ નવરોજજીની જયંતિ ઉજવવામાં આવી હતી. પણ આવા એક પરમાર્થી નર અને હિંદ હિતેચ્છુ દાદાનાં ગુણગાન કરવાને બદલે, અપ્રસ્તુત બાબતો ચર્ચવામાં આવી હતી. બ્રિટિષ ફતેહ માટેનાં ગીત ગાવામાં આવ્યાં હતાં, કેટલાંક ભાષણો કરવામાં આવ્યાં હતાં. તે ભાષણોમાં હિંદના દાદાનો વિષય બાજુએ મુકી, ન્યાતિની અમુક વ્યક્તિઓ તથા બીજાં કેટલાંક મંડળો સંબંધી ટીકાઓ કરવામાં આવી હતી. બીજાની ટીકાઓ કરવા કરતાં પ્રસ્તુત બાબતનુંજ વિવેચન અને આત્મ સુધારણાનો વિચાર થાય તો આપણાં મંડળોમાં વધુ સારૂં કામ થઇ શકે એ નિર્વિવાદ છે.

**લડાઈના હિંગામને લીધે લાચારીમાં આવી પડેલાં કપોળ બાળકોનો સવાલ** આગળ ધરી, કપોળ ન્યાતને મોકલવા માટે એક અરજી તૈયાર કરી તેમાં સહીઓ લેવાની હિલચાલ, ગયા મહિનામાં શરૂ કરવામાં આવી હતી. આ અરજીનું શું થયું. તે હજી જણાયું નથી પણ આ હિલચાલ સંબંધી અમારા વિચારો, અમે બીજી જગાએ જણાવી ગયા છીએ. અમારા જાણવા પ્રમાણે ખરી વાત તો એ હતી કે અત્રેની શેઠ જમનાદાસ લલ્લુભાઇ ઓર્ફનેજમાંથી અમુક કારણને લઇને ૭ બાળકોને રજા આપવામાં આવી હતી અને લડાઇ જાગી ઉઠેલી હોવાથી 'લડાઇને લીધે સંકટમાં આવી પડેલાં કપોળ બાળકો' એવી રીતે ઉપલી વાત આગળ લાવવામાં આવી હતી. મજકુર બાળકો લગભગ એક મહિના સુધી આશ્રય વિનાનાં રહ્યાં અને તે દરમ્યાન કેટલીક તરફથી તે સંબંધી ભાષણો કરવાનાં ચાલુ રહ્યાં પરંતુ તે બાળકોને ઠેકાણે પાડવાનું કાર્ય તેમનાથી થઇ શક્યું નહિ.

"અમો ધરતી ધ્રુજાવિશું, અમો ગગન ગર્જાવિશું!" એમ કહેવા કરતાં તણખલું પણ તોડી બતાવવું તે વધુ સારૂં છે. (An ounce of action is better than a ton of talk) અમોને મળેલી ખબરો-પરથી અમોને જણાવતાં ઘણી ખુશાલી ઉપજે છે કે, કેટલાક પરમાર્થી ગ્રહસ્થોની વખતસરની મદદથી ઉપલાં ૭ બાળકોમાંથી ઘણાંખરાં ઠેકાણે પડયાં છે. અને તેમાંના એકને શેઠ જમનાદાસ લલ્લુભાઇ કપોળ ઓર્ફને-જમાં પાછું દાખલ કરવામાં આવ્યું છે. બહુ બોલવા કરતાં ચુપચુપ સંગીન કામ બજાવવાથી કોમની સેવા કેવી સારી રીતે બજાવી શકાય છે, તેનો આ એક નહિં ભૂલી શકાય તેવો ધડો લેવા લાયક દાખલો છે.

કપોળ વફાદારી—બ્રિટીશતાજ પ્રત્યે કપોળ વફાદારીના વધુ વહેવારૂ પુરાવાઓ મળતા રહ્યા છે. મુંબઇ ઇલાકા તરફનાં લડાઇનાં સંકટ નિવારણ ફંડમાં શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસે રૂ. ૧૫૦૦). ઓ. શેઠ મનમોહનદાસ રામજીએ રૂ. ૫૦૦૦, અને શેઠ પુરૂષોત્તમદાસ મંગળદાસ નથુભાઇએ રૂ.૫૦૦ ભર્યા છે. તે ઉપરાંત મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ વિલિંગ્ડનનાં ધર્મપત્નિ લેડી વિલિંગ્ડને ઉભાં કીધેલાં ફંડમાં, લેડી જગમોહનદાસ વરજીવન-દાસે રૂ. ૧૫૦, મિસીસ ઇશ્વરદાસ લક્ષ્મીદાસે રૂ. ૧૦૦ અને મિસ કમળાવંતી પુરૂષોતમદાસ શેઠનાએ રૂ. ૧૦૦ ની રકમો ભરી છે. સંકટ નિવારણનાં કામમાં આપણા કપોળ ભાઇઓ તથા બ્હેનો મદદનો ઉદાર હાથ લંબાવે છે, તે ખુશી થવા જેવું છે. આશા છે કે કોમનાં ગરીબોને મદદ કરવામાં પણ તેઓ પોતાનો ઉદાર હાથ લંબાવતાં રહેશે.

ઓ૦ શેઠ મનમોહનદાસ રામજી વોરાને લડાઇનાં ફંડની કારોબારી કમીટીના અને શેઠ ત્રિભોવનદાસ વરજીવનદાસને જનરલ કમિટિના સભાસદ તરીકે નેમવામાં આવ્યા છે. તે ઉપરાંત શેઠ મનમોહનદાસ રામજીને મુંબઈ શહેરમાં હાલના લડાઈના વખતમાં, જુદી જુદી ચીજોના ભાવો નક્કી કરવા માટેની કમીટીમાં નીમવામાં આવ્યા છે. જાહેર પ્રજાનાં ભલાંનાં કાર્યોમાં, આપણા કપોળભાઇઓ આગળ પડતો ભાગ લે, એ બેશક ખુશી થવા જેવું છે.

કપોળ સર્વિસલીગ તરફથી અત્રેની શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પાઠ-શાળાના શ્રીમાન્ શાસ્ત્રી નરહરિ વિષ્ણુ ગોડસેએ શનિવાર તા. ૧૨-મી સપ્ટેમ્બરને દિને સાંજના ૬ વાગતે 'દાન' એ વિષય ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું. તે દિવસે વરસાદનું જોર વધારે હતું, છતાં કપોળ બ્હેનો અને ભાઇઓની એક સારી સંખ્યા શાસ્ત્રીજીનું વ્યાખ્યાન સાંભળવાને હાજર રહી હતી.

**ખેદકારક મરણ**—મહુવાના રહીશ ગાંધી હરજીવનદાસ માવજીના પુત્ર ભાઈ વ્રજલાલનાં ૨૨ વરસની બરજવાન વયે થયલાં મરણના ખબર આપતાં, અમોને ભારે દિલગીરી ઉપજે છે. મહુંમ ભાઈ વ્રજલાલ એક સારી આશા આપનારા, કેળવણી પામેલા જુવાન હતા. તેઓનાં લગ્ન ફક્ત, બેએક વર્ષ ઉપર થયાં હતાં. તેઓ પોતા પાછળ એક બાળવિધવા અને કુટુંબને વિલાપ કરતાં મુકી ગયા છે. મર્હુમનો હસમુખો અને આનંદી સ્વભાવ, વિવેક, ડહાપણ અને બુદ્ધિથી તેઓએ સગાંવહાલાં તથા બહોળાં મિત્રમંડળનો ચાહ જીતી લીધો હતો. બે ત્રણ વર્ષથી મર્હુમ પોતાના ધંધાર્થે બર્મા ખાતે રહેતા હતા, અને ત્યાંજ તેઓ મોતનો ભોગ થઇ પડવાના દુઃખદાયક ખબર, અત્રે તારમાર્ફતે ફરી વળતાં તેઓનાં કુટુંબપર આવી પડેલા દુઃખનો પાર રહ્યો નથી. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

**કપોળ ઝવેરીને પ્રાયશ્ચિત**—ઇંગ્લાંડ તથા જર્મનીના પ્રવાસેથી બે એક મહિના અગાઉ પાછા ફરેલા કપોળ ઝવેરી, મી. પુરૂષોતમદાસ નંદલાલ સંઘવીને પ્રાયશ્ચિત આપી પાવન કરી ન્યાતમાં લેવા માટે ન્યાતે એક ઠરાવ પસાર કરી, મેશર્સ નાગરદાસ વત્સરાજ મુતા તથા મંગળદાસ ગોપાળજીની કમીટી નીમી હતી જેણે વાલ્કેશ્વરપર બાણગંગા કિનારે મી. પુરૂષોતમદાસને પ્રાયશ્ચિત આપી પાવન કીધા છે, અને કપોળ ન્યાત તરફથી તેઓ સાથનો વહેવાર પાછો ચાલુ કરવામાં આવ્યો છે. મી. ઝવેરી અત્રે એક કારખાનું ઉઘાડનાર હતા, પણ લડાઇને લીધે, કારખાનાનું કામ હાલમાં મુલતવી રાખવું પડ્યું છે.

**મેશર્સ જમનાદાસ પ્રધર્સવાળા** મી૦ જમનાદાસ જગજીવનદાસ મહેતા જેઓ ગયા એપ્રિલ મહિનામાં યુરોપ અમેરિકાના પ્રવાસે ગયા હતા. તેઓ ઇંગ્લાંડ ફ્રાંસ અને જર્મનીનો પ્રવાસ કરી પાછા ઇંગ્લાંડ આવ્યા છે જ્યાંથી તેઓ દિવાળી પહેલાં અત્રે આવી પહોંચશે એવા ખબર મળ્યા છે.

**વગર શરતે સરકારની સેવા** બજાવવાની વિલાયતના હિંદી ભાઇઓએ માગણી કીધી છે. હિંદીઓની આ સ્વદેશાભિમાની અને રાજભક્ત હિલચાલની આગેવાની, આફ્રિકાવાળા જાણીના દેશભક્ત મી૦ ગાંધી, મીસીસ ગાંધી તથા કેટલાક જાણીતા ગ્રહસ્થોની સાથ, આપણા જવાન કપોળ, બંધુ ડા૦ જીવરાજ નારાયણ મહેતાએ લેવાના ખબર સાંભળી અમોને ઘણો આનંદ થાય છે. મી૦ અને મિસીસ ગાંધીની સરદારી હેઠળ વિલાયતના આપણા હિંદીવાનોએ સરકારને પોતાની સેવાઓ કંઇપણ શરત વિના અર્પણ

કરવાની માગણી કીધી હતી, જે માટે હીંદી પ્રધાને તેઓનો આભાર માન્યો છે. પણ ત્રણ વરસની લશ્કરી નોકરી બજાવવાનાં બંધનને લઇને હિંદીઓની વોલંટીઅરો તરીકેની સેવા સ્વીકારવાનું બની શકશે નહીં એમ જણાવ્યું છે. આ ઓચીંતી લડાઇને લીધે, હીંદી વિદ્યાર્થીઓને હિંદમાંથી નાણાં મેળવવામાં ઢીલ થવાથી તેઓ મુસ્કેલીમાં આવી પડે, તેમાં તેઓને મદદ કરવા માટે હિંદી વિદ્યાર્થીઓનું સંકટ નિવારણ કરવા માટેની એક કમીટી નેમવામાં આવી છે, જેના પ્રમુખ તરિકે ઇંડીઆ ઑફિસવાળા સર કે. જી. ગુપ્તા છે. ડા૦ જીવરાજને કમિટીના મેમ્બર નેમવામાં આવ્યા છે. ઉપલી કમિટી ઇંડીઆ ઓફીસ પાસથી આફતમાં આવી પડેલા હિંદી વિદ્યાર્થીઓ માટે કામ ચલાઉ મદદ મેળવી આપશે.

**કપોળ સ્ટુડંટસ યુનિયનની એક સભા** ગીરગામમાં સર મંગલદાસ હાઉસમાં ગઇ તા. ૬ ઠીને રવીવારે વિલ્સન કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર ભડકંકરનાં પ્રમુખપણાં હેઠળ મળી હતી. જેવેળા સર્વન્ટસ ઑફ ઇંડીઆ સોસાયટીવાળા મી. દેવધરે "Institutional Education" ('સંસ્થાઓમાં અપાતી કેળવણી') એ વિષયપર ભાષણ આપ્યું હતું. હાલની સ્કુલો અને કૉલેજોમાં અપાતાં શિક્ષણ સંબંધી મી. દેવધરે કેટલાક જાણવા જોગ વિચારો રજુ કીધા હતા. મી. મંગળદાસ વિઠ્ઠલદાસ દેસાઈ અને પ્રમુખનાં વીવેચન થયાં બાદ ચ્હાપાણી લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

**આપણા ધાર્મિક પર્વોમાં રમાતો જુગાર** અટકાવવા માટે સોસ્યલ સર્વિસ લીગ તરફથી જુદા જુદા લતાઓમાં પુરૂષો તેમજ સ્ત્રીઓની જુદી જુદી સભાઓ ભરવામાં આવી હતી. સ્ત્રીઓની એક સભામાં બેન બેનકુંવર દેવીદાસ ઝીણાભાઈ ઇજનેર પ્રમુખસ્થાને બીરાજ્યાં હતાં, અને આવા પવિત્ર તહેવારોમાં જુગાર નહીં રમવા સંબંધમાં ઘણો સારો બોધ આપ્યો હતો. સ્ત્રીઓની બીજી બે સભાઓમાં મિસ વિન્ધ્યાલક્ષ્મી રણછોડદાસ વોરા તથા મિસ રૂક્ષ્મણિ ગોપાળદાસ લાલદાસ તરફથી વિવેચનો થવાનાં હતાં પરંતુ અમુક અનિવાર્ય સંજોગોને લઇને તેઓ તેમ કરી શકયાં ન હતાં.

**મી. મુલજી ભવાનીદાસ બારભાયા સોલિસીટરે** ધર્માબાઇ નામની એક સ્ત્રિ ઉપર રૂ. ૨૦ હજારના દાગિનાનો વિશ્વાસઘાત કરવાનો આરોપ મુંબઇના બીજા પ્રેસિડન્સી માજીસ્ત્રેટની કોર્ટમાં મુકયો હતો. ફર્યાદિએ જણાવ્યું હતું કે આરોપી સ્ત્રી સાથ મારો સંબંધ હતો. અને મારી ધણિઆણીએ પોતાનાં વસીઅતનામામાં ચોક્કસ દાગિના ધર્માદા આપવા જણાવ્યું હતું તે દાગીના માટે તેણીને હેરાન કરવામાં ન આવે તે માટે મેં એક

બક્ષીસપત્ર લખી આપ્યું હતું. પણ ને અણઘટતા દબાણને લીધે મેં લખી આપ્યું હતું. ઉપલા દાગીના લઇ આરોપી નાસી ગઇ છે. માજીસ્ટ્રેટે દાગીના બક્ષીસ આપેલા હોવાથી આરોપી સામેનો વિશ્વાસઘાતનો આરોપ કાઢી નાંખ્યો હતો.

**નવા કપોળ ગ્રેજ્યુએટ**—મી. નરોતમદાસ રણછોડદાસ પારેખ બી. એ. ની પરિક્ષામાં પસાર થયા છે.

---

# સંસારિક બનાવો.

કુંડલા-જન્મ—ગાંધી શામજી સુંદરજીને ત્યાં પુત્રી. ડૉ. પરભુદાસ ભગવાનદાસ મોદીનાં પત્ની સૌ. જેકોર બ્હેનને પુત્રી. મહેતા હરગોવિંદ હંસરાજને ત્યાં પુત્રી. કાણકીયા ભુરા ત્રીભોવનને ત્યાં પુત્ર. પારેખ ગંગાદાસ ત્રીભોવનને ત્યા પુત્ર.

**મરણ**—મોદી માવજી મોરારજીની વિધવા. ગાંધી પરભુદાસ રણછોડ ઉ. વ. ૨૨, ૧૯ વરસની બાળ વિધવાને વિલાપ કરતી મુકી ગયા છે. દોશી પ્રાગજી ખોડીદાસ બાવનગરવાળાની પુત્ર બ્હેન શાંતા.

**સીમંત**—પારેખ ત્રીભોવનદાસ શામજીના દીકરા ગંગાદાસની વહુને.

**મહુવા-મરણ**—ખુસા પુંજા ડોસા ઉ. વ. ૮૦.

**સીમંત**—ખુસા શામજી અમરશીના ચી. બાલુની પત્ની સૌ. કાશીને.

**બાબરીયાધાર-મરણ**—શંઘવી હરખજી લક્ષ્મીદાસ ઉ. વ. ૫૫.

**મુંબઇ-વેશવાળ**—શેઠ દ્વારકાદાસ ત્રીભોવનદાસ જાદવજી કમળશીનાં પુત્રી બ્હેન કમળાનું વેશવાળ સુરતવાળા મી. રણછોડદાસ લલ્લુભાઇ ખંભાતીના પુત્ર મી. નટવરલાલ વેરે થયું છે.

**મુંબઇ-સીમંત**—સાવર તુલસીદાસ વિઠ્ઠલદાસના પુત્ર દામોદરની વહુ જડીને.

**વેશવાળ**—કુંભલીવાળા ભુતા જમનાદાસ આણંદજીના પુત્ર ભાઈ મોહનલાલનું વેશવાળ પાલીતાણાવાળા ભાઇ જાદવજી નરશીદાસ પારેખની પુત્રી સાથે.

**મરણ**—મર્હુમ શેઠ ભીખાભાઈ કલ્યાણજીના ભાણેજ.

**દેલવાડા-મરણ**—ગાંધી વસનજી વીરજીના પુત્ર ત્રીભોવનદાસ. શંઘવી વણારશી ચત્રભુજનાં વિધવા બાઇ ધારીબાઇ. મર્હુમ બાઇ ધારીબાઈના પુત્ર મનોરદાસે દેલવાડા જ્ઞાનવર્ધક લાઇબ્રેરીને રૂ. ૪ આપ્યા છે.

**જન્મ**—ગોરડીઆ દ્વારકાદાસ કરસનજીના પુત્ર હરગોવીંદની વહુને પુત્ર.



૨૫૦ સાક્ષરશ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

કાઠીયાવાડના રાજવંશિ કવિ



कलापी

લાઠીના સ્વ૦ ઠાકોરસાહેબ
સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ.

# કપોળ.

જ્ઞાતિ સમસ્ત જનનાં હિત સાધવાને,
ધાર્મિક બોધ કરીને સુખ અર્પવાને;
જ્ઞાતિ તણા ઉદય સંપ સુનીતિ કાજે,
જન્મી "કપોળ" સ્વબળે કૃતકૃત્ય થાજે.

પુસ્તક ૫ મું.] સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૧૪. [અંક ૯-૧૦ મો.

## સંવત ૧૯૭૧.

### ગત વર્ષનું અવલોકન ને નવિન વર્ષની આશાઓ.

(કપોળ ઓફીસ.)

આપણી જ્ઞાતિ જનસમાજની સાથે ૧૯૭૦ નું વર્ષ પૂરૂં કરી ૧૯૭૧ ના વર્ષમાં પ્રવેશ કરે છે તે સમયે આપણે ગઇ સાલમાં શું સુધારો વધારો કર્યો અને ૧૯૭૧ ના વર્ષમાં આપણે શું કરવા આશા રાખીએ છીએ તે સંબંધી વિચારપુર્વક અવલોકન કરવાનું અમો યોગ્ય ધારીએ છીએ. કમનસીબે ૧૯૭૦ ની સાલની શરૂઆતમાં કેટલીક દેશી બેન્કોના થએલા ગોટાળાને લીધે આખા મુંબઈ ઈલાકાને ઘણુંએક ખમવું પડયું છે. અને તેથી આપણી જ્ઞાતીના વેપારી અને ધનાઢય વર્ગ તેનાથી છટકવા પામ્યા નથી, તેથી સામાન્ય રીતે ધીરધાર ઓછી થઇ જવાથી આપણને વેપાર વિગેરેમાં બીજાઓની સાથે નુકશાન ખમવું પડયું છે. વળી જુલાઇ મહિનાથી આખું યુરોપ લડાઇમાં પડેલું હોવાથી અને આપણો સઘળો આધાર પારકા દેશો પર રહેલો હોવાથી આપણો નીકાસ અને આયાત વેપાર મોટા પ્રમાણમાં

યુરોપની સાથે હોવાથી, વેપાર તદન બંધ પડી ગયો છે. તેથી વેપારી વર્ગ નુકશાનીમાં છે. અને વેપારની આવી સ્થિતિને લીધે નોકરીઆત વર્ગ ઉપર મોટી અસર થવા પામી છે અને એક પછી એક નોકરોને રજા મળવા માંડી છે. તેથી તેઓ કફોડી સ્થિતિમાં આવી પડ્યા છે. આ સ્થિતિ ખરેખર શોચનીય છે, અને ૧૯૭૧ ના વર્ષમાં લડાઇ ચાલુ રહી તો આપણા નોકરીયાત વર્ગનું શું થશે તે કંઇ કહી શકાતું નથી. આર્થિક સ્થીતિમાં થએલા આ ફેરફારને લીધે આપણી કેટલીક હીલચાલો પડી ભાંગી છે અને જ્યાં સુધી સ્થિતિ કમભાગ્યે આવી ચાલુ રહેશે ત્યાંસુધી આપણે કોઇપણ જાતની પ્રગતિ કરી શકશું નહીં એ તદન સ્વાભાવિક છે.

## પરદેશગમનનો લેવાયેલો લાભ.

ગયા વર્ષમાં આપણા બે કપોળભાઇઓ વેપાર અર્થે યુરોપ અમેરીકા વિગેરેની મુસાફરી કરી પાછા ફર્યા છે. અને મી. મંગળદાસ વીઠૂલદાસ દેશાઇ કે જેઓ ત્રણ વર્ષ પહેલાં બારીસ્ટરની પરીક્ષા પાસ કરવા વિલાયત ગએલા તેઓ ગયા ફેબ્રુઆરી માસમાં મીસીસ માધવદાસ અને છોકરાંઓ સાથે પાછા ફર્યા છે. વેપાર અર્થે ગએલા બન્ને ભાઇઓ અવલોકન અને અનુભવથી કેટલુંએક નવું મેળવી શકયા હશે અને તેથી ખચિત તેનો લાભ તેઓને અને કપોળભાઇઓને મળ્યા વગર રહેશે નહીં. તેમજ આ વર્ષમાં આપણે એક બેરીસ્ટર મેળવી શકયા છીએ અને આ કેળવણીના જમાનામાં તેમનો દાખલો લઇ બીજા ભાઇઓ પણ અભ્યાસાર્થે પરદેશગમન કરી જુદી જુદી લાઇનોમાં યશ મેળવવા ભાગ્યશાળી થાય એમ અમો આશા રાખીએ છીએ. ગયા વર્ષમાં પરદેશગમન કરનારાઓની સંખ્યામાં ઇચ્છવા જોગ વધારો થએલ છે. અને જ્યારે કપોળજ્ઞાતિ તેઓને ન્યાતમાં દાખલ કરવાનાં કેટલાંક બંધનો ઓછાં કરવાં તૈયાર છે ત્યારે આપણા ભાઇઓ પરદેશગમનનો વીશેષ લાભ લઇ વેપાર, હુન્નર ઉદ્યોગ અને વિદ્યાભ્યાસમાં નામના મેળવવા વીશેષ પ્રમાણમાં જશે એમ આપણે ઇચ્છીએ છીએ. આપણા બે ચંચળ યુવાનો મી. માધવદાસ વીઠૂલદાસ દેશાઇ અને ડૉ. જીવરાજ નારાયણ મહેતા લન્ડનમાં પોતાનો અભ્યાસ આગળ ચલાવી રહ્યા છે. તેઓ આવતા વર્ષમાં પાછા ફરે તેવો સંભવ છે. તેઓને સારી ફત્તેહ મળે અને તેઓ સુખરૂપ પાછા ફરી પોતાની કેળવણીનો લાભ જ્ઞાતીભાઇઓને પણ આપે એવું અમો ઇચ્છીએ છીએ.

## પરદેશગમનનાં બંધનો અને અમારી સુચના.

પરદેશગમનના સવાલનો ફડચો કરવામાં વણીકોમાં પહેલ આપણી જ્ઞાતિએજ કરી હતી અને તેને વીશેષ સરલ કરવા આપણા જ્ઞાતિભાઇઓ ઇંતેજાર છે એવું આપણે ગયા વર્ષમાં થએલા સુધારાને લઇને જોઇ શકયા છીએ. આપણે પીછાનવા લાગ્યા છીએ કે પરદેશગમન કરી આવેલને ન્યાતમાં દાખલ થવામાં કોઇપણ જાતની અડચણ આવે અથવા તો વિલંબ લાગે તે આપણી જ્ઞાતિને કે જેણે આ સવાલમાં પહેલ કરી છે તેને શરમ ઉપજાવનારૂં છે. તેથી ફકત પ્રાયશ્ચિત આપવાને ખાતર જ ન્યાતની સભા બોલાવવાનો રીવાજ આપણે કાઢી નાંખ્યો છે અને કમીટીનેજ તે સંબંધી નિર્ણય કરવાનું કામ સોંપ્યું છે. બેશક તે આપણી જુની સ્થીતિ કરતાં વધારે સારૂં છે. પણ આવતા વર્ષમાં તેના કરતાં પણ વીશેષ આગળ વધવાની જરૂર અમોને લાગે છે. આપણે જોયું છે, અનુભવ્યું છે કે કમીટી મળવામાં ઘણીજ મુસ્કેલીઓ પડે છે. કોરમ પુરતા મેમ્બરો પણ હાજર થતા નથી. તેથી વગર કામ કર્યે કમીટીના મેમ્બરોને વીખરાઈ જવું પડે છે. તો ન્યાત બે ગૃહસ્થોની કાયમની કમીટી નીમી તેને અને શેઠને પાયશ્ચિતનું કામ સોંપી દે તો શું ખોટું છે તે અમો જોઇ શકતા નથી. તેથી જ્યારે તે પ્રશ્ન આવતા વર્ષમાં ઉભો થાય ત્યારે આટલો સુધારો કરવા આપણાભાઇઓ સંમત થાય તેમ અમો આશા રાખીએ છીએ.

## ન્યાતના બંધારણનો સવાલ.

આપણી જ્ઞાતિએ કમીટીને અને શેઠને ત્રણ વર્ષ માટે નીમ્યા હતા તે મુદત પુરી થવા આવી છે અને ૧૯૭૧ના વર્ષમાં શેઠ અને કમીટીની ફરીથી ચુંટણી કરવાનું કામ આપણી સમક્ષ આવશે. તે વખતે ગત વર્ષોમાં મળેલા અનુભવપર વિચાર કરી કંઇક એવા ધોરણપર ચુંટણી થવાની જરૂર છે કે જેથી આપણી જ્ઞાતિનું કામ વધારે ઉત્સાહપૂર્વક અને ઉમંગથી ચાલી શકે. શેઠ જગમોહનદાસે પોતાની ત્રણ વર્ષની શેઠની કારોદી દરમીઆન ઘણાએક સુધારા વધારા કર્યા છે; જ્ઞાતિભાઇઓની ઇચ્છાનુસાર કામ કરવાને તેઓ હમેશાં તત્પર રહ્યા છે; પોતાની સલાહથી અને અનુભવથી જ્ઞાતિભાઇઓને યોગ્ય રસ્તે દોર્યા છે. અને એકંદર રીતે જ્ઞાતિની સુધારણામાં તેઓએ મોટો હીસ્સો આપેલ છે અને અમો માનીએ છીએ, અમારા જ્ઞાતિ-

બાઇઓની ઇચ્છા જાણવામાં અમો જેટલા પ્રમાણમાં શક્તિવાન થયા છીએ તેટલા પ્રમાણમાં અમોને વિશ્વાસ છે કે આપણા શેઠ જગમોહનદાસજી શેઠ તરીકે ચાલુ રહેશે. અને અમોને આશા છે કે શેઠ જગમોહનદાસ જ્ઞાતિ-બાઇઓની ઇચ્છા માન્ય રાખવા ના પાડશે નહીં, અને તેવાજ ઉમંગ અને ઉત્સાહથી પોતાની ફરજો બજાવવામાં પાછી પાની કરશે નહીં. જ્ઞાતિની કમીટીએ પોતાથી બનતું કર્યું છે પણ કંઇક વધારે ઉત્સાહી નવો વર્ગ કમીટીમાં આમેજ થાય એમ અમો ઇચ્છીએ છીએ. આપણા જુના વિચારના આગેવાનોના અનુભવ અને સલાહની જરૂર છે એમાં જરાપણ શક જ નથી; પણ તેની સાથે યુવાન અને ઉત્સાહી માણસોના જોડાવાથી કંઇક પ્રગતિ વધારે થશે એમ અમારૂં માનવું છે. લગભગ બધી સમાજોમાં ચુંટણીનું ધોરણ વીશેષ માન્ય થવા લાગ્યું છે, અને તે ચુંટણીનું ધોરણ વીશેષ બહોળું કરવાને માટે આપણે હકો માગીએ છીએ તો તે ચુંટણીનું ધોરણ આપણી જ્ઞાતિમાં દાખલ કરવાને પ્રયત્ન કરવાની જરૂર છે. બેલટથી ચુંટણી કરવાનો સવાલ આપણા વકીલ મી. મહુવાકર તરફથી ગયે વખતે રજુ કરવામાં આવ્યો હતો. તેવી અથવા તેના જેવી બીજી કોઇ રીતિ દાખલ કરવામાં અમારી સહાનુભુતિ છે. અમોને હાલની રીતિ કોઇ પણ રીતે પસંદ નથી. અમો આશા રાખીએ છીએ કે એક નવું ધોરણ કમીટીની ચુંટણી કરવામાં દાખલ કરવામાં આવશે કે જેથી કમીટી તરફથી વીશેષ સારૂં કામ મેળવવા આપણે ભાગ્યશાળી થઇ શકીએ.

## ગરીબભાઇઓ અને કપોળ નિવાસ.

શેઠાણી ઝવેરબાઇ તરફથી મર્હુમ શેઠ ભગવાનદાસ નરોતમદાસ કપોળ નીવાસ ગએ વર્ષે આપણા ભલા ગવર્નર લૉર્ડ વિલીન્ગડનને હાથે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. તેનો લાભ આપણા કપોળ ભાઇઓ લેવા લાગ્યા છે. અને તેમનું પગલું એકે અવાજે પ્રશંસાપાત્ર થઇ પડયું છે. શરૂઆતમાં ચાલી જેવું ખાતું આપણી જ્ઞાતિમાં પહેલ વહેલુંજ હોવાથી અર-

માગણી પુરી કરવાને તેઓ અશક્ત થઇ પડયા છે અને ઘણી લોકોની માગણી વીશેષ પ્રમાણમાં થશે એમ સંભવ છે. તો અમારા સખી, ઉદાર દીલના પરગજુ શેઠીઆઓને અમારી વિનંતિ છે કે આવી બે ત્રણ ચાલો બંધાવી આપવા પોતાનો ઉદાર હાથ લંબાવશે ને કપોળ કોમના બાઇઓને ખુશી હવાનો અને સારી તન્દુરસ્તીનો લાભ આપવામાં સહાયભુત થવું.

## આપણી કેળવણીની સંસ્થાઓ.

મુંબઇ, ભાવનગર, અમરેલી, મહુવા વિગેરે સ્થળોની કેળવણીની સંસ્થાઓ પોતપોતાથી બનતી જ્ઞાતિ સેવા બજાવતી રહી છે. કપોળ બાળકોને કેળવણી મેળવવામાં સરળતા થઇ છે, પણ તે સઘળી સંસ્થાઓનાં ફંડો ઘણાંજ ટુંકાં છે. અને આ કેળવણીના વધતા જમાનામાં તેઓ વિદ્યાર્થીની માગણીઓને પુરી પાળવા અસમર્થ છે. એટલુંજ નહીં પણ પોતાનાં ટુંકાં ફંડોને લીધે વિદ્યાર્થીઓને દાખલ કરવામાં કેટલોક સંકોચ કરવો પડયો છે. અમો કબુલ કરીએ છીએ કે કપોળ બાઇઓની લાગણી તે તરફ વધતી જાય છે. તેઓ થોડી ઘણી મદદ કેળવણીની સંસ્થાઓને કરવા લાગ્યા છે. પણ ઉપર અમોએ જણાવ્યું તે મુજબ આ કેળવણીના વધતા જમાનામાં જ્યાં સુધી આપણી સઘળી શકિતઓ તે દીશામાં ભેગી ન કરીએ ત્યાં સુધી આપણે કંઇ વીશેષ કરી શકશું નહીં એમ અમોને લાગે છે. મોટા પ્રમાણમાં અને ઉદાર હાથે આ સંસ્થાઓને મદદ આપવાની જરૂર છે. અને ત્યારેજ તેઓ પોતાનું કામ વધારે સંગીન કરી શકશે.

## કપોળ હોસ્પીટલ અને દરદીઓની માવજત.

આપણા પરગજુ અને જ્ઞાતિના ભૂષણરૂપ આપણા શેઠ શ્રીજીવનદાસ વરજીવનદાસ ઘણા વખતથી આ દીશા તરફ પ્રયત્ન કર્યા કરે છે. તેઓ અને મર્હુમ નંદકોરબાઇ તરફથી રૂા. ૫૦ હજારનું ફંડ સ્થાપન કરવામાં આવ્યું છે. તેનો લાભ આપણા કેટલાક ગરીબ કપોળ બાઇઓને મળવા લાગ્યો છે. સાધારણ દર્દીઓને ડૉ. જેઠાલાલ વનમાળી વોરાની સારવારનો લાભ મળે છે, જ્યારે હોસ્પીટલમાં રાખવા યોગ્ય દર્દીઓને પ્રાઇવેટ ડોકટરોની હોસ્પીટલોમાં રાખી તેમનો ખર્ચ ફંડમાંથી પુરો પાડવામાં આવે છે. આ દીશામાં આ ખાતું ઘણું સંગીન કાર્ય બજાવે છે તેમાં શક નથી. પણ

કંઈક વધારે વ્યવસ્થીત હોસ્પીટલ જેવુંજ ખાતું ઉભું કરવાની અમોને જરૂરીઆત લાગે છે. આપણા મર્હુમ શેઠ સર હરકીસનદાસ અને તેમનાં ધણીઆણી લેડી માનકોરબાઈ તરફથી સારી રકમો હોસ્પીટલ અથવા એવી કોઈપણ જાતની સંસ્થાઓમાં આપવા ફરમાવવામાં આવ્યું છે; પણ જો ખાસ કપોળભાઈઓને માટે નવીન હોસ્પીટલ કરવાનું ન બને તેમ હોય તો કપોળ ભાઈઓને મોડી ઘણી ખાસ સગવડતા અને લાભ મળે એમ કરવા ટ્રસ્ટીઓ ચૂકશે નહીં એમ અમો ખાત્રીપૂર્વક માનીએ છીએ. કારણ આપણે સાંભળીએ છીએ, અનુભવીએ છીએ કે આપણા કપોળ ભાઈઓમાં મરણ પ્રમાણ વધતું ચાલ્યું છે. નાની ઉમરમાં થતાં મરણોની સંખ્યા વધવા માંડી છે. ક્ષયરોગ અને સંગ્રહણીએ ઘણા ભોગો આપણી ગ્નાતીમાં લેવા માંડ્યા છે. સુવારોગ અને ધાસણીથી આપણી સ્ત્રીઓ નાનપણમાં મરણ પામે છે. આ સ્થિતિનું કારણ શોધવાની અને તેને માટે ઉપાય કરવાની જરૂરીઆત અમોને લાગે છે. હોસ્પીટલની સ્થાપના સાથે પણ આ સંબંધી કંઇ યોજના ઘડાય તો તે આવશ્યકારકાયક છે.

## આપણી જ્ઞાતિમાં સ્થપાએલાં મંડળો.

આપણી ગ્નાતિમાં ઘણાંએક મંડળોની સ્થાપના થઈ હતી. અટકવાર કેટલાંક મંડળો સ્થાપાયાં હતાં. તેમાંથી મોટા ભાગનાં બંધ થઇ ગયાં છે અને જે બેચાર ચાલે છે તેમાં પણ પહેલાં જેવો ઉત્સાહ દેખાતો નથી. સંઘવી મીત્રમંડળ કંઇ કામ કરતું હોય તેવું દેખાય છે, તે સીવાય આપણી ગ્નાતીમાં ગયે વર્ષે કપોળ ભાઈઓનું હીત કરવાના હેતુથી ધી યંગ કપોળ કલબ તથા કપોળ વોલન્ટીઅર્સ ટીમ આ બે મંડળો સ્થાપવામાં આવ્યાં છે તેઓની સ્થાપના આવશ્કારદાયકજ છે. તેઓ સર્વે ભાઇઓ તરફ સરખું લક્ષ રાખી ગ્નાતીને ઉપયોગી થઇ પડવામાં પોતાથી બનતું કાર્ય કરવા શક્તિમાન થાય એમ અમો ઇચ્છીએ છીએ. અમો જાણીને ખુશી થયા છીએ કે તેઓએ લડાઇને લીધે નીરાધાર થએલા માણસો માટે ગ્નાતિની સભા બોલાવવા માટે દબાણ કરવાનું મુલતવી રાખ્યું છે અને ચુપકીથી ફંડ ઉઘરાવવાનું શરૂ કર્યું છે અને તેમાં રા. બસો ત્રણસો ભરાઇ ગયા છે. હવે આજ પ્રમાણે શાંતીથી કામ કરવાનું ચાલુ રાખશે તો જરૂર તેઓ પોતાની નેમ સફળ કરવામાં ફળીભુત થશે. ઈશ્વર તેઓને તેમ કરવા

સામર્થ્ય આપો ! આ ઉપરાંત કપોળ સ્ટુડન્ટસ યુનીયન તથા કપોળ સર્વીસ લીગ જુદી જુદી દીશાઓમાં સંગીન કાર્ય બજાવે છે તેઓનું કાર્ય જ્ઞાતિમાં સામાન્ય રીતે પ્રશંસાને પાત્ર થઈ પડયું છે."

૧૯૭૧ નું વર્ષ આપણા કપોળ તેમજ સર્વે ભાઇઓ માટે આબાદી ભરેલું નીવડો ! યુરોપમાં ચાલતી લડાઇમાં આપણી બ્રિટીશ સરકારને જલદી ફતેહ મળો ! અને તે લડાઇનો જલદી અંત આવી વેપાર રોજગારમાં એ વર્ષ ફળદાયક નીવડો ! એ અમારી જગન્નીયંતા પ્રત્યે પ્રાર્થના છે.

---

## સાલ મુબારક.

( સોરઠા. )

ભારતનાં અહો, બાળ આર્યભુમી શોભાવતાં;
પ્રભુ કરો સંભાળ, સાલ મુબારક વર્ષમાં.
સોરઠમાં ગિરનાર, આપે સુખની છાંયડી;
સાલ મુબારક સાર, પ્રભુ કરો મુજ દેશની.
લીલુડો નાઘેર, સોરઠમાં સોહામણો;
રહે મુબારક લહેર, જન્મભુમિ સુખશાંતિમાં.

કે. કે. જોષી.

---

### બ્રહ્મ–ચર્યા.

(અનુષ્ટુપ છન્દ.)

દેહનાં લગનમાં, વ્હાલાં !
આત્માનો યોગ સાધિયે;
રસના ભોગમાં, વ્હાલાં !
રસિયાને રહુલાવિયે !
વાન, આજકાલ, વ્હાલાં !
આશાપાશે વિચારિયે;

બોલનારાઓ મળી આવે, અને ભાંગ્યું તુટ્યું ઇંગ્રેજી બોલે. જમવાના ટેબલ ઉપર બધી બાઇઓ બેઠેલી. રશીઅન લેડી સાધુના જેવો ભગવા રંગનો ડ્રેસ પહેરી, સાધુના જેવા વાળ છુટા રાખી બેઠેલી. મેં તેને કહ્યું કે તમે તો અમારા Monk (સાધુ) જેવાં લાગો છો. તેઓ બધાં થોડું થોડું ઇંગ્રેજી બોલે પણ 'Monk' બોલ સમજે નહીં. આથી તેઓએ અમેરીકન લેડીને પુછી જોયું કે Monk એટલે શું? જોગજોગે અમેરીકન લેડી બહેરી હતી, કાને ભુંગળું મુકે ત્યારે જરા સાંભળે. બાઇ સમજ્યાં Monkey (વાંદરી), અને તાબડતોબ (જર્મન ભાષામાં) ભાષણ ચલાવ્યું. જર્મન ભાષામાં હું સમજું નહીં કે Monk ને બદલે Monkey ('સાધુ' ને બદલે 'વાંદરી') કહીને સમજાવે છે. પછી હસાહસ અને તાળીઓ! હું સમજ્યો નહીં એટલે અમેરિકન લેડીને પુછી જોયું, અને આ લોકોની મજાનો ભરમ સમજાયો.

ઇંગ્લાંડમાં મજા નહોતી, અહીં તો ભાષા જાણું નહીં, એટલે બહુ મજા પડે છે. એક વખત જાણી જોઇને બે આનાને બદલે ૧॥ આનાની ટીકીટ લીધી. ગાડીમાં બેઠો, ધારેલે ઠેકાણે આવ્યો. ટિકિટ કલેક્ટરે બુમ મારી મને પાછો બોલાવ્યો. હું સમજ્યો કે શાને વાસ્તે બોલાવે છે પણ મુંગો મુંગો સલામ કરી ઉભો રહ્યો! તેણે ભાષણ ચલાવ્યું! હું તો ન સમજતો હોઉં તેમ કાને હાથ દઇ ઉભો રહ્યો, ભાષણ બંધ થયું એટલે ટોપી ઉતારી સલામ કરી રસ્તો લીધો. વળી પાછળ આવે-બે ત્રણ વખત પાછળ આવ્યો પછી થાક્યો એટલે ખિસ્સામાં હાથ નાંખી અર્ધો આનો દેખાડ્યો, મેં પાટલુનના ખિસ્સામાંથી ખોબો ભરી પૈસા કાઢ્યા, તેમાંથી તેણે અર્ધો આનો લીધો અને સાહેબજી કરી ચાલતી પકડી.

---

# નમ્ર સ્નેહ સેવા.

( હરિગિત. )

લાખોતણાં દાનો થકી ના દીનતા ફેડી કદી,
પદ્મીતણી પ્રભુતા થકી ના લોકતંત્ર વધ્યું કદી.

પ્રતિભાતણા પ્રદ્યોતથી ના જ્યોતિ નવ પ્રકટ્યું કદી,
વાણીતણા ચૈતન્યથી ના જીવન નવ પ્રેર્યું કદી.

એવી મહાસિદ્ધિ થકી ના જીવન ભવ્ય બન્યું કદી,
માટે ધરે શું માનવી હો બન્ધુ ! નિષ્ફલ જીંદગી ?

જે નમ્ર માનવબાંધુની ત્હેં સ્નેહમય સેવા કરી,
હોશે પ્રભુદરબારમાં ના સ્થાન શું ત્હેને કહી ?

લાખ્ખોતણાં દાનો થકી જે દીનતા ફેડી કદી,
પદ્મીતણી પ્રભુતા થકી જે લોકતંત્ર વધ્યું કદી;

પ્રતિભાતણા પ્રદ્યોતથી જે જ્યોતિ નવ પ્રકટ્યું કદી,
વાણી તણા ચૈતન્યથી ચૈતન્ય નવ રેડ્યું કદી;

ત્હોયે પ્રભુના પ્રેમથી કંઈ નમ્ર સેવા ના કરી,
નિશ્ચે પ્રભુ દરબારમાં ના સ્થાન છે ત્હેને કદી.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

# ચીનાઓનું નવું વરસ.

(લખનાર—મીસ લીલાવતી તુળશીદાસ ત્રીભોવનદાસ.)

આપણા ન્હાના મિત્રો હોક—આ (હોકા) અને સોનેરી-ટાંચણીને માટે દીવાળીના દીવસો ભારે આનંદના દીવસો હતા. તેઓની મ્હોટીમાં, આ પ્રસંગે મ્હોટું જમણ શા કારણથી થતું તે સંબંધી તેમને નીચે લખેલી વાર્તા કહેતાં. મ્હોટીમા કહેતા—"આપણામાં એવી એક દંતકથા હતી કે બારમા મહીનાના છેલ્લે દહાડે એક ભારે પાણીનું પૂર આવશે જેમાં બધાં ડુબી મરશે. તે વખતના લોકોએ જ્યારે આ પ્હેલાં સાંભળ્યું ત્યારે તેઓ બહુ દીલગીર થયા અને વીચારવા લાગ્યા કે "હવે આપણું મૃત્યુ પાસે આવ્યું માટે આપણી પાસે જે સારો ખોરાક છે તે ખાઇ લઇયે ને સારાં કપડાં છે તો તે પ્હેરી લઇયે. આવા વિચારથી એ લોકોએ તળેલા ચોખાનાં "કેક," જાતજાતનાં શાકો વીગેરે બનાવ્યું. અને બારમાં મહીનાની ૨૯ મી તારીખે પોતપોતાના પીતૃઓની (કે જેઓના આત્મા તેઓની માન્યતા પ્રમાણે લાકડાની "ટેબ્લેટો" માં વાસ કરે છે અને જે "ટેબ્લેટો" ઘરમાં મુખ્ય ઓરડામાં એક ટેબલ પર ભીંતની લગોલગ મુકેલી હોય છે.) તેમની પૂજા કરી તથા રજા લઇ દરેક કુટુંબ જમવાના ટેબલની આસપાસ બેઠું. શીયાળાનો વખત હોવાથી તથા બ્હીકથી ધ્રુજતા હોવાથી એ લોકોએ સગડીઓ સળગાવી ટેબલોની નીચે હુંફ લેવા મુકી તે રાતે સઘળાએ ઘરનાં બારણાં મજબુત બંધ કીધાં અને ઘરમાં ઊજ્જવલ પ્રકાશ કર્યો. સુવાની હીમ્મત ન થતાં બધાંએ આખી રાત પૂર આવવાની વાટ જોતાં કાઢી. સવાર પડતાં આસ્તેથી બધાંએ બારણાં ઊઘાડયાં અને જોયું તો પૂર આવ્યું ન્હોતું. આ નવા વરસનો દીવસ હતો. તેઓ તરત પોતાના સગાસંબંધીઓને મળવાને દોડી ગયાં ને ત્યાં પણ પૂર ન્હોતું આવ્યું જોઇ ભારે હર્ષ પામ્યા, એકબીજાને મુબારકબાદી આપવા લાગ્યા અને ખુશાલીમાં દારૂ અને ચ્હા પીવા લાગ્યા. આ દીવસથી જ નવા વર્ષને દીવસે સગાસંબંધીઓને મળવા જવાનો ને એક બીજાને મુબારકબાદી આપવાનો ચાલ પડયો."

ન્હાનો હોક–આ અને તેની બ્હેન સોનેરી–ટાંચણી આ દીવસ આવવાની ઘણા દીવસથી આતુરતાથી વાટ જોય છે. કેટલા દીવસોથી ઘરનાં માણસો કામમાં ગુંથાઇ રહ્યાં છે. ઘર ઝાડીઝુડીને સાફસુફ કર્યું છે. પુરૂષો પોતાના લ્હેણા પૈસા લેવાની ધામધુમમાં પડયા છે કારણકે નવું વર્ષ બેસતાં ઉઘરાણી બાકી રહેવી ન જોઇયે સ્ત્રીઓ પોતપોતાના ઘરને આંગણે અજવાળામાં બેસી નવાં કપડાં બનાવે છે ને જુનાં સાંધે છે, કારણકે નવા વર્ષને દીવસે બધાએ સારાં કપડાં પ્હેરવાં જોઇયે.

બારમા મહીનાની ૨૮ મી, ૨૯ મી તારીખ થતાં ઘોંઘાટ અને લોકોની આવજાવ વધી પડયાં છે, લોકો ધક્કાધુક્કી કરતા જણાય છે અને દુકાનોમાંથી નવી ચીજો લાવી તેનો એક સારો જથ્થો નવા વર્ષને માટે ઘરમાં ભરી રાખે છે. કોઈ દીવસે ન જોયું હોય એટલું રાંધવાનું, અને ચોખાના "કેક્સ" મીઠાઈ વીગેરે બનાવવાનું ચાલી રહ્યું છે કારણ કે ૨૯ મી એ બધે મોટું જમણ થવાનું છે.

આખરે તે મોટો દીવસ આવી લાગ્યો છે. હોક–આએ અને તેની ન્હાની બ્હેન સોનેરી–ટાંચણીએ પોતપોતાનાં નવાં કપડાં પ્હેર્યાં છે. હોક–આએ બ્લુકોટ પર પીળી રેસમી જાકીટ, લીલાં મોજાં અને લીલી ટોપી પ્હેર્યાં છે. અને સોનેરી–ટાંચણીએ ગુલાબી કોટ અને કાળા શીટ મુકેલો બ્લુ-લેંઘા પ્હેર્યા છે અને પોતાના કાળા ચળકતા બાલમાં રૂપેરી પીનો ને ફુલ નાખ્યાં છે.

બાર વાગતાં તો બધું તૈયાર થઇ રહ્યું છે. પુરૂષો અને છોકરાઓ લાંબા બ્લુ અને લીલા ઝભ્ભાઓ પ્હેરી, પોતાની લાંબી ચોટલીઓ ઓળી તેને છેડે લાલ દોરાના ફુમતા બાંધી જમવાના ઓરડામાં એકઠા થયા છે. તેઓ એક પછી એક પીતૃઓને પગે લાગે છે. મુર્તીઓને ને પીતૃઓના આત્માને જમવાને પ્રાર્થના કરે છે. વાટકો ભરી ભાત અને થોડું શાક ખાટલા ઊપરની અધિષ્ઠાતા દેવીમાતાને જમવા માટે સુવાના ઓરડામાં લઇ જવામાં આવે છે. જો આમ કરવામાં ચુક થાય તો "દેવી માતા" કોપે અને છોકરાંઓને ઉઠાવી જાય.

રસોડાના દેવના માનમાં રસોડું ફુલથી શણગારવામાં આવ્યું છે.

પુજાને અંતે ખોટા સોનેરી કાગળના પૈસા બાળવામાં આવે છે, એ મતલબથી કે બેલી દુનીઆમાં પીતૃઓ સારી ચીજો ખરીદી શકે અને નવા વર્ષનો ઉત્સવ ભોગવી શકે.

આ ક્રીયા ખલાસ થયા પછી આ વાર્ષીક ખાણાં ઊપર આખું કુટુંબ એકઠું થાય છે. હમેશાં પ્હેલા પુરૂષો અને પછી સ્ત્રીઓ જમે છે પણ આજે તો ટેબલપર બધા સાથે બેસી જમે છે.

ટેબલપર એક નાનો "સ્ટોવ" લાવવામાં આવે છે અને તેના ઊપર દારૂ ગરમ કરે છે અને તેમાંથી બધા જણ જરા પીયે છે. "સેલરી" ની ભાજીના દાંડા બધા આખાને આખા ખાય છે કારણ કે એનાથી આયુષ્ય વધે.

જમવાનું ખલાસ થયું એટલે દાદાજી દરેકને એકેક સીક્કો બ્હોણી તરીકે આપે છે. જેથી આખું વર્ષ તેમની પાસે પૈસા રહે.

હવે દીવાબત્તી કરવાનો વખત થયો એટલે દરેક બારણાની પાછળ સેરડીનાં દાંડા ખોસે છે અને દરેક ઓરડામાં દેવોને વાસ્તે ખોરાક મુકવામાં આવે છે, એટલેતો અવાજ ને ધોંધાટ થાય છે કે ઊંદરો બ્હાર નીકળવાની હીમ્મત કરતા નથી, જેથી એ લોકો કહે છે "ઊંદરો આજે પરણે છે ને પરણાવે છે."

હોલમાં બાર બાંધુની મસાલો સળગાવવામાં આવે છે અને એક પછી એક બ્હાર લઇ જવામાં આવે છે. બધા એકઠા થઇને આસપાસ ઉભા રહે છે ને, કઇ મસાલ પ્હેલી બુજાય છે તે આતુરતાથી જોએ છે, કારણ તે બાર મસાલો વરસના બાર મહીના ગણવામાં આવે છે અને જે મસાલ પ્હેલી બુજાય તે મહીનો વરસાદમાં જવાનો એમ માનવામાં આવે છે આ મહીનો જો પ્હેલો મહીનો નીકળે તો છોકરાઓ નીરાસ થાય છે. કારણ આ મહીનામાં નીશાળમાંથી છુટી પડે છે અને તેજ મહીનો વરસાદમાં જાય એટલે છુટથી રમી શકાય નહીં. કમનસીબે ઘણું ખરૂં જે મસાલ પ્હેલી બ્હાર લઇ જાય તેજ બુજાય છે. લોક-આઓ ઘણાં અઠવાડીયાથી પૈસા સંઘરી રાખ્યા છે કે જેનાં એ ફટાકડા વેચાતા લે છે અને તે દીવસે આનંદથી ફોડે છે. તેની જેમ સગોકોઇ તે દીવસે ફટાકડા ફોડે છે અને તેનો અવાજ સર્વત્ર સંભળાય છે.

બ્હાર એક મ્હોટી હોળી પેટાવવામાં આવે છે ને તેની આસપાસ છોકરાઓ નાચે છે અને ગાય છે. બહુ મોડે સુધી કોઈ સુવા જતું નથી કારણકે છોકરાઓ જેટલું વધારે જાગે તેટલું ડોસાઓ વધારે જીવે.

બીજે દીવસે લોકો એક બીજાને મળવા જાય છે ને જુગાર પણ પુષ્કળ રમાય છે અને મોજ મઝાહમાં આખો દીવસ ગાળે છે.

# કોઈ દુભાયેલા સ્નેહી હૃદયના ઉદ્‌ગાર.

[ ભૈરવીની ધૂનમાં ]

ભૂલ ન પ્રેમનો પંથ,                અભિમાની !
ભૂલ ન પ્રેમનો પંથ.
ફૂલ નહિં તો ફૂલની પાંખડી
લઈ ઉભું દિલ રંક.                અભિમાની.
ઉપહાસથી ભલે રાચ તું,
કુમળા હૈયાને બાળ તું,
છું સ્નેહાંજનથી અંધ.                અભિમાની.
તું વિના જંપું ન હું,
અભિમાનમાં ચકચૂર તું,
સ્નેહને માની દંભ.                અભિમાની.
સ્વીકાર કે સ્વીકાર ના,
જોવી તારી ચાહના,
અર્પ્યાં તન મન અંગ.                અભિમાની.
કદિ ફરિયાદ કરી નથી,
દુભાઇ એ; પણ દાદ શી ?
સ્નેહજ તોડે બંધ.                અભિમાની.

નૃ. ભ. વિભાકર.

# જ્ઞાતિસંસ્થાને દેશોપયોગી કેમ બનાવાય ?

(લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા. બી. એ., એલએલ. બી.)

જ્ઞાતિસંસ્થાના સંબન્ધમાં આપણા કેળવાયલા વર્ગમાં બે અભિપ્રાયો છે. એક અભિપ્રાય એવો છે કે જ્ઞાતિસંસ્થા એ હિન્દનું એક મ્હોટામાં મ્હોટું સામાજિક અનિષ્ટ છે એટલુંજ નહિ, પરન્તુ તે મ્હોટામાં મ્હોટું રાજકીય અને આર્થિક અનિષ્ટ છે; પરિણામે જ્યાં સુધી તે ઝેરી અનિ

મૂળમાંથી દૂર થયું નથી ત્યાંસુધી હિન્દના સર્વ રોગો કષ્ટસાધ્યજ નહિ, પરન્તુ અસાધ્યજ રહેવાના. આ અભિપ્રાય પ્રમાણે તો જ્ઞાતિસંસ્થાનું ઉન્મૂલન એજ દેશોદયનો માર્ગ છે, અને જ્ઞાતિસંસ્થાના કિલ્લાને તોડી જમીનદોસ્ત કરવો એજ મ્હોટું દેશસેવાનું કાર્ય છે. સંક્ષેપમાં, આ અભિપ્રાય ધરાવનાર પક્ષની નજરે જ્ઞાતિસંસ્થાને 'દેશોપયોગી' બનાવવાની વાતજ અશક્ય અને વદતોવ્યાઘાત (Self-contradiction) જેવી લાગે છે.

જ્ઞાતિસંસ્થાના સંબન્ધમાં બીજો અભિપ્રાય નીચે મુજબ છે. દેશોદય એ અર્વાચીન હિન્દનું મ્હોટામાં મ્હોટું સાધ્ય છે એ કબૂલ; દેશોદય માટે દેશના વતનીઓમાં એકતા જોઇએ એ કબૂલ; હિન્દુસ્તાન દેશમાં ધર્મ, જાતિ વગેરેને લીધે અનેક ભેદોપભેદ ન હોત તો રાષ્ટ્રીય એકતા સ્હેલી અને વ્હેલી થાત એ પણ કબૂલ: આ સર્વ કબૂલ. પરન્તુ આ કબૂલાતો જેટલે સુધી પ્રથમ પક્ષ કૂદકો મારે છે તેટલે સુધી કૂદકો મારવાની ફરજ પાડતી નથી. પ્રથમ તો જ્ઞાતિસંસ્થા જેવી જૂની સંસ્થાના કિલ્લાનું ઉન્મૂલન સ્પૃહણીય-ઇચ્છવા-જેવું છે કે કેમ એ એક મ્હોટો પ્રશ્ન છે; તેમ જ એ સંસ્થાનું ઉન્મૂલન કર્યા પછી ત્હેને સ્થાને બીજી તેથી વધારે સારી સંસ્થા કઈ મૂકી શકાશે કે કેમ એ બીજો મ્હોટો પ્રશ્ન છે. ધારો કે જ્ઞાતિસંસ્થાનું ઉન્મૂલન સ્પૃહણીય છે; અને ધારો કે ત્હેને સ્થાને બીજી વધારે સારી સંસ્થા રચી શકાય એમ છે. એ બે મુશ્કેલ બાબતોનો સ્વીકાર કરી લીધા પછી પણ એક ત્રીજો મ્હોટો સવાલ આપણી સ્હામે ઉભો રહે છે, અને તે સવાલ એ કે જ્ઞાતિ સંસ્થાનું ઉન્મૂલન શક્ય છે ખરૂં ? જીવનનો જેને થોડોઘણો પણ અનુભવ છે તેણે સહેલાઈથી સમજી શકે એમ છે કે જેટલું સ્પૃહણીય હોય છે તે બધું કાંઇ શક્ય હોતું નથી. જ્ઞાતિસંસ્થાનું ઉન્મૂલન કદાપિ સ્પૃહણીય હોય તેટલા માટે તે શક્ય છે એમ માની લેવું ઉચિત નથી. જ્ઞાતિસંસ્થા એ અતિશય જૂની સંસ્થા છે, અને ત્હેના ઇતિહાસ તરફ આપણે નજર કરીશું તો જ્ઞાતિસંસ્થાના ઉન્મૂલનની શક્યાશક્યતાના પ્રશ્ન ઉપર કેટલોક ઉપયોગી પ્રકાશ પડશે. જ્ઞાતિસંસ્થાના કિલ્લા ઉપર બુદ્ધદેવના સમયથી માંડી આજ સુધી અનેક પ્રબલ હુમલા થયા છે, અને છતાં તે કિલ્લો હજી સુધી તો કાયમ છે. બેશક, સમયને અનુસરીને ત્હેમાં જરૂરજોગ સુધારા-વધારા થયા છે, પરન્તુ ત્હેનું ઉન્મૂલન તો હજી સુધી થઇ શક્યું નથી. હાલમાં પણ પ્રથમ પક્ષના હિન્દુ સંસારસુધારકો તરફથી જોદા પ્રહારો

થતા નથી. છતાં એ કિલ્લો હજુ સુધી તો તે પ્રબલ તોપમારા સ્હામે ટક્કર ઝીલ્યાં કરે છે. અલબત, જ્ઞાતિસંસ્થાનું ભવિષ્ય શું છે તે કહેવા કોઇ સમર્થ નથી; અત્યારે તો માત્ર એટલું દૃષ્ટિગોચર થાય છે કે કાલબલથી એ સંસ્થા શિથિલ થઇ છે, અને દિવસે દિવસે વધારે ને વધારે શિથિલ થતી જાય છે. એ શિથિલતા તે મરણોન્મુખતાની સૂચક છે કે એ શિથિલતા તે અર્વાચીન જીવનનાં આવશ્યક તત્ત્વોના સંગ્રહણની પ્રાથમિક દશાજ છે ત્હેનો નિર્ણય અત્યારે કરવો મુશ્કેલ છે. આવી સંદિગ્ધ દશામાં ડહાપણ અને સ્હેલો માર્ગ એ છે કે વિદ્યમાન સંસ્થાનું ઉન્મૂલન કરવાને સ્થાને તે સંસ્થાની શક્તિઓનો નવા જમાનાની જરૂરિયાતો પૂરી પાડવા માટે ઉપયોગ કરવો. સામાજિક સંસ્થા એ કાંઇ કૃત્રિમ પદાર્થ નથી કે જેથી તે આપણે ધારીએ તેમ બનાવી શકાય અને ધારીએ તેમ ભાગી શકાય. સમાજ એ અનેક શક્તિઓના વ્યાપારોનું સંકુલ ( Complex ) ફલ છે. હાલનું પાશ્ચાત્ય સમાજશાસ્ત્ર એજ સિદ્ધાન્તનો બોધ કરે છે. તો પછી લગભગ અશક્યને શક્ય બનાવવાનો વૃથા પ્રયાસ કરવામાં શક્તિવ્યય કરવાને સ્થાને વધારે સહિસલામત અને સ્હેલી વસ્તુ તરફ આપણી શક્તિઓને એકાગ્ર કેમ ન કરવી ? અર્વાચીન જીવનની જે જરૂરિયાતો છે તે જરૂરિયાતો જ્ઞાતિસંસ્થા પૂરી પાડે તે મા૦ જ્ઞાતિસંસ્થાને લાયક કરવાનો પ્રયાસ કેમ ન કરવો ? જે જ્ઞાતિસંસ્થાએ અનેક તડકા છાંયડા દીઠા છે, જે જ્ઞાતિસંસ્થાએ પરધર્મીઓના તથા સ્વધર્મીઓના અનેક સખ્ત પ્રહારો દૃઢતાથી સહ્યા છે, અને જે જ્ઞાતિસંસ્થાએ કાલબલને અનુકૂલ ફેરફારો કરીને પોતાનું અસ્તિત્વ જાળવી રાખ્યું છે તે જ્ઞાતિસંસ્થાને અર્વાચીન જીવનનાં આવશ્યક તત્ત્વોનું પોતાનામાં સંગ્રહણ કરવાને નાલાયક ગણી કહાડવી એ તે સંસ્થાને મ્હોટો અન્યાય કરવા સમાન છે. વધારે નહિ તો કમીમાં કમી ત્હેને અજમાયશનો તો લાભ આપો, અને જે શક્તિનો વ્યય ત્હેનું ઉન્મૂલન કરવામાં કરો છો ત્હેને જ્ઞાતિસંસ્થાને સુધારવામાં વાપરી તો જુઓ ! આવું બીજા પક્ષનું કહેવું છે. સંક્ષેપમાં, બીજા પક્ષના અભિપ્રાય પ્રમાણે 'જ્ઞાતિસંસ્થા' અને 'દેશોદય' એ બે કાંઇ સ્વભાવથીજ પરસ્પરવિરોધી બાબતો નથી, એટલુંજ નહિ પરન્તુ ઘટતા ફેરફારો કરવામાં આવે તો જ્ઞાતિસંસ્થાને દેશોદયનું સાધન બનાવી શકાય એમ છે.

આ બીજા પક્ષનો ઉદય પ્હેલાના પ્રમાણમાં મોડો થયેલો હોવાથી ત્હેનો અભિપ્રાય જોઇએ તેટલી સ્પષ્ટતાથી હજુ રજુ થયો નથી. તે ઉપ-

રીત. પ્રથમ પક્ષનું કાર્ય ઉન્મૂલનનું હોવાથી આમ વિચારમાં સહેલુંસટ અને સાદું છે, જ્યારે દ્વિતીય પક્ષનું કાર્ય ઉદ્ધારનું હોવાથી સંકુલ અને વિગતનું છે. બીજો પક્ષ ધીમે ધીમે પોતાની ફિલસુફી અને પોતાનો કાર્યક્રમ ઘડતો આવે છે, જેનું તારણ જુદી જુદી નાતોની અને જુદી જુદી કોમોની નવા પ્રકારની આત્મોદ્ધારક પ્રવૃત્તિઓમાંથી કેટલેક અંશે થઇ શકે એમ છે. એ ફિલસુફી અને એ કાર્યક્રમ સામાન્ય રૂપમાં નીચે પ્રમાણે રજુ કરી શકાય :

(૧) પ્રથમ તો એ બાબત સર્વ કોમોએ ધ્યાનમાં રાખવાની છે કે તેઓ પોતે હિન્દુસ્તાન દેશનાં અંગો છે, અને પરિણામે હિન્દુસ્તાન દેશના ઉદયમાંજ તેમનો પોતાનો ઉદય છે. દેશોદય એ અર્વાચીન કાળની મ્હોટામાં મ્હોટી જરૂરિયાત છે, એટલે દરેક વ્યક્તિની તેમજ દરેક કોમની પ્રવૃત્તિઓનું અન્તિમ સાધ્ય તેજ થવું જોઈએ. જે વ્યક્તિની અથવા જે કોમની પ્રવૃત્તિઓમાં દેશોદયની સામગ્રી વિશેષ તે વ્યક્તિના અને તે કોમના જીવનની સફલતા અને પ્રતિષ્ઠા વિશેષ. વળી દેશોદય માટે દેશના વતનીઓની એકના જરૂરની છે. તો નાતનાતનાં પરસ્પરનાં વેર તથા સ્પર્ધા દૂર કરી સર્વે એક શરીરનાં અંગ છિએ અને પરસ્પરાશ્રયમાંજ આપણો સર્વનો ઉદ્ધાર છે એમ બરાબર સમજવું. સર્વ કરતાં આવી ઐક્યવર્ધક ભાવનાઓનો પ્રચાર અત્યારે વધારે આવશ્યક છે.

(૨) ચાલુ રીતરીવાજોમાં જેટલી બાબતો દેશોદયમાં અન્તરાયરૂપ હોય તેટલી ધીમે ધીમે દૂર કરવા યત્નો કરવા; જેમકે પરદેશગમન, ભોજ્યાભોજ્ય અને સ્પર્શાસ્પર્શનાં અતિશય સખ્ત બન્ધન, બાલલગ્ન, શક્તિ ઉપરાંતનાં જ્ઞાતિભોજનો તથા અન્ય સામાજિક ખર્ચો વગેરે.

(૩) ચાલુ જમાનામાં સુધરેલી કોમોની જે આવશ્યક સામગ્રી ગણાતી હોય અને જે દેશોદય માટે જરૂરની હોય તેમનો સ્વીકાર અને સત્કાર કરવો; જેમકે કેળવણીના સર્વ ઉપયોગી પ્રકાર, પદ્ધતિસર જ્ઞાતિહિતવર્ધક પરિષદો અને સંસ્થાઓ, જ્ઞાતિપત્રો વગેરે.

આ આછી રૂપરેખા અનુસાર જુદી જુદી કોમોમાં યથાશક્તિ પ્રવૃત્તિઓ આરંભાઇ છે, અને તેમની સંખ્યા વધતી જાય છે. જેને સ્વયંભૂ સુધારો ( *Reform from within* ) કહીએ છીએ તે આ જ. આવી

જ્ઞાતિપ્રવૃત્તિઓ હિતકર નીવડે અને હેમનો યોગ્ય દિશાઓમાં વિકાસ થાય તે માટે આવશ્યક છે કે પ્રતિષ્ઠિત અને કેળવાયલા પુરુષોના હાથમાં જ્ઞાતિનું સુકાન જોઇએ, નહિ કે બીનકેળવાયલા અને ટુંકી દૃષ્ટિના રૂઢિદાસોના હાથમાં. પોતાનું યોગ્ય સામાજિક સ્થાન મેળવવા કેળવાયલાં સ્ત્રીપુરુષોએ પ્રયત્ન કરવો જોઇએ. જો એમ થશે તો જ્ઞાતિસંસ્થા દેશોપયોગી બનશે એમાં સંશય નથી.

---

# નવા વર્ષની પ્રાર્થના.

(ગરબી ચાર તાલની.)

જગત વંદ્યને વંદીએ, દિવાળી આજે, હાંહાંરે દિવાળી આજે,
અખીલ જગતનો નાથ તું, કરૂણાળુ થાજે, હાંહાંરે કરૂણાળુ થાજે.
નવિન વર્ષ આ બેસતું, વિભૂ વિઘ્નો ટાળો, હાંહાંરે વિભૂ વિઘ્નો ટાળો;
દિનદયાળ દયા કરી, અમને ઉગારો, હાંહાંરે અમને ઉગારો.
પાપ તાપ પરિતાપ સૌ, આ ભવના ટાળો, હાંહાંરે આ ભવના ટાળો;
નિર્મળ વૃત્તિ આપીને, તમ પદમાં વાળો, હાંહાંરે તમ પદમાં વાળો.
આસુરી વૃત્તિ તોડીને, સત અંતર રેડો, હાંહાંરે સત અંતર રેડો;
વિદ્યા વિનય હુન્નરકળા, મનવૃત્તિ મે'લો, હાંહાંરે મનવૃત્તિ મે'લો.
નરનારીમાં જ્ઞાનની, પ્રભુ રશ્મી આપો, હાંહાંરે પ્રભુ રશ્મી આપો;
પ્રભુપ્રેમ અંતર વહે, અંધારૂં કાપો, હાંહાંરે અંધારૂં કાપો.
સંપ શિયળ સહુ સાચવે એ બુદ્ધિ આપો, હાંહાંરે એ બુદ્ધિ આપો;
પાપપ્રલયથી તારીને શાન્તીજળ આપો, હાંહાંરે શાન્તીજળ આપો.
અબળાને સબળા કરી, શક્તિ તમ દેજો, હાંહાંરે શક્તિ તમ દેજો;
દેવીસમ પૂજ્ય શ્રી એવી સિદ્ધિ દેજો, હાંહાંરે એવી સિદ્ધિ દેજો.
હૃદય ઘરમાં હે વિભૂ જ્ઞાનોદય થાજો, હાંહાંરે જ્ઞાનોદય થાજો;
તિમીર ટાળી અબળા તણા, તમ કિરણ પ્રસારો, હાંહાંરે તમ કિરણ પ્રસારો.
તમ જ્યોતિ અંતર વિષે દેવા પ્રગટાવો, હાંહાંરે દેવા પ્રગટાવો;

રાંત, પ્રથમ પક્ષનું કાર્ય ઉન્મૂલનનું હોવાથી આમ વિચારમાં સહેલુંસટ અને સાદું છે, જ્યારે દ્વિતીય પક્ષનું કાર્ય ઉદ્ધારનું હોવાથી સંકુલ અને વિગતનું છે. બીજો પક્ષ ધીમે ધીમે પોતાની ફિલ્સુફી અને પોતાનો કાર્યક્રમ ઘડતો આવે છે, જેનું તારણ જુદી જુદી નાતોની અને જુદી જુદી કોમોની નવા પ્રકારની આત્મોદ્ધારક પ્રવૃત્તિઓમાંથી કેટલેક અંશે થઇ શકે એમ છે. એ ફિલ્સુફી અને એ કાર્યક્રમ સામાન્ય રૂપમાં નીચે પ્રમાણે રજુ કરી શકાય :

(૧) પ્રથમ તો એ બાબત સર્વ કોમોએ ધ્યાનમાં રાખવાની છે કે તેઓ પોતે હિન્દુસ્તાન દેશનાં અંગો છે, અને પરિણામે હિન્દુસ્તાન દેશના ઉદયમાંજ ત્હેમનો પોતાનો ઉદય છે. દેશોદય એ અર્વાચીન કાળની મ્હોટામાં મ્હોટી જરૂરિયાત છે, એટલે દરેક વ્યક્તિની તેમજ દરેક કોમની પ્રવૃત્તિઓનું અન્તિમ સાધ્ય તેજ થવું જોઈએ. જે વ્યક્તિની અથવા જે કોમની પ્રવૃત્તિઓમાં દેશોદયની સામગ્રી વિશેષ તે વ્યક્તિના અને તે કોમના જીવનની સફલતા અને પ્રતિષ્ઠા વિશેષ. વળી દેશોદય માટે દેશના વતનીઓની એકતા જરૂરની છે. તો નાતનાતનાં પરસ્પરનાં વેર તથા સ્પર્ધા દૂર કરી સર્વે એક શરીરનાં અંગ છિએ અને પરસ્પરાશ્રયમાંજ આપણો સર્વનો ઉદ્ધાર છે એમ બરાબર સમજવું. સર્વ કરતાં આવી ઐકયવર્ધક ભાવનાઓનો પ્રચાર અત્યારે વધારે આવસ્યક છે.

(૨) ચાલુ રીતરીવાજોમાં જેટલી બાબતો દેશોદયમાં અન્તરાયરૂપ હોય તેટલી ધીમે ધીમે દૂર કરવા યત્નો કરવા; જેમકે પરદેશગમન, ભોજ્યાભોજ્ય અને સ્પર્શાસ્પર્શનાં અતિશય સખ્ત બન્ધન, બાલલગ્ન, શક્તિ ઉપરાંતનાં જ્ઞાતિભોજનો તથા અન્ય સામાજિક ખર્ચો વગેરે.

(૩) ચાલુ જમાનામાં સુધરેલી કોમોની જે આવસ્યક સામગ્રી ગણાતી હોય અને જે દેશોદય માટે જરૂરની હોય ત્હેમનો સ્વીકાર અને સત્કાર કરવો; જેમકે કેળવણીના સર્વ ઉપયોગી પ્રકાર, પદ્ધતિસર જ્ઞાતિહિતવર્ધક પરિષદો અને સંસ્થાઓ, જ્ઞાતિપત્રો વગેરે.

આ આછી રૂપરેખા અનુસાર જુદી જુદી કોમોમાં યથાશક્તિ પ્રવૃ- ι આરંભાઇ છે, અને ત્હેમની સંખ્યા વધતી જાય છે. જેને સ્વયંભૂ ,રો ( Reform from within ) કહીએ છીએ તે આ જ. આવી

તેમને લખવાનો શોખ બાલ્યાવસ્થામાંથી જ લાગેલો હતો. અને ગાદી ઉપર આવ્યા પછી પોતાની આસપાસ તેમણે સાહિત્યરસિક મંડળ એકઠું કર્યું હતું. સ્વ મણિલાલ તેમની સાથે જ રહેતા. તેમ રા. કાન્ત તેમના નિકટ મિત્ર હતા. સ્વ. જટિલને તેમણે પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે રાખેલ હતા. કવિ ત્રિભુવન પ્રેમશંકરને લાંબી મુદત લાઠીમાં જ રાખ્યા હતા. એ સિવાય સ્વ. ગોવર્ધનરામ અને સ્વ. મનસુખરામનો પણ તેમણે પરિચય કર્યો હતો.

તેમના લેખો સંખ્યામાં ઘણા નથી. તેમ લેખોમાં વિવિધતા પણ નથી, તદ્દન પ્હેલો પ્રયાસ કાશ્મીરનો પ્રવાસ એ છે. અને છેવટનો લેખ માલા અને મુદ્રિકા અને અપૂર્ણ હમીર કાવ્ય છે. એક કવિની નવલકથા લખનાર જેવી સેવા ન હોય તો પણ કલાપીની કવિ તરીકેની સેવા અમુક રીતે ખાસ નોંધવા જેવી છે. તેમનો કાવ્યપ્રવાહ અસ્ખલિત વહે છે, જો કે તે સર્વાનુભવરસિક અથવા પરલક્ષ્મી કાવ્યો નથી ઉપજાવતો. બીજું તેમાં એટલી બધી ભાવમયતા અને કોમળતા છે કે આજસુધી લખાયેલી બધી કવિતાઓમાં તેમની કવિતા નિઃશંક શ્રેષ્ઠ છે. નર્મદાશંકરની લલિતતા, દલપતરામનું માત્ર સભારંજની તત્વ અને નવલરામની પ્રૌઢતા નહિં હોવા છતાં નર્મદાશંકર જેવી જ લલિત, દલપતરામ જેવીજ સરસ અને નવલરામ જેટલી જ મીઠી કવિતા કલાપીની છે. ભણેલા, અભણ, રસિક અને વ્યાવહારિક, કલ્પના શોધનારા કે વસ્તુ શોધનારા, ગયા જમાનાના કે આ જમાનાના, બાલ, પ્રૌઢ અને યુવાન સર્વ કલાપીની કવિતા વાંચે છે અને વખાણે છે. કલાપીની કવિતામાં 'નિવેદન' છે અને તે ભાવગ્રાહી વાણીમાં લખાયેલ છે. ગુજરાતી સાહિત્ય જ્યાં સુધી રહેશે ત્યાંસુધી તેમાં કલાપીની કવિતા ઉચ્ચસ્થાન ભોગવશે જ.

કલાપીના છપાયેલા લેખો નીચે પ્રમાણે છે. કલાપીનો કેકારવ નામે તેમની કવિતાનો મ્હોટો ભાગ–પ્રકાશક મણિશંકર રત્નજી ભટ. માલા અને મુદ્રિકા, એક અનુવાદ–પ્રકાશક મણિશંકર રત્નજી ભટ. હમીરકાવ્ય, એક અપૂર્ણ કાવ્ય–પ્રકાશક મણિશંકર રત્નજી ભટ. કાશ્મીરનો પ્રવાસ, કલાપીના સંવાદો અને સ્વીડનબોર્ગ સંબંધી ધર્મવિચાર એટલાં એક પુસ્તકાકારમાં—પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક મંડળ, અને કાશ્મીરનો પ્રવાસ—પ્રકાશક રા. સંચિત. કલાપીનાં પુસ્તકો અને કવિતાઓ લોકોમાં એટલાં બધાં વંચાય છે કે

તેમના વિદેહ થયા પછી ચાર વર્ષ પછીથી આ બધાં પુસ્તકો છપાવવાં શરૂ થયાં, છતાં આ બધાંની આવૃત્તીઓ નવીન થયા કરે છે. તેમનાં અપ્રસિદ્ધ લખાણુ હવે છપાવાં બહુ બાકી નથી. તેમનો પત્ર વ્યવહાર બહુ મ્હોટો હતો અને કેટલેક સ્થળે તે સંગ્રહી રખાયેલ છે. તેમાં લખાયેલી હકીકતો રજુ કરવાનો સમય આવતાં તે પત્રો પણ પ્રકાશમાં મૂકવામાં આવવાના છે. સ્વ. કલાપીનું જીવન તેમનાં કાવ્યો ઉપરથી ઘણું સ્પુટ થાય છે, ઉપરાંત કલાપી સંબંધે રા. મણિશંકરે બે ત્રણ વખત વ્યાખ્યાન આપેલ છે તેમાંથી અને રા. સંચિતે કાસ્મીરના પ્રવાસની શરૂઆતમાં થોડો વિભાગ આપેલ છે, તેમાંથી તથા રા. સંચિતેજ ત્રીજી સાહિત્ય પરિષદમાં કલાપીનું સાક્ષર જીવન એ નામનો લેખ વાંચ્યો હતો તેમાંથી પણ ઘણી હકીકત મળી શકે છે.

એમનું લગ્ન એકંદર ત્રણ વખત થયેલ હતું. કોટડાવાળાં, રૂવાવાળાં અને શોભના એમ અનુક્રમે તેમની ત્રણ રાણીઓ થયેલી. કોટડાવાળાંના પુત્ર કુમારશ્રી જોરાવરસિંહજી તેમના પિતાની જ પ્રતિકૃતિ છે અને એમના જેવા જ સરલ અને ઉચ્ચાશયી છે. તેમનો પ્રયાસ પોતાના પિતાની સાહિત્ય સેવા વધારે લોકોપયોગી થાય તેવો ઉચ્ચ જણવામાં આવેલ છે. રૂવાવાળાંના પુત્ર ઠાકોર સાહેબ પ્રતાપસિંહજી હાલ લાઠીની ગાદી ઉપર છે. તેઓ પણ તેમના પિતાના સ્વભાવનાં ઘણાં ઉચ્ચ તત્વો ધરાવે છે. શોભનાને સંતતિ નથી. પણ સાહિત્ય વાંચનારને સ્વ. કલાપીના પરિચય સાથે જ શોભનાનો પણ પરિચય થાય છે. શોભના સાથેના લગ્નનો પ્રસંગ તેમના જીવનમાં ઘણો મહત્વનો છે. પરંતુ તેઓ પોતે લખે છે તેમ તે લગ્નમાં 'પ્રભુને ગમ્યું તે ખરૂં, પરમાત્માની દયા હોજો ' એમ આપણે ઇચ્છી આ ટુંકી નોંધમાં એ વાદગ્રસ્ત વિષયની ચર્ચા નહિ કરીએ.

કલાપી એક રાજા હોવા છતાં એમની પ્રકૃતિ વિલક્ષણ હતી. એ વર્ગમાં મનની નિર્બળતા, ક્ષુલ્લક આનંદમાં મ્હાલવાનો રસ અને નિર્બળ ઉપર જુલ્મ કરવાની વૃત્તિ ઘણેખરે જોવામાં આવે છે. રાજકુમાર કોલેજમાં ભણેલા કે ન ભણેલા બધા રાજકુમારોમાં કુમારાવસ્થામાં અને ગાદી ઉપર આવ્યા પછીથી પણ ઉપલા અવગુણો ઉત્કટ કે આછા રૂપમાં જણાયા છે. કલાપીમાં આવા અવગુણનો ગંધ ન્હોતો. તેમની વૃત્તિ ઘણીજ દ્રઢ હતી. પ્રજાવર્ગ આજ પણ માન સાથે તેમની સાથેનું વર્તન યાદ લાવી અશ્રુપૂર્ણ નયને વર્ણવતા દેખાય છે. કોઈ ઉપર ઉંચી નજર સુદ્ધાં કર્યાનું જાણવામાં નથી. બાળકથી માંડી વૃદ્ધ સુધી સર્વનો ઘટતો સત્કાર જ કરતા.

તેમની વૃત્તિ અતિશય સન્તુષ્ટ હતી. દુઃખીનું દુઃખ જોઇ તેમનું હૃદય દ્રવતું. પરમાર્થ કરવામાં, દાનપુણ્ય કરવામાં, પોતાની તીજોરીની સ્થિતિની કોઈ દિવસ તેમણે પરવા કરેલી નથી. છતાં પોતાના ઉપયોગમાં ઘણોજ ઓછા ધનનો વ્યય થતો, બહુજ ઓછી હાજતો હતી અને તે પણ ઘણીજ સાદી. શરૂઆતમાં શરાબ પીતા પણ પછીથી તે મૂકી દીધેલ, બીડીનું વ્યસન હતું. માંસાહાર ન કરતા. તેમનો જઠર એટલો બધો પ્રદીપ્ત હતો કે સ્હવારે સાત વાગે પાંચ શેર દુધ પીવા છતાં અગીયાર વાગતાં કકડીને ભૂખ લાગતી. ધનનો સ્પર્શ પણ કરતા નહિ. માત્ર ખીસ્સામાં પોતાના ટેબલની ચાવી રાખતા, અને તે ટેબલમાં તાજા લખી રાખેલ કાગળો જ હોય. આવી સાદી અને નિરભિમાની વૃત્તિ સામાન્ય મનુષ્યોમાં પણ જોવામાં નથી આવતી તો એક રાજવીમાં હોય તે ખરેખર વન્દવા યોગ્ય જ છે.

તેમની કવિતામાં આટલી બધી વેદના હોવા છતાં મોઢાથી કદી એક શબ્દ કે નિરાશાનો નિશ્વાસ સાંભળ્યો નથી. કહેવાય છે કે તેમની આંખમાંથી મણિલાલ સ્વર્ગવાસી થયા તે સમાચાર સાંભળ્યા ત્યારે માત્ર અશ્રુબિંદુ પડયું હતું. કવિ ત્રીભુવન કલાપીની પ્રકૃતિ નીચેની બે લીટીમાં અતિશય સુંદર રીતે મૂકે છે.

સાધુ દિલનો સાફ શીળો સુધન્વા સમો,
તાતા તેજે આપ સુરો ન્હાતો રાતદિન.

આ કલાપીની અંતઃસ્થિતિનું તાદૃશ ચિત્ર છે.

સ્વ. કલાપીની આપણા સાહિત્ય ઉપર હમેશને માટે અસર રહેશે. હાલના નવા લેખકોમાંના ઘણા લેખકોના લેખો ઉપર એમની છાપ સ્પષ્ટ દેખાય છે. લલિત, ખબરદાર, સાગર એ ત્રણમાં એ છાપ સૌથી વધારે સ્પષ્ટ છે. ઉત્તમ વસ્તુની પ્રતિભા એવી જ હોય અને લાંબાકાળ સુધી રહેવાની જ. પરમાત્મા એમના જેવું બળ આજના અને ભવિષ્યના લેખકોમાં મૂકો એમ પ્રાર્થના છે.

સ્વ. કલાપીએ પોતાના જીવનનો બહુ સારો view ( દૃષ્ટિ ) લીધેલ તેમણે લખ્યું છે.

મ્હારો હિસાબ વિધિ પાસ કરો ન લાંબો
જીવ્યો મરીશ જયમ તારક ત્યાં ખરે છે.

એમના જીવનની એટલી બધી અલ્પતા એમને લાગી હશે તે નવાઈની વાત છે. ગુજરાતને તો એમનું જીવન ટુંકું હોવા છતાં મહત્વનું, સારવાળું અને અનુકરણીય જણાયું છે.

બંગલો લીધો. બંગલામાં બધું અપ-ટુ-ડેટ ફરનીચર મૂકવામાં આવ્યું હતું અને વિજળી દેવીને આશ્રય આપ્યો હતો.

પ્રભા પોતાના કાકાને એક પિતા તુલ્ય માનતી હતી. હેના મનમાં તેના કાકા માટે કાંઇ પણ શક હતો નહિ. મનુભાઇ પ્રભાને ચાહતા હતા કે નહિ તે એક સવાલ છે. જો કે પ્રભાને લાડકડાવવામાં કાંઇ કચાસ રાખતો હતો નહિ. પરંતુ લોકો એમ સમજતાં હતાં કે મનુભાઇ પ્રભાને બહુ લાડ લડાવીને બહુ ખરચ કરે અને તે ખરચ ત્રેવડો ચોવડો કરીને પ્રભાની મિલ્કત પચાવી પાડશે.

કદાચ મનુભાઇની તેવી ઇચ્છા હોય તોપણ બાપડી પ્રભાને તે બાબત કાંઇ પણ શક હતો નહિ. હેનું કારણ એ છે કે પ્રભા નાનપણથીજ મનુભાઇને ત્યાં ઉછરી હોવાથી અને મનુભાઇને હમેશાં એક પિતા તરીકે માનતી હોવાથી તે કશું તે માનતી હતી નહિ.

ઘણીવાર લોકોએ પણ પ્રભાને તે બાબત ચેતાવી હતી પણ હેને તો મનુભાઇને માટે એક ઘણોજ ઉમદા મત હતો; અને તેથી મનુભાઇની સામેના આરોપોની બિલકુલ દરકાર કરતી હતી નહિ.

મનુભાઇ લગભગ ચાર વખત પરણ્યા હતા પણ કોઇ પણ સ્ત્રી તેને જીવી હતી નહિ અને કાંઇ પણ છોકરૂં હતું નહિ. તેથી તેઓ પ્રભાને વારંવાર કહેતા હતા કે તુંજ મ્હારી દીકરી છે. આ બધું છે તે ત્હારૂંજ છે. આ વાકય પ્રભાને પોતાના કાકા મનુભાઇ માટે સારો અભિપ્રાય બાંધવાનું બીજું કારણ હતું.

પ્રભાનું વેવીશાળ જ્યારે પ્રભાના બાપ મરી ગયા તે વખતે તેમની ન્યાતમાં એક ઉંચા કુળના મેટ્રીકમાં ભણતા એક યુવાન નામે રમણીકલાલ સાથે કરવામાં આવ્યું હતું.

રમણીકલાલ આખી ન્યાતમાં એક સારો, હુશીયાર અને ઠરેલ છોકરો કહેવાતો હતો. પ્રભા રમણીકલાલને હેના વેવીશાળ પહેલાંજ ચાહતી હતી, અને રમણીકલાલની સાથે વિવાહ થાય એ માટે તે હેની કુળદેવીને પૂજતી હતી. ઇશ્વરકૃપાએ તેની ઇચ્છા ફળીભૂત થઇ અને પ્રભા અને રમણીકલાલ એક બરાબર પ્રેમી બન્યાં.

જ્યારે આપણી વાર્તા શરૂ થાય છે ત્યારે રમણીકલાલે બી. એ. પસાર કરી હતી. અને એક મોટી ઓફીસમાં નોકરી કરતો હતો અને એલ. એલ. બીની ટર્મ ભરતો હતો.

જ્યારે પ્રભા એક ભર જુવાન બાળા થઇ હતી. બન્નેજણાં વિવાહીત થયાં હતાં. પણ મનુભાઇ તેઓને પરણાવવાં કે નહિ તે બાબત બિલકુલ વાત કરતાજ નહતા.

રમણીકલાલની પણ હવે ધીરજ રહી હતી નહિ. પોતે હવે કમાતો થયો હોવાથી પોતાને એક પત્નીની જરૂર છે એમ તેને લાગ્યું, અને ઘણી વખતે મનુભાઇને તે બાબત આડકતરી રીતે કહ્યું હતું. પણ તેની ઉપર મનુભાઇએ બીલકુલ ધ્યાન આપ્યું હતું નહિ.

જે વખતે આપણી વાર્તા શરૂ થાય છે તે વખતે મનુભાઇને શેરોમાં ઘણીજ ખોટ ગઇ હતી. અને સઘળી આવક બંધ થઇ હતી, તે વખતે ઘરનો ખરચ ચલાવવો તે એક મહાભારત કામ મનુભાઇને હતું.

પોતે આજ સુધી દોર અને દમામમાં રહેલા હોવાથી તેઓને કરકસર કરવી તે તો ત્હેના ફરજ્જાની નિચે હતું. ત્યારે કરવું શું ? અન્તે મનુભાઇની નજર પ્રભાના પૈસા ઉપર ગઇ પણ તે કેવી રીતે હજમ કરવા તે તેને વિચાર સુજ્યો નહિ. અન્તે તેઓએ એવો વિચાર કીધો કે પ્રભાનાં લગ્ન લંબાવવાં અને જો કદાચ બને તો કોઇ બીજા સાથે પ્રભાને પરણાવી દેવી. આવો વિચાર કરી મનુભાઈ છુટથી પૈસા વાપરવા લાગ્યા.

લોકોએ જ્યારે જોયું કે મનુભાઇનો ધધો બંધ થયો હતો ત્યારે તો તે પ્રભાના પઇસાજ વાપરતો હોવો જોઇએ, નહિતો તે પૈસા લાવે કયાંથી? આ ઉપરથી રમણીકલાલને પણ કાંઇ શક ગયો અને તેણે પ્રભાને તે બાબત એક કાગળ લખ્યો.

'પ્રભા આજે. રાતના લગભગ. અગીયાર વાગે પોતાના ઓરડામાં એકાન્ત બેસી રમણીકલાલનો' તેજ કાગળ વાંચી આપણે ઉપર વાંચી ગયેલા શબ્દો બોલતી હતી.

ખરેખર રમણીકલાલ તમોને કોઇએ ભમાવ્યા હશે નહિ તો તમો આવો કાગળ ન લખો. આજદીન સુધી નહિ ને આજે તમોને મનુ કાકા માટે શક. તે હું માનું કેમ ? કદાચ તેમોને પૈસા બાબતમાં ખોટ ગઈ હોય તો

મને કહ્યા વગર રહે નહિ." પ્રભાએ પોતાના ઉદ્‌ગાર કાઢ્યા. અને વિચાર કરવા લાગી. વળી તે બોલી. "નહિ, નહિ, આમાં કાંઈ ભેદ હોવો જોઇએ. પણ ચાલ વ્હાલા ઉપર કાગળ તો લખુ." આટલું બોલી પ્રભા રમણીકલાલ ઉપર કાગળ લખવા બેઠી.

સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ.

તા. ૨૬-૭-૧૯૦

વ્હાલા રમણીક,

આપનો પ્રેમી પત્ર વાંચી આનંદ થયો છતાં જરા મન સંકોચાયું છે. તેનું કારણ આપે મ્હારા કાકા પ્રતિ જે આક્ષેપ મૂકેલો છે તે માટે. ખેર, પણ વ્હાલા જરા મને જણાવશો કે તે વાત તમો શા ઉપરથી ખરી માનો છો? કદાચ મ્હારા કાકા સાથના લાંબા સહવાસથી અને તેમના તરફના મ્હારા પિતા તરફના પ્રેમથી મ્હારી આંખો અંજાઇ ગઇ હોય અને તેથી તે હું માની શકતી નહોય તોપણ જરા તે બાબત માનવી કે નહિ તેનાં કારણો જણાવશો તો દાસી ઉપર ઉપકાર કરશો.

વ્હાલા! બીજું શું લખું. મળવાની ઇચ્છા થાય છે પણ તે તો ન્યાતની વિરૂદ્ધ છે માટે જેમ તેમ મનને કાબુમાં રાખી તમારા નામને રટું છું એજ.

લી. આપના પ્રત્યુત્તરની રાહ જોતી,

આપની સદાની દાસી-પ્રભા.

વાંચનાર! મ્હારે તને કહેવું જોઇએ કે પ્રભાને રમણીકલાલનો પત્ર વહેવાર ખાનગીજ હતો. મનુભાઈ તે જાણતો હતો નહિ.

\+ + + + +

આ વાતને થોડાક મહીના પસાર થયા. પ્રભાનું મન પોતાના કાકા સામે જરા ઉચક રહેવા માંડ્યું. મનુભાઇ પણ પ્રભા પ્રત્યે બેદરકારી દેખાડવા લાગ્યા.

ઘણીએક વખત પ્રભાએ પોતાનાં લગ્ન બાબત મનુભાઇને કહ્યું હતું પણ તે તો તુચ્છકારી કાઢતો હતો. પણ પ્રભા મનુભાઇને હમેશાં એક પિતા તુલ્ય ગણતી હતી અને ધીરજ રાખતી હતી કે મનુભાઇ તેનું સારૂં કરશે.

પણ એક દહાડો એક નવીન બનાવ બન્યો અને તે ઉપરથી પ્રભાની ખાત્રી થઇ કે મનુભાઇ તો મનુષ્ય રૂપમાં એક સેતાન હતો.

બપોરનો ટાઇમ હતો. મનુભાઇ જમીને કોચ ઉપર પડયા હતા. ધંધા ઉપર તો જવાનું હતું નહિ કારણ કે શેર બજાર કોઇ ચોકસ કારણથી બંધ હતું. થોડીવાર પડી રહ્યા પછી તેઓ ઉઠયા ને પોતાની લખવા શરૂ કરેલી નોવેલ નામે "કાળું મેંઢું" લખવા શરૂ કીધું. લગભગ અરધોએક કલાક લખ્યું અને જરા વિચાર કરવા લાગ્યા. એકાએક જાણે મગજમાંથી વિચાર ઉડી ગયો હોય તેમ તે ચોપડી ટેબલ ઉપર રહેવા દઇને ઉઠયા ને આમ તેમ આંટા મારવા લાગ્યા.

આંટા મારતાં મારતાં પ્રભાના રૂમ ભણી જવા માંડયું. કોઇ દહાડો નહિ.ને આજેજ તેણે રૂમમાં જવા વિચાર કર્યો. બારણું ઉઘાડયું. ઓરડામાં કોઇ હતું નહિ. તે અંદર દાખલ થયો. આસપાસ જોયું. અન્તે ત્હેની નજર પ્રભાના પલંગ ભણી ગઇ. ત્યાં તેણે કાંઇ કાગળ પડેલું દીઠું. કુદરતીજ રીતે તે કાગળ કોનું હશે તે જોવાને તેની ઇચ્છા થઇ. તે કાગળ લેવા આગળ વધ્યો. પલંગ આગળ ગયો, અને કાગળ લીધો. કાગળની નિચેની લખનારની સહી પહેલી તેની નજરે પડી અને તે ચોંકયો.

" કોણ, રમણીકલાલ, હા. તેઓનો છુપો પત્ર વહેવાર-અને તો આજ સુધી કાંઈ ખબર પણ નહિ. હા-પ્રભા, પ્રભા, તું આવા પત્રવહેવાર રાખે છે તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ હતોજ નહિ. પણ આ પત્રથી હું જોઇ શકયો છું કે તમો કેટલી હદબહાર જાઓ છો. પણ સબુર-પત્રમાં શું લખ્યું છે તેતો જરા વાંચું ! "

મનુભાઇએ પત્ર વાંચવો શરૂ કર્યો. પત્ર વાંચતાં તેનાં બન્ને આંખો અને મોઢાનો દેખાવ ઠેકાણે રહેતો હતો નહિ. તે અન્તે બોલી ઉઠયો.

"હા-રમણ તું બચ્ચા મારે માટે પ્રભાને ખેરો થઇ બેસાડવા માગે છે પણ હું પણ જોઉં છું કે પ્રભાને તું કેમ પરણશે. યાદ રાખજે કે પ્રભા તો કોઇ ગરીબને ઘેર જશે અને ત્હેના પૈસા આ બંદા મનુ ખાશે."

× × × × × ×

"પ્રભા કોઇ ગરીબને ઘેર જશે અને ત્હેના પૈસા આ બંદા મનુ ખાશે. આ તમારો ઠરાવ છે, ઠીક છે, તો આ પ્રભા પણ જોશે કે તે ઠરાવ કેમ

ફળીભૂત થવા પામે છે " પ્રભાએ પોતાના રૂમ ભણી આવતાં મનુભાઇને જોતાં, તે પોતાના રૂમમાં શું કરે છે તે જોવા એ બારણામાં ભરાઇ રહીને અને મનુભાઇના ઉંચા શબ્દો બરાબર સાંભળીને મનમાં બોલી. "હા-રમણીકલાલ તમો જે લખો છો તે ખરૂં છે. હવે હું માનું છું કે આ કાળા દીલના કાકાના મનમાં શું શું રમતો રમાય છે. ખરે ખરે તે જે નોવેલ "કાળું મેહું" લખે છે તેમાંનું કાળું મેહું યાને એક અપ-ટુ-ડેટ રાસ્કલ તે પોતેજ છે અને હું પણ તેને બતાવીશ કે હું અબળા તેને હંફાવું છું."

આટલું બોલી પ્રભા રસોડા તરફ ચાલી ગઇ અને મનુભાઇ પ્રભાના રૂમમાંથી બહાર આવ્યા. તેણે પેલો કાગળ સંભાળથી કબાટમાં મૂકયો અને પ્રભા બાબત શું કરવું તેને માટે કપડાં પહેરી પોતાના માનીતા અને જૂના જમાનાના ખાધેલા સોલીસીટર પાસે ગયો.

મનુભાઇના ગયા પછી પ્રભા પોતાના રૂમમાં આવી અને લાંબી વિગતવાર સર એક કાગળ રમણીકલાલ ઉપર લખ્યો. અને પછી પોતાનો મનુભાઇના હાથમાં સપડાયેલો કાગળ મેળવવાનો પ્રયત્ન કરવા લાગી.

ત્હેણે બધાં કબાટ અને ટેબલો ઉખેલી કાઢયાં પણ કાગળનો કાંઇ પણ પત્તો લાગ્યો નહિં. અન્તે તે બાપડી થાકી અને જેમ તેમ કરીને બધી ચીજો ગોઠવીને પોતાના રૂમમાં ચાલી.

તે દહાડે બીજું કાંઇ નવું જુનું બન્યું નહિ.

બીજે દહાડે મનુભાઇએ પોતાનાં બધાં કાગળીઆં વિખરાયેલ જોઇ ચાકરોને પૂછ્યું. ચાકરોએ પોતાનું અજ્ઞાનપણું બતાવ્યું અન્તે પ્રભાને બોલાવી અને પૂછ્યું.

" પ્રભા મ્હારી ડેસ્ક ત્હેં ઉઘાડી હતી કે ? "

" જી હા. " પ્રભાએ ન ગભરાતાં મક્કમપણે જવાબ આપ્યો.

" ત્હેનું કારણ-તમોને સાફ મ્હેં કહ્યું હતું કે કોઇએ મ્હારાં કાગળો વિખેરવા નહિ. "

" તે ખરૂં. પણ મ્હારે જરૂર પડી તેથી મ્હેં તેમ કીધું."

" અને તે કરવાનું કારણ ? "

"કારણ એ કે મ્હારી ચીજ મ્હારે જોઇતી હતી."

"ત્હારી ચીજ મ્હારી ડેસ્કમાં ક્યાંથી આવે ?"

"તે તમો તમારા અન્તઃકરણને પૂછો ?"

"એટલે આજે કાંઇ ઓર ગુમાનમાં છો. આમ બોલવાનું કારણ?"

"કારણ તમો પોતેજ છો ?"

"હું કારણ—નાદાન છોકરી, હજુ તને દુનિયાનું ભાન નથી. હજુ તું નાદાન છે, હજુ તું અજ્ઞાન અને અજાણ છે તો તું કેમ કહી શકે છે કે આ બધાનું કારણ હુંજ છું."

"તમે ભૂલ કરો છો. તમારા મનમાં તમો એમ સમજતા હશો પણ આ પ્રભા તો દુનિયા કેવી છે તે બરાબર સમજે છે."

"અને તેથીજ વિવાહ પહેલાં કાગળ લખાતા હશે."

"અને તેથીજ હું જાણું છું કે તમારા જેવા આ દુનિયામાં "કાળાં મેઢાં" ઘણાં છે."

"ચાલ ચૂપ રહે લાજતી નથી કે ?"

"લાજવું તો તમારે જોઇએ કે એક નિર્દોષ બાળાને કે જેણે પોતાના કાકાને એક પીતા તુલ્ય માની ત્હેમનામાં ભરોસો રાખ્યો તેને તમો આજે એક નિરાધાર બાળા બનાવવાના સોગંદ ખાધા છે."

આ શબ્દોથી મનુભાઇએ જોયું કે પ્રભા સાથે તપીને કામ લેવાનું ન હતું તેથી તેણે ઠંડા થઇને કહ્યું.

"પ્રભા. તું ગુસ્સે ના થા. ત્હારૂં હીત હું સાચવવાનો છું. હું કાંઇ ત્હારૂં બુરૂં નથી કરવા માંગતો."

"ત્યારેજ તમોએ મ્હારા રૂમમાં સોગંદ ખાધા હશે."

"પ્રભા તું જાણે છે કે એક માણસ જ્યારે ગુસ્સે થાય છે ત્યારે તે શું બોલે છે તેનું તેને ભાન હોતું નથી. પણ તે ઉપરથી એમ માનવાનું નથી કે હું જે બોલ્યો છું તે કરવાનોજ."

"અને તમારે તેમ ગુસ્સે થવાનું કારણ ?"

"કારણ તું જાણે છે કે આપણી ન્યાતમાં પરણ્યા પહેલાં ત્હેના વર ઉપર કાગળ લખવો તે રીવાજથી ઉલટું છે"

"અને તેમ મ્હેં કીધું તો તેમાં શું ખોટું હતું? તમોજ તમારી નવલકથાઓમાં નાયક અને નાયિકાઓ પાસે એવા હજારો પત્રો લખાવો છો તે શું સુચવે છે?"

"અને તેથી કાંઇ આપણે તેમ કરવાનું નથી." "ત્યારે તમો શું એમ કહેવા માગો છો કે તમે જે લખો છો તે માત્ર ઉઠાવગીર છે અને લખ્યા પ્રમાણે આચરવાની તમારામાં હીંમત નથી.?"

"હીંમત નથી તેમ નહિ પ્રભા! પણ તેમ કર્યાથી આપણે લોકોની નજરમાં હાંસીને પાત્ર થઇએ છીએ."

"તેમાં હાંસી શાની. પોતાના ભવિષ્યના ભરથાર ઉપર કાગળ લખવો તેમાં હું કાંઇ પણ ખોટું ધારતી નથી, કારણ કે બન્ને જણ આગળ જતાં તો મળવાના જ છે. કાંઇ છુટાં પડવાનાં નથી."

"કદાચ તેમ થાય"

"તેમ કેમ થાય"

"કદાચ આગલો માણસ સારી ચાલનો ન હોય અને ન્હાનપણથીજ વેવીશાળ કર્યું હોય તો છોકરીને શું ખાડામાં નાખવી, છોકરીને શું દુઃખ થવા દેવું?"

"એમ વાહરે, છોકરીને સુખ આપવાની ઇચ્છા રાખનાર કાકા. હું તે બધું સમજુ છું. તમો એમ કહો છો કે મ્હારા રમણીકલાલ ખરાબ ચાલના છે"

"હા, હું તેમ કહું છું."

આ શબ્દો સાંભળતાંજ પ્રભાનો ગુસ્સો પાછો પ્રગટી નીકળ્યો. પણ મનુભાઇએ તો ધીમે રહીનેજ જવાબ આપવો શરૂ કર્યો.

"તમે કહો છો તે કેવળ ખોટું છે. અને તેમાં તમારો સ્વાર્થ સમાયેલો છે. રમણીકલાલ ગમે તેવા છે પણ મને મારી આંખોની કીકી છે, ખરાબ છે, વંઠેલા છે, ઉડાઉ છે, ચાહે તેવા છે પણ મને તો તે એક

પરમેશ્વર જેવા છે, અને ત્હેને સુધારવા મ્હારી ફરજ છે. મ્હારામાં તે કરવાની તાકાત છે, અને તે તાકાત આપનાર મ્હારો તેમના પ્રત્યે પ્રેમ છે"

"સુધારવા જશે તો તે તને બરાબર સુધારશે ? હું તેમ કદી પણ બનવા દેવાનોજ નથી. હું ત્હારા રમણીકલાલ સાથેનું વેવીશાળ ફોક કરવા માગું છું "

"કોણ તમે ? ન્યાતમાં તેમ થયું છે કે ? અને તેમ કરનારને શું શિક્ષા છે તે ખબર છે કે, ન્યાત બ્હાર થશો અને તેમ કરતાં તેમાંથી છટકવા આ પ્રભા જે પગલાં લેશે તેનાથી તમારી આબરૂ જે કાંઇ હોય તેની ઉપર પાણી ફરી જશે."

"તું શું કરવાની છે એક નાદાન છોકરી."

"તમો વળી ભૂલો છો, આ બ્રીટીશ રાજ્યની અંદર હું એક પુખ્ત ઉમરને પહોંચી છું, અને જે કાંઇ કરવું તેની હું મૂખત્યાર છું. બોલો હવે જોઉં?" મનુભાઇએ આ શબ્દો સાંભળ્યા કે તરતજ તે શું બોલે છે તેનું ભાન થયું અને ધીમે રહી કહ્યું.

"પ્રભા માફ કરજે મ્હારૂં મગજ આજે ઠેકાણે રહ્યું નથી, કદાચ આડું બોલાઇ ગયું હશે તો તેમાં કાંઇ આડું લગાડતી નહિ. તમારા લગ્નને હજુ વાર છે, રમણીકલાલને એલ. એલ. બી. થવા દે પછી હું તમોને પરણાવીશ. અને ત્હારૂં જે કાંઇ છે તે તમોને સ્વાધીન કરીશ"

"ગમે તેમ થાય હમારા લગ્ન આવતી મે વેકેશનમાં થવાંજ જોઇએ. રમણીકલાલ વિશીમાં જમે છે તેથી ત્હેની તબીયત સારી રહેતી નથી, તો હું તેમને શું કામની. માટે ગમે તેમ પણ મ્હારે ત્હેની સારવાર કરવી જોઇએ."

"તમારાં લગ્ન કરવાં મ્હારા હાથમાં છે અને તેથી જ્યારે મ્હારે કરવાં હશે ત્યારે કરીશ."

"ઠીક છે તો હું પણ જોઉં છું કે તમો કેમ ફાવો છો ?" આટલું ગુસ્સાથી બોલી પ્રભા પોતાના રૂમ ભણી ચાલી ગઇ. મનુભાઇ ત્યાંજ વિચાર કરતો બેસી રહ્યો.

થોડાક દિવસો પસાર થયા. એક સાંજે મનુભાઇ બ્હાર ગયા હતા અને રમણીકલાલ મનુભાઇને મળવા આવ્યો હતો. પણ મનુભાઇ ન હોવાથી પ્રભાને મળવા ગયો.

પ્રભા પોતાના રૂમમાંજ હતી. રમણીકલાલ તે ભણી ગયો અને બારણા આગળ ઉભા રહી અંદર જવાની રજા માગી.

" અંદર આવવાની રજા છે કે ?" રમણીકલાલે કહ્યું.

" અંદર આવવાની રજા આપવી તે મ્હારો હક નથી." પ્રભા બોલી.

" ત્યારે કોની રજા લઉં ?"

" વડીલોની. "

" વડીલો ન હોય તો ?"

" તો અંદર હોય તે માણસની."

" અંદરના માણસની ઇચ્છા હોય તો ?"

" તમે કેમ જાણી શકો કે તે માણસની ઇચ્છા છે ?"

" હું માણસને બરાબર પારખી શકું છું."

" કદાચ તે માણસ શરમાતું હોય, બ્હીતું હોય તો ?"

" તેવું આ માણસ કાંઇ નથી. તે કોઇથી બ્હીતું નથી, શરમાતું નથી, ઉલટું તે માણસ તો સામા માણસને હિંમત આપે છે."

" જો તેમ હોય તો અંદર પધારો અને કહો કે આપ કયાંથી દોરાઇ આવ્યા અને હિંમત શા સારૂ જોઇએ છીએ તે કહો."

" હા. મ્હારી પ્રભાનું તેજ જોઇને, અને તે તેજ તરફ હું દોરાઈ આવ્યો છું."

" કોઇ કારણ તો હશે ને ?"

" કારણ તો એકે પ્રભાને મેળવવાને અને તેમાં ત્હારી મદદ લેવાને."

" મદદ તો કરી ચૂકી છું. આઠ દહાડાની વાત ઉપર મનુકાકા સાથેનો સંવાદ—યાદ તો હશે."

"હા. યાદ છે. અને તેથીજ તેને આપણાં લગ્ન કરવાની ફરજ પડે એવું કામ કરવામાં હું ત્હારી મદદ માંગું છું."

"અને તે શું કામ કરવા માંગો છો?"

"તે એજ કે આપણે બન્ને અરસપરસ મળીએ છીએ તે તેને દેખાડવાનું છે."

"તેથી શો ફાયદો?"

"ફાયદો એ કે તે જાણે કે હવે કામ હદ બહાર ગયું છે અને અને કદાચ તું પુખ્ત ઉમરની થયેલી હોવાથી ત્હારી મરજીથી તું મારી સાથે લગ્ન કરે તેના કરતાં તે કરે તે સારૂં એમ તે સમજી શકે તે ફાયદો બીજો શું? આ રીત જો નિષ્ફળ જાય તો પછી બીજી કાંઇ યોજીશું."

"તેમાં મ્હારી શું મદદ લેવા માંગો છો?"

"તું મ્હારી સાથે ચાલ, આપણે સિનેમેટોગ્રાફમાં જઇએ અને જરા ફરીને આવીએ તે દરમ્યાનમાં ત્હારા કાકા આવશે અને મામલો કેવો છે તે જાણી તે આપણે આધીન થશે, અને તેમ જો કદાચ ન થશે અને આપણને હેરાન કરવાનું જારી રાખશે તો તેની કોઇ બીજી યુક્તિ થશે."

"પણ વ્હાલા મ્હારી આવવાની છાતી ચાલતી નથી."

"કેમ? વળી હિંમત ખોઈ દીધી કે શું? અથવા બધી હિંમત મને આપી દઇ તેં કાંઈ રાખી નહિ કે શું?"

"ના તેમ તો હિંમત છે. ચાલો હું આવું છું."

પ્રભા કપડાં પહેરી તૈયાર થઇ. તેણે એક શીફાનનો સાળુ અને રેશમી પોલકા સાથે બ્લાઉસ પહેર્યો. પગમાં સાદાં કાળાં સ્લીપર્સ પહેર્યાં અને રમણીકલાલ સાથે સીનેમામાં જવા તૈયાર થઇ.

ખરેખર તે જોડું એક પ્રેમીલુ અને દેખાવડું તો લાગતુંજ હતું.

તેઓ એક ગાડી ભાડે કરી એકસેલસીયર તરફ રવાના થયાં.

અડધોએક કલાક થયો હશે એટલામાં મનુભાઇ આવ્યો. તપાસ કરતાં માલમ પડ્યું કે પ્રભા અને રમણીકલાલ ફરવા ગયાં હતાં. તે ગભરાઇ ગયો અને વિચાર કરવા લાગ્યો.

" હા ! પ્રભા ! અન્તે તેં એજ રસ્તો લીધો કે? હવે મ્હારે શું કરવું જોઇએ ? કદાચ તેઓનાં લગ્ન કરૂં તો પણ મ્હારે પૈસા તોળવા પડે તે લગભગ અર્ધા પૈસા તો ખવાઇ ગયા છે. હવે કરૂં શું? પ્રભા ! પ્રભા ! ત્હેં મને એક મોતની અણી ઉપર આણી મૂક્યો છે. "

આટલું બોલી તે વિચાર કરવા લાગ્યો. ઘોડીકવાર પછી તે બોલી ઉઠયો " બરાબર છે. તેઓ આવે એટલે તેઓને જે ખરી વાત છે તે કહું અને માફી માગું. "

"પ્રભા તો કદાચ મને દરગુજર કરશે પણ પેલો રમણીક નહિ માનશે. જોઇએ છીએ શું થાય છે. "

આમ વિચાર કરતો મનુભાઇ કોચ ઉપર પડી રહ્યો.

લગભગ બે કલાક પછી પ્રભા ને રમણીકલાલ આવ્યાં. રમણીકલાલ પ્રભાને દાદરા સુધી મૂકવા આવ્યો. પ્રભા દિવાનખાનામાં દાખલ થઇ અને મનુભાઇએ કોચ ઉપરથી ઉઠી પ્રભાને કહ્યું.

" પ્રભા, જરા રમણીકલાલને બોલાવ. "

પ્રભાએ રમણીકલાલને હાંક મારી. રમણીકલાલ અંદર આવ્યો અને જ્યાં પ્રભા હતી તેની પાસેજ ઉભો રહ્યો.

મનુભાઇ બોલ્યો, " પ્રભા અને રમણીક ! મ્હેં ન્હોતું ધાર્યું કે તમો આમ છેક જશો; પણ ખેર, મ્હારે તમારી સાથે કાંઇ વિક્ષેપ કરવો નથી. આવો તમો અહિં બેસો અને જરા મ્હારો ખુલાસો ધ્યાન દઇને સાંભળો. "

પ્રભા અને રમણીકલાલ મનુભાઇને આમ ધીમેથી બોલતો સાંભળી સમજી ગયાં કે તેઓની યુક્તિ પાર પડી છે. તેઓ મનુભાઇ પાસે ખુરસી ઉપર બેઠાં.

" જુઓ, આવતા મે વેકેશનમાં તમારાં લગ્ન કરી દેવા મ્હારો વિચાર છે. અને પ્રભાની જે મિલ્કત છે તે તમોને સ્વાધીન કરી મ્હારે આ પાપમાંથી છુટું થવું છે. પણ મને કહેવાની શરમ લાગે છે કે મ્હારી પૈસા બાબત નબળી સ્થિતિ હોવાથી મ્હે તેમાંની કેટલીક રકમ વાપરી નાખી છે, તો તેનું શું કરવું. "

" કાંઇ નહિ કાકા, જેટલી હોય તેટલી આપી દો એટલે ઠીક." પ્રભા બોલી.

".તેમ નહિ બને " રમણીકલાલે વાંધો કાઢ્યો.

" જવા દો વ્હાલા. એટલું કાકાએ મને ઉછેરી તેનો ખરચ ગણો." પ્રભા બોલી.

" ઠીક ત્યારે, પ્રભા કહે છે તેમ "

" શાબાશ રમણીકલાલ, તમો આવા માયાળુ છો તે હું કદી જાણતો હતો નહિ, અને મને બીક તમારીજ હતી. ચાલો હવે સૌ, છેવટ સારૂં થયું. વખત ઘણો થયો લાગે છે. ચાલો રમણીકલાલ અહિંજ જમી લો. "

" જ્યારે તમારો આગ્રહ છે તો મ્હારે ના નથી."

ત્યાંથી ત્રણે જણાં જમવા ગયાં.

× × × × × ×

".વ્હાલી. હું તો ખરાબ ચાલનો છું." રમણીક બોલ્યો.

" પણ મ્હારે મન તો ઇશ્વર સમાન છો. પ્રભા બોલી. "

" તે ગમે તેમ છે, પણ હું કહું છું અને ત્હારા કાકા કહે છે કે હું ખરાબ છું, બોલ છે ત્હારામાં મને સુધારવાની શક્તિ ? "

" શક્તિ તો છે અને તે શક્તિ આમાંજ છે. "

આટલું બોલી પ્રભાએ રમણીકલાલને એક ઉંડા પ્રેમથી ચુમ્બન કીધું.

વાંચનાર આજ રમણીક અને પ્રભા એક પતિપત્ની થઇ સુખી જીંદગી ગુજારે છે. રમણીકલાલે એલ. એલ.બી. પાસ કરી અને હવે સોલી- સીટરનો અભ્યાસ કરે છે. પ્રભુ એને તેના કામમાં ફતેહ આપો !

# મોહિની.

(માલિની છન્દ)

અનુપ સુરૂપ બાળી દર્પ જ્યોતિ પ્રકાશે,
મદન મુરતી એવી મોહિની દીવ્ય ભાસે;
કમળ નયન માંહી ચન્દ્ર બે બાંધીયા જો,
નવલ ધવળ તેની જ્યોત્સ્ના વ્યાપતી જો.

સરસ દુકુલ ઝીણું ઉડતું વાયરાથી,
મધુર મધુર શોભા અંગની દર્શ થાતી;
ધવળ વસન અંગે સૌમ્યને ચારૂ ભાસે,
લલિત અધર માંહી સ્મિત ઝર્ણાં વિલાસે.

નિલવટ તટ વિશે ચાંદલો રમ્ય ભાસે,
(જાણે) વિમળ ગગન મધ્યે પૂર્ણ ઇન્દુ વિરાજે;
કનક કમળ કાન્તિ વધુ તેથી દીપે છે,
તરલ ગરલ વેણી છૂટી શી ઝૂલતી છે.

અમર સદન નીકો દીવ્ય એ સુન્દરી શી,
સુરખી મધુર આસ્યે હાસ્યની વર્તતી શી;
વિમળ ઝરણુ વ્હેતાં સુન્દરીના મુખેથી,
(જાણે) અમળ ગગન મધ્યે ચન્દ્રિ કે હાસતી શી?

ત્રોટક: રસ લોલ વિલોલ રમી રસિકા,
ઝૂલતી સુહિંડોલ વિશે રસમાં;
મૃદુ હાસ્ય કપોલ અમોલ ઝરે,
ચિત ચંચળને તરબોળ કરે.

# વિવેક બુદ્ધિ.

મેં ઘણીવાર એમ વિચાર કર્યો છે કે જો માણસોનાં મન ખુલ્લાં મૂકવામાં આવે તો આપણે ડાહ્યા અને મૂર્ખ માણસો વચ્ચે બહુજ ઓછો તફાવત જોઈ શકીશું. આ બન્નેમાં અસંખ્ય મૂર્ખાઈ અને ગાંડાઈ રમી રહી છે; તફાવત માત્ર આટલોજ છે કે ડાહ્યો માણસ બીજાને કેમ દબાવવા, બીજાની સાથે કેમ વાત કરવી, પોતાના વિચારો કેમ દર્શાવવા એ સહુ સારી રીતે જાણે છે. ત્યારે મૂર્ખ માણસ તેજ શબ્દોને જેમ તેમ બકી કાઢે છે. આવી વિવેક બુદ્ધિ સ્નેહીઓની ખાનગી વાતોમાં હોતી નથી. આવે વખતે તો ડાહ્યા માણસો પણ એક નબળા માણસની પેઠે વાતો કરે છે. કારણકે મિત્રોની સાથે વાત કરવી એમાં કાંઇ લાંબો વિચાર કરવાનો હોતો નથી. તેથીજ એક જાણીતો લખનાર એક વાત એવી સરસ. રીતે આપણને કહે છે કે "**એક માણસે તેના દુશ્મન સાથે એવી રીતે રહેવાની જરૂર છે કે તે તેનો કોઇ વખતે મિત્ર પણ થઈ શકે અને તેના દોસ્ત સાથે એવી રીતે રહેવાની જરૂર છે કે જો તે તેનો દુશ્મન થાય તોપણ તેને કાંઇ નુકસાન કરી શકે નહિ.**"

વિવેક બુદ્ધિ માત્ર શબ્દોમાંજ માલૂમ પડે છે એમ નહિ પરન્તુ કાર્ય અને કારણમાં પણ તે નજરે પડે છે. વળી એ જીવનના સાધારણ પ્રસંગોમાં આપણને રસ્તો બતાવનાર અને દોરનાર પ્રશ્નના પાર્ષદો જેવી છે. મનુષ્યના મગજમાં એવા ઘણાએ સારા ગુણ હોય છે; પરન્તુ વિવેક બુદ્ધિ જેવો બીજો એકે વધારે ઉપયોગી નથી. ન્યાયદષ્ટિ એજ બધા ગુણોને વધારે ઉપયોગી બનાવે છે. યોગ્ય વખતે અને યોગ્ય સ્થળે તે તેમને પ્રવૃત્તિમાં લગાડે છે અને માણસોને લાભદાયી થઇ પડે એવી રીતે તેમને ગોઠવી દે છે. વિવેકબુદ્ધિ વિના વિદ્વતા એ વ્યર્થ દેખાવ છે અને ડહાપણ એ ધૂળ છે, સદ્ગુણએ નબળાઈ છે. સારા ગુણો માણસને તેના વ્યવહારમાં અને કાર્યમાં વધારે ચાલાક અને ધ્યાન આપનારા બનાવે છે.

વિવેકબુદ્ધિ માત્ર માણસને તેના ગુણોનો માલિક બનાવે છે એટલુંજ નહિ પણ બીજાના ગુણો ઉપર પણ તેને સત્તાધીશ બનાવે છે. ન્યાયી માણસ તેના સંબંધમાં આવે છે તેના ગુણો જાણી શકે છે અને તેને કેમ કામે

લગાડવા એ પણ સમજી શકે છે. તેવીજ રીતે જો આપણે જૂદી જૂદી જ્ઞાતિઓમાં જોઇએ તો માલૂમ પડશે કે વિવેકબુદ્ધિવાળો માણસજ સમાજને દોરી શકે છે અને સાચવી શકે છે. વિદ્વાન, બહાદુર કે બુદ્ધિશાળી માણસથી એ બનતું નથી. વિવેકબુદ્ધિ વિનાનો બુદ્ધિશાળી માણસ એક પૂતળાં જેવો છે.

જો કે માણસ પૂર્ણ હોય પણ વિવેકબુદ્ધિની ખામીવાળો હોય તો તે દુનિયામાં વધારે અગત્યનો નથી. પરન્તુ તેને માત્ર વિવેકબુદ્ધિજ હોય અને બીજા ગુણોનો વધારો નહોય તો તે પોતાના જીવન વ્યાપારની અમક પળે ચ્હાય તે કરી શકે છે.

ટૂંકામાં તેની આશામાં અમરત્વ છે. તેની યોજનાઓ મહાન્ અને ઝળહળતી છે, તેને પૂર્ણ રીતે પીછાણનારને તેની વર્તણુક પ્રિયંકર છે. અસ્તુ.

સ્નેહી.

## નુતન વર્ષારંભે શુભાશિષ.

૧

બધાની સૌ નવી આશા,
ઉચ્ચ ભાવમયી ફળો;
રિદ્ધિ સિદ્ધિ અને હર્ષ
પૂર્ણ આપ ગૃહે હજો.

૨

ચહાતાં ને રહેતાં જગત જનને આ શીખવજો,
ખરા નીતિ પંથે ફરજ સમજીને વિહરજો;
રહેજો સૌ વ્હાલાં અધિક તન્તા સ્નેહ રસમાં,
અને ઉછાળેથી પ્રચલિત કરો સ્નેહ જગમાં.

૩

આનંદ આનંદ અભેદ પામો,
અને અનેરી સુખશાન્તિ થાઓ;
દયાનશો ભાવ સ્ફુરો વિશેષે,
શુભાશિષોએ અમ સ્નેહની છે.

અમઋત.

# ઓટો-દીલબહાર.

## સેંટનો રાજા.



દીલને આનંદ આપનારૂં, મનને પ્રફુલીત કરનારૂં, અસંખ્ય ફુલોના અરકની સુગંધીઓથી ભરેલું સર્વોત્તમ સેંટ છે. ઓટો-દીલબહાર સ્પીરીટ વગરનું હોવાથી અતર તરીકે પણ વાપરી શકાય છે. ફક્ત ચાર ટીપાં રૂમાલ અથવા કપડાં ઉપર નાખવાથી એકદમ ખુશબો પસરવા માંડે છે અને વાપરનારને તથા તેની આસપાસનાઓને ફુલોની મીઠી સુગંધીમાં સુખી દે છે. હવે બીજું કોઈ પણ સેંટ અથવા અત્તર ખરીદના પહેલાં ઓટો-દીલબહાર ખરીદો અને તેની અપુરવ ખુશબોનો બે ઘડી વીચાર કરો.

ખરીદતી વખતે જો કોઈ પણ વેપારી બીજુંજ ઓટો સેંટ આપવાનું કરે તો તે લેત નહીં પણ ઓટો-દીલબહારની માંગણી કરજો અને નામ બરાબર વાંચીને સીલબંધ બાટલી ખરીદજો.

| | |
|---|---|
| કીંમત નાની બાટલીના... ... ... | ... રૂ. ૦—૮—૦ |
| વચલી ,, .. ... ... | ... રૂ. ૦—૧૨—૦ |
| મોટી ... ... ... | ... રૂ. ૨—૦—૦ |

સુગંધી કારડનો એક આનો.

સોલ એજંટઃ—

**એંગ્લો ઈંડીયન ડ્રગ એંડ કેમીકલ કંપની,**

જુમામસીદ—મુંબઇ.

# પિતાશ્રીનાં લગ્ન ! ! !

"પિતાશ્રીનાં લગ્ન ? એ વાત ખરી હશે ? કમુને ખોટા સમાચાર લખવાનું પ્રયોજન શું હોઇ શકે ? પિતાશ્રી પરણે ? ભવાન પંડયાની રેવલી અમારી માતા બને ? અહા, કેવો મોટો આઘાત ! નાની શાન્તિને એ રેવલી ધમકાવે, દુઃખ આપે, કમુને બોધ આપવાની ખોટી રીતે અધિકારીણી થાય. આ બધા અનિષ્ટ બનાવો બન્યા પહેલાં હું શા માટે ગભરાઉં છું."

દિનમણિશંકર નડીઆદથી વડોદરાની કૉલેજમાં પ્રીવીઅસનો અભ્યાસ કરતો હતો. કૉલેજની બોર્ડીન્ગમાં પોતાના મિત્રો સાથે તે બહુજ હળીમળીને રહેતો હતો. અને તેના શાંત સ્વભાવને લીધે અને સત્ય અને પ્રમાણિક આચાર વિચારને લીધે તેના મિત્રો તેને બહુજ ચાહતા હતા. છમાસિક પરીક્ષા પૂરી થઇ રહી હતી, થોડા દિવસ પછી કૉલેજ ઉનાળાની રજા વાસ્તે બંધ થવાની હતી. દિનમણિશંકરનો વિચાર છેવટના દિવસો સ્નેહી મિત્રો સાથે જરા ગમત અને આનંદથી ગાળવાનો હતો; તેથા બીજા કેટલાક વિદ્યાર્થીઓ છમાસિક પરીક્ષા પૂરી થઇ કે જતા રહેવાનો વિચાર કરતા હતા તેમને દિનમણિશંકરે આગ્રહથી રોકયા હતા. થોડીક સારી મીજબાની ઉડાવવી, ક્રીકેટની મૅચ રમવી, વડોદરાના રાજમહેલો અને સંગ્રહસ્થાન જોવાં, તથા વડોદરા પાસેના ડુંગરાપરના પાવાગઢનાં ખંડેર જોવા એક ટ્રીપ મારવી વગેરે બાબતો દિનમણિશંકરે પોતાના મોજમજાના કાર્યક્રમમાં ગોઠવી હતી. વડોદરાની કૉલેજમાં આ વર્ષે કઇ નવું નૂર દેખાતું હતું. શહેરની ઇતર વસ્તીને આ વર્ષે જણાતું હતું કે વડોદરામાં ઉંચા અભ્યાસ માટે કૉલેજ સ્થપાયેલી છે તેનો લાભ ગુજરાતના યુવકો સારો લે છે. આ બધી ચળવળનું મૂળ કારણ દિનમણિશંકર જ.

આગલી રાતે મિત્રો સાથે જુદી જુદી યોજનાની વાટાઘાટ કરવામાં બહુ વખત ગાળેલો હોવાથી દિનમણિશંકર આજે સવારે વહેલા ઉઠયા નહોતા. સાડાઆઠ વાગે ઉઠી પોતાની ઓરડીનું દ્વાર ઉઘાડે છે કે તરતજ દિનમણિશંકરે ઉંબરામાં એક પોસ્ટનું પાકીટ જોયું. કાગળ તરતજ ઉચકી, પાકીટમાંથી કાગલ કાઢયો, અને વાંચ્યો. થોડીવાર શાંત રીતે ખુરસીપર બેસી રહી પછીથી એકલા બોલવા લાગ્યા.

"પિનાશ્રીનાં લગ્ન ? એ વાત ખરી હશે ? કમુને ખોટા સમાચાર લખવાનું પ્રયોજન શું હશે ?"......વગેરે......

૨

દિનમણિશંકરનો ઉલ્લાસ ઉડી ગયો; પરીક્ષાનું પરિણામ સારૂં આવવાની તેને ખાતરી હતી તેથી તે સરસ પરિણામ જાણ્યા બાદ નડીઆદ જવાય, અને મિત્રો સાથે આનંદ ભોગવી નડીઆદ જવાય તો સારૂં. એ જે વિચાર તેના મનમાં એટલા દિવસથી ઘુમી રહ્યા હતા તે તરતજ શાન્ત થઈ ગયા, હોલવાઈ ગયા, તેનું નિશાન સુદ્ધાં રહ્યું નહિ. તરતજ બોર્ડીન્ગનાં સુપ્રિન્ટેન્ડન્ટ પાસેથી રજા મેળવી અગીઆરવાગ્યાની ગાડીમાં જવા વાસ્તે દિનમણિશંકર સ્ટેશનપર ગયા. તેના મિત્રો અચાનક પ્રયાણનું કારણ સમજી શકયા નહિં; પરંતુ દિનમણિશંકરની મુખમુદ્રાપર એવી તો અર્થસૂચક ગમગીની ફેલાઈ રહી હતી કે તે ગમગીનીનું કારણ સરખું પૂછતાં તે ગમગીનીમાં વધારો થશે એવા ડરથી તે વિદ્યાર્થી મિત્રો તેને કંઈ પણ પુછી શકયા નહિં.

ગાડી વડોદરાના સ્ટેશનમાં દાખલ થઈ. દિનમણિશંકર ગાડીમાં બેસવા લાગ્યા. બીજે દિવસે ચૈત્રી પૂનેમનો મેળો ડાકોરજીમાં ભરાવાનો હતો તેને લીધે યાત્રાળુઓની ગરદી આગગાડીમાં બહુજ હતી. વડોદરા સ્ટેશનપરથી એક પણ ઉતારૂ ગાડીમાં બેસી શકે તેટલી જગ્યા ગાડીમાં હતી નહિં–ઉતારૂઓ જોર જૂલમથી ગાડીમાં બેસવા ધસતા હતા; તેમને સ્ટેશનના અમલદારો હાથ પકડી બહાર ખેંચી લેતા હતા, અને બૂમ પાડી કહેતા હતા કે "સ્પેશીઅલ ગાડી ખાસ ડાકોર વાસ્તે વડોદરાથી ઉપાડવામાં આવશે." દિનમણિશંકરને તો નડીઆદ જવું હતું. તેને તો એક મિનિટ એક વર્ષ જેવી લાગતી હતી; તેથી ગમે તેમ કરીને યાત્રાળુઓથી ધીચોધીચ ભરાઇ ગયેલા ડબ્બામાં પોતે દાખલ થઇ ગયા. અને ભીડમાં કચરાતા, ભીંસાતા ઉભા રહ્યા. પોતાના સામાનને પાટલી તળે ક્રોઇપી રીતે દાખલ કરી દીધો.

વડોદરાથી આણંદ સુધી તો દિનમણિશંકરની સ્થિતિ બહુજ ગંભીર હતી. મનની વ્યાધી તો તેને વડોદરામાંથીજ સાલતી હતી; પણ વડોદરાના સ્ટેશનમાંથી શરીરની વ્યાધી પણ થવા લાગી હતી. કૉલેજમાં ભણતા યુવકો મનની વ્યાધી સહન કરવા જોઇતી ધીરજ રાખી શકતા નથી; શરીરનું સંકટ ખમી શકવાની તાકાત તો મૅટ્રીક પાસ થયા

પહેલાંજ ગુંચાવી બેઠા હોય છે. દિનમણિશંકરને યાત્રાળુઓ પર દયા આવતી હતી; તેથી તેમને જરા સવડતાથી ઉભવાનું ફાવે તેવા હેતુથી પોતાનું શરીર વખતો વખત તે સંકોચતા, હાથની અદબ વાળી લેતા, બે પગ સાથે રાખી ઉભતા–પણ જેમ જેમ આવી જાતની સવડ કરી આપવા આવી રીતે દિનમણિશંકર ઉદારતા બતાવતા તેમ તેમ યાત્રાળુઓ તેમને વધારે જોરથી ભીંસતા. બિચારા દિનમણિશંકર આ શરીરનું સંકટ પોતાના માનસિક ઉદ્વેગથી વિસરી જતા, તો બીજી ક્ષણે શરીરના ત્રાસનો વિચાર કરવામાં માનસિક સંતાપ વિસારે પડતો. આમ પ્રત્યેક ક્ષણે તેની સ્થિતિ બદલાતી હતી. છેવટે આણંદ જંકશન આવ્યું. ગરદી કમી થઇ. દિનમણિશંકરને બેસવાની જગ્યા મળી. આણંદ જંકશનમાં ગાડી સારી રીતે ઉભી રહે છે. તે બધો વખત દિનમણિશંકર તો અનેક તર્ક વિતર્કમાં ગોળતા હતા.

"ભવાન પંડયાને કોણુી યુક્તિથી સમજાવું કે રેવલીને પિતાજી સાથે પરણાવે નહિ. પિતાજીને મીઠી પીશાબનું ( Diabetes ) દરદ થયાનું ડાક્ટર કાકા મને કહેતા હતા. તે વાત ભવાન પંડયાને પહોંચાડવી જોઇએ. ભવાન પંડયા પૈસાના લોભી છે તેથી કદાચ મારા મામા અંબાશંકર પાસેથી ભણવાના બ્હાનાથી થોડા પૈસા મેળવી ભવાન પંડયાને લાંચ પહોંચાડું તો બની શકે ? રેવલીની બ્હેનપણીનેજ કબજે કરી કંઇ થઇ શકે ખરૂં ? " થોડા વખતમાં ગાડી ઉપડી. ગાડી નડીઆદ પહોંચે તેટલામાં આપણે દિનમણિશંકરના ઘરની મુલાકાત લઇ આવીએ, અને તેના ઘરની કેટલીક હકીકત મેળવીએ.

૩

દિનમણિશંકરના પિતા સાકરલાલ મેટ્રીક સુધી ભણેલા હતા; એમના વખતમાં ઇંગ્રેજી ભણનારા માણસો થોડા હોવાથી એમને ડેપ્યુટી કલેક્ટરની ઑફિસમાં બહુ સારી નોકરી મળી હતી. હાલ તેઓ સાહેબના શીરસ્તેદારની જગ્યાપર હતા. સાકરલાલનાં પત્ની સત્યભામા બહુજ પ્રેમાળ, શુદ્ધ અંતઃકરણવાળાં અને પતિપ્રિય હતાં સાકરલાલને એમના વિના ક્વચિત ઘરમાં એકલા રહેવાનો વખત આવતો ત્યારે સાકરલાલ બહુજ મુંઝાતા. ડેપ્યુટી કલેક્ટર સાહેબ સાથે ડીસ્ટ્રીક્ટમાં ફરવાની નોકરી

હતી તોપણ પોતાની સત્યભામાને તેઓ સાથે ફેરવતા. ધીમે ધીમે સત્યભામાને પુત્ર અને બે પુત્રી ખોળે રમાડવાનો પ્રસંગ આવ્યો, એટલે તે ડીસ્ટ્રીક્ટમાં ફરવા જઇ શકતાં નહિ. જ્યેષ્ટ પુત્ર તે દિનમણિશંકર, છોકરીઓ, તે કમળા અને શાન્તા. દિનમણિ ૧૨ વર્ષનો થયો હતો ત્યારે સત્યભામા ઓચિંતા માંદાં થયાં; અનેક ઉપચારો કરવા છતાં મૃત્યુનું વૉરન્ટ પાછું ફેરવી શકાયું નહિ. સાકરલાલ બહુજ દીલગીર થયા, દિનમણિ અને કમુ તથા શાન્તિ, તો અતીવ દુઃખી થતાં હતાં. સાકરલાલ પોતાના દુખળાં બાળકોને પોતાની ગોદમાં લઇ, ચાંપી પિતા પ્રેમ દીપાવ્યો. દિનમણિ બહુજ તોફાની હતો. પણ સત્યભામાના મરણ પછી તો તે બહુજ ડાહ્યો અને સમજુ થઇ ગયો. કોણ જાણે તેની માતાએ મરણ વખતે શીખામણ આપી હશે કે શું કે કમુ તથા શાન્તિને સંભાળવાનું કામ દિનમણિએ જ ઉપાડી લીધું. સાકરલાલે બાળકોની સંભાળ માટે અને રસોઇ વગેરે ઘરકામ માટે એક બાઇ નોકર રાખી. સાકરલાલ બહાર ગામ ફરવા જતાં ત્યારે નોકરબાઇ તેના ઘરની સંભાળ રાખતી તેના કરતાં વધારે સંભાળ દિનમણિ રાખતો. નોકરબાઇ કમુ અને શાન્તિને ઘણીવાર વિના કારણ ધમકાવતી, માર મારતી, અને કેટલીકવાર શાન્તિને પૂર્ણ ખોરાક પણ આપતી નહિ. આ વાત દિનમણિને ખબર પડયાથી તેણે પોતાની બ્હેનો માટે અભ્યાસ છોડી દીધો અને ઘરમાં કેટલીક વ્યવસ્થા સુરેખ કરી દીધી. જ્યારે ઘરનું કામ સલાહસંપ અને આનંદથી ચાલવા લાગ્યું એટલે દિનમણિશંકર ફરી પોતાનો અભ્યાસ કરવા વડોદરા ગયેલા. અને ત્યાંથી આપણે તેને નડીઆદ આવવા રવાના કર્યા છે.

૪

દશ વાગ્યા છે. ગાડી નડીઆદ સ્ટેશનમાં આવી ગઇ છે. દિનમણિશંકર પોતાનો સામાન પોર્ટર પાસે ઉચકાવી ગાર્ડના ડબ્બાની પાછળથી રેલ્વેની સડક ઓળગી "ડાઉન" પ્લૅટફૉર્મપરથી અપપ્લેટફૉર્મપર ગયા. ટીકીટ કલેક્ટરને ટીકીટ આપી તરતજ ઉતાવળે પગલે પોતાને ઘેર પહોંચી ગયા. સાકરલાલ ગામમાં રહેતા નહોતા. પરંતુ સ્ટેશનની નજીકજ કચેરીઓ પાસે પોતાનું રહેવાનું મકાન ભાડે રાખ્યું હતું. દિનમણિશંકર પોતાની બ્હેન કમળા અને શાન્તાને મળવા બહુજ ઇંતેજાર હતા. પરંતુ તેના મનમાં જે મહાન ચિંતા હતી તેની અસરને લીધે બ્હાલી બ્હેનોને મળવાનો આનંદ તેનાથી અનુભવી શકાતો નહોતો. જેમ જેમ ઘર નજીક

આવતું ગયું તેમ તેમ તેના પગ ભારી થતા ગયા, તેનું હૈયું ગુંગળાવા લાગ્યું, તેની ઇંદ્રિયો જાણે નિસ્તેજ બની ગઇ હોય તેવું થવા લાગ્યું. ભવાન પંડ્યાની રેવલી તેની આંખ આગળ તરવરવા લાગી. પોતાની માતા સત્યભામાની છેવટની શીખામણ તેને યાદ આવી. અનેક તર્કવિતર્કના મોજાંની લ્હેરમાં ધકેલાતો દિનમણિશંકર પોતાને ઘેર આવ્યો.

મનુષ્યોના જીવનમાં ઘણીવાર એવા પ્રસંગો ઉભા થાય છે કે જ્યારે મનને બહુજ મુંઝવી નાખતા પ્રશ્નો અણધારી રીતે પ્રશ્નો મટી જાય છે; અને એવા પ્રશ્નોપર વ્હોરી લીધેલી મનોવ્યથા માટે પોતાની મૂર્ખાઈ પર માણસને હસવું પડે છે. દિનમણિશંકર ઘરમાં દાખલ થયો કે તેની બ્હેન કમળા દોડતી દોડતી ભાઇને મળવા આવી. ભાઇએ બ્હેનનો સત્કાર સ્વીકાર્યો. બન્ને એકમેકનો હાથ ઝાલી પરશાળમાંથી ઓરડામાં ગયા. શાન્તાને બોલાવી. દિનમણિશંકરે તેને ઉંચકી લીધી. "કેમ, કમુ પછી શું થયું? બાપાજી ક્યાં ગયા છે? ભવાન પંડ્યાને ઘેર ગયા છે કે શું?" દિનમણિશંકરે આતુર મનથી પૂછ્યું.

કમળા બોલી—"મોટાભાઇ, એ તો બધી જુદી વાત છે. મને પંદર દિવસ પહેલાં રંભા માસી મલ્યાં હતાં તેમણે વાત કરેલી કે રેવલીને બાપાજી પરણવાના છે; અને તેના સમાચાર તમને લખવાનું કહ્યું હતું એટલે મેં કાગલ લખ્યો હતો. બાપાજી, રેવલીને પરણે ખરા? તે તો બને જ નહિ. અને રેવલીને તો પરમ દહાડે બાળાશંકરના છોકરા સાથે પરણાવી પણ ખરી. બાપાજી તો ડીસ્ટ્રીક્ટમાં ગયા છે એક બે દિવસમાં આવશે."

દિનમણિશંકર તરતજ શાંત થઇ ગયા. તેના મનપરનો બોજો જતો રહ્યો. કમુબ્હેને નકામો કાગલ લખી તેને નડીઆદ વહેલો બોલાવ્યો; પોતાના મિત્રો સાથે મજા કરવા માટે ગોઠવેલો પ્રોગ્રામ છોડીને ઘેર વહેલું આવવું પડ્યું; પરંતુ આ વિચાર તેને થતા હતા તેની સાથે તરતજ તેનું સમાધાન પણ થઇ ગયું કે મિત્રો સાથેના આનંદ કરતાં બ્હેનો સાથે માણેલી મજા ઘણી વધારે મીઠી થશે. ઘડીક કમુને બોલાવી તેની પાસે ઘરમાંના નોકરની, રસોયાનું કામ કરનાર બાઇની, બાપાજીના સ્વભાવની, અને શાન્તાની ટેવ કુટેવની વાતો કરવામાં દિનમણિ ગુંથાતો તો ઘડીમાં શાન્તાને રમાડવામાં, તેના માટે કાગળના રમકડાં બનાવી આપવામાં, તેની સાથે કાલી કાલી વાતો કરવામાં તે રોકાતો. કમુબ્હેનને ભણાવવાનું તેને બહુ ગમતું અને

કમુબ્હેનને ભાઇ પાસેથી શીખી લેવાની બહુ હોંસ હતી. ઘણો ખરો ફુરસદનો વખત કમુબ્હેનને શીખવવામાં ગાળવામાં આવતો હતો.

૫

**સાકરલાલ** આજે ડીસ્ટ્રીકટમાંથી આવી પહોંચ્યા. ઘેર આવતાં દિનમણિશંકરને જોઇ પોતે ખુશી થયા. "કેમ મોટા, વ્હેલો આવ્યો ! પત્રમાં તો મોડા આવવાનું લખ્યું હતું. પરીક્ષાનું પરિણામ જણાયું કે ?"

"બાપુજી, પરીક્ષાનું પરિણામ તો સારૂં જ છે"

"વ્હેલા આવવાનું શું કારણ "?

**દિનમણિશંકર** સત્ય પ્રિય હતો. પિતા પાસે જુઠું કેમ બોલવું ? ખરો જવાબ આપતાં તેને નકામા ગુસ્સે કરવા તે પણ તેને ઠીક લાગ્યું નહિ. વિચાર કરતો ઉભો રહ્યો. ત્યાં **સાકરલાલ** બોલ્યા.

" તને કમુ તથા શાન્તિને મળવાની બહુ ઇચ્છા થઇ હશે, ખરૂં કે નહિ ? તેની ચિન્તા થતી હતી કે શું ? " પિતાજીનું કહેવું અંશતઃ ખરૂં હતું તેમ સમજી **દિનમણિશંકરે** તેમના અનુમાનને ડોકું હલાવી ટેકો આપ્યો. "**દિનમણિ**, તું ન આવ્યો હત તોપણ હું તને તાર કરવાનો હતો; એટલે આવ્યો તે ઠીકજ કર્યું." તાર કરવાનું શું પ્રયોજન હશે ? આ પ્રશ્ન કમુ અને **દિનમણિના** મનમાં બહુજ ઘોળાઇ રહ્યો. ઉંડી ઉંડી નિરાશા **દિનમણિના** હૃદયને સ્પર્શી સ્પર્શીને ઉડી જવા લાગી. રંભા માથીની વાત કંઇક અંશે ખરી હશે તો ? લગ્નનાં મુહુર્તો હજુ ગયાં નથી. વગેરે વિચારોમાં બન્ને ભાઇ બ્હેન પડયાં હતાં. ત્યાં **સાકરલાલ** પોતેજ બોલી ઉઠયા. "**દિનમણિ** આપણને મહાબલેશ્વર જવાનું છે. તેથી તને તાર કરવાનો હતો કે વડોદરાને સ્ટેશને અમને મળી અમારી સાથે મુસાફરીમાં જોડાઇ જા. કમુ, આપણા સાહેબે ઉનાળા માટે મહાબલેશ્વરમાં બંગલો બાડે લીધો છે. તેઓ જવાના હતા પણ તેમના બનેવી તેમને સીમલામાં બોલાવે છે એટલે તેઓ સીમલે જશે. મહાબલેશ્વરનો બંગલો ખાલી પડયો છે, અને ફોકટ ભાડું સાહેબને આપવું પડશે. માટે તેમણે ઑફિસમાંના બધા માણસને કહ્યું કે જેને મહાબલેશ્વર જવું હશે તેને બંગલો મફત મળશે. પણ અમારી ઑફિસમાંના દાદા સાહેબ તો ચટણી મસાલામાંજ ખરચ કરી જાણે, અને પેલા મલુકચંદ તો વાણીઆ એટલે બંગલો મફત મળ્યો એટલે બીજું ઉપરનું ખર્ચ કરવા કોણ તૈયાર થાય ? હું પોતે તૈયાર થયો છું, અને ગંણપતરામ ત્રિવેદી પણ ત્યાં આવવાના છે. આપણે તો આવતી કાલે જંશું. તેઓ પાછળથી આવશે."

મહાબળેશ્વર જવાનું સાંભળી દિનમણિ ખુશી થયો, છોકરાં પણ રાજી થયાં. ઘરમાં કામ કરનારી રસોયાણી બાઇ હતી, તે મહાબળેશ્વર આવવા આનાકાની કરવા લાગી. નડીઆદમાં લગ્નના ઉત્સવના દિવસો મૂકી મહાબળેશ્વર જવાને તે બાઇ તૈયાર નહોતી. લગનસરામાં જુદાં જુદાં વિદ્વાન અને સાહેબ ગણાતા નાગર કુટુંબોમાં, સેવ, પાપડ, વડીઓ વગેરે બનાવી આપવાની મજુરીમાંથી આ બાઇ સારી કમાઇ કરી શકે તેમ હતું. તેથી રસોયાણીએ તો સાફ ના કહી કે મારાથી મહાબળેશ્વર અવાશે નહિ.

સાકરલાલ—અરે, મહાવ્યાધિ છે. બાઇડી વિનાના ઘરમાં કેટલો બધો ત્રાસ છે? ચાલો અમે અમારી રસોઇ હાથે કરશું; કેમ કસુ, તને દાળ ભાત તો બનાવતાં આવડે છે ને? રોટલી, પૂરી, નહિ બનાવીએ. મહાબળેશ્વરમાં હોટેલ હોવાથી પાંઉ મંગાવી લેશું."

કસુએ રસોઈ બનાવી દેવાનું માથે લીધું.

બીજે દિવસે પાર્ટી મહાબળેશ્વર જવા ઉપડી. જુજ સામાન સાથે લીધો હતો કારણકે બંગલો સાહિત્ય સાધનોથી ભરપૂર મળવાનો હતો.

*

મહાબળેશ્વરના બંગલામાં રહેવાની હોંસ બધા માણસોના દીલમાં એટલી બધી હતી કે ક્યારે મહાબળેશ્વર પહોંચીએ? અને ક્યારે બંગલાની હવા લઇએ? એ વિચારથી સર્વનું મન રોકાઇ ગયું હતું. છેવટે બધાં મહાબળેશ્વર પહોંચ્યાં.

બંગલો બહુ વિશાળ અને ભવ્ય હતો. આસપાસ એક સારો બગીચો હતો. પરંતુ બીજા બંગલાઓ નજીકમાં એકે નહોતા. સવારે સાડાનવ વાગે બંગલામાં પાર્ટી ગઇ ત્યારે બધાંને ભૂખ કડકડીને લાગી હતી; તેથી રસ્તે ચાલતાં સૃષ્ટિસૌન્દર્યથી ભરપૂર દેખાવો આવતા હતા પણ તે ભૂખ્યા પેટવાળાના મનપર જરા પણ અસર કરતા નહોતા. પેટની ભૂખ કંઇ સુંદર સૃષ્ટિ લીલાથી મટતી નથી. બંગલે પહોંચ્યા પછી કસુએ પ્રાઇમસ સ્ટવ સળગાવ્યો. ચાહ બનાવી બધાંએ પીધી. ભાત ચૂલા પર ચઢાવ્યો, દાળ પણ બનાવી, પણ કોઇને રોટલી કે પૂરી બનાવતાં આવડતું નહોતું. છેવટે બંગલાથી એક માઇલ દૂર હોટેલ હતી ત્યાંથી પાંઉ મંગાવવામાં આવ્યા. જમવા બેસતી વેળા છોકરાંમાંથી કોઇએ પાંઉ ખાધા નહિ કારણકે તે ખારા

પડી. ગયેલા હતા. કાચા પાકા દાળભાતથી સાકરલાલનું પેટ ભરાયું નહિ. બેચાર દિવસ આવી અડચણ ભોગવ્યા પછી તો બધાં મહાબલેશ્વરથી કંટાળી ગયાં. કસુને તો પાડોશ વિના બીલકુલ ગમે નહિ. શાન્તાને છોકરાં સાથે રમવાનું મળતું નહિ. આવા સંકટમાં આવી પડેલું કુટુંબ મહાબલેશ્વરની આરોગ્યવર્ધક હવાનો ઉપભોગ કેમ કરી શકે?

ચારપાંચ દિવસ આ પ્રમાણે ગયા, ત્યાં નડીઆદથી ગણપતરામ ત્રીવેદીનો તાર આવ્યો કે ગુલાબ બ્હેનને મહાબ્લેશ્વર રવાના કર્યા છે. સ્ટેશને આવો. બધાંએ તાર વાંચ્યો. એક રીતે તો સૌ આનંદ પામ્યાં કે ગુલાબ બ્હેનના આવ્યા પછી સારૂં ખાવાનું મલી શકશે.

ગુલાબબ્હેનને સ્ટેશનેથી બંગલાપર લાવવા દિનમણિશંકર ગયો હતો. તેમના આવ્યા પછી પહેલાં તો તે બાઇએ સારી રીતે રસોઇ કરી બપોરે એક વાગે બધાંને જમાડયાં. જમવાનું મોડું થયું, પણ સારૂં જમણ ઘણે દિવસે મળ્યું તેથી સર્વને બહુજ આનંદ થયો.

બંગલામાં સર્વ પ્રકારની સવડ હોવાથી ગુલાબબ્હેને બીજે દિવસે બંગલાની વસ્તુઓને સારી રીતે ગોઠવી કાઢી; અને બંગલાને બંગલા જેવો બનાવ્યો. સાકરલાલ આ જોઇ બહુ પ્રસન્ન થયા. દિનમણિશંકર, ગુલાબબ્હેનને જોઇ સવિશેષ રાજી થતા હતા, કારણ કે હવે તેને મહાબ્લેશ્વરની સહિલીલા નિહાળવાને સારી રીતે વખત મળતો હતો. કસુ તથા શાન્તિની ચિંતા દિનમણીશંકરને જરાપણ કરવી પડતી નહોતી. ગુલાબબ્હેનના માયાળુ સ્વભાવથી બન્ને છોકરીઓ તેની સાથે બહુ હળી ગઇ હતી.

ગુલાબબ્હેન આવ્યાને બે દિવસ થયા ત્યાં તો સાકરલાલને સીમલાથી સાહેબનો તાર આવ્યો કે એકદમ સીમલા આવો. સરકારી નોકરી અને સાહેબની નોકરી—એટલે હુકમને આધીન થવું જોઇએ. છોકરાંને આવી સ્થિતિમાં મહાબલેશ્વરના એકાંતવાસી બંગલામાં નિરાધાર મૂકી બાપાજી તો સીમલા ચાલતા થયા.

ગુલાબબ્હેન અને કસુની મૈત્રી દિવસો દિવસ વધારે જામતી ગઇ, નવરાશની વખતે કસુને ગુલાબબ્હેન, બરવા ગુંથવાનું શીખવતાં, સવારે

રસોઇનું કામ શીખવતાં; દિનમણિશંકરની બધી સગવડ સાચવવાં ગુલાબ બ્હેન ખાસ કાળજી રાખતાં. અને શાન્તિને તો પોતાના બચ્ચાંની પેઠે સાચવતાં. એક દિવસે સવારે ચાહ બનાવતી વખતે બધાં પરશાળમાં બેઠાં હતાં. ચૂલાપર ચાહ ઉકળતી હતી. શાન્તિએ ભૂલથી દૂધનું તપેલું ગુલાબ બ્હેનની સાડીપર ઉંધું વાળ્યું. તે જોઇને દિનમણિશંકર શાન્તિપર ચીડાઈ જઇ, તેને મારવા દોડયા. ત્યા ગુલાબબ્હેને તેને ઉંચકી લીધી અને દિનમણીને અટકાવ્યા.

"અરે, આવાં છોકરાંને શું મારો છો? પ્રભુના બાળક જેવા ફુલડાં શોધતાં પણ મળતાં નથી, અને જ્યાં છે ત્યાં તેના તરફ કેવી ક્રુર વર્તણુક. ભાઈ તમને ભણેલાને બચ્ચાં તરફ આ કોપ ન ઘટે"—આમ બોલી ગુલાબ બ્હેને શાન્તિને બચાવી, બધાંને ચાહ આપી.

કુસુ બ્હેને પૂછ્યું, "ગુલાબ બ્હેન, તમને છોકરાં છે ખરાં કે?"

"બ્હેન, એક હતું. પણ હતું નહતું થયું. હવે તો બાલુડાંના મોં ક્યાં જોવાનાં છે? " ગુલાબબ્હેને ઉત્તર આપ્યો.

"ગુલાબ બ્હેન, કેમ તમે નવાં બાળકોની મા થવા ભાગ્યશાળી નહિ થાઓ? તમારા સાસરીયાં કયા ગામમાં છે? તમારા એ ક્યાં છે?" ઉત્તર મેળવવાની આતુરતાથી કુસુએ પૂછ્યું.

ગુલાબબ્હેન વિચારમાં પડી ગયાં. તોપણ જરા વિચાર પછી બોલ્યાં "હવે બાળકોની મા થવાનું ભાગ્ય મારે ભોગવવાનું છે કે કેમ તે તો હું શું જાણું? પણ તમારાં જેવાં બાળકો સાથે રહીને પણ હું એ સંતોષ લઈ શકું છું. મારા સાસરીયાં નડીઆદમાંજ છે. અને મારા-યજમાન હાલ સીમલા ગયા છે." દિનમણિશંકર વિચારમાં પડયો કે નડીઆદમાંનો નાગર બ્રાહ્મણ સીમલામાં જનાર-આવનાર કોણ હશે? પોતાને નાગરી ન્યાતનાં બધાં માણસોની ઓળખાણ નહિ હોય તેમ માની વિચાર બંધ કર્યો. રોજ સાંજે બંગલામાં દિનમણિશંકર નાનાલાલ કવિનું ગીતાનું ભાષાંતર વાંચતા. ગુલાબબ્હેનને તથા કુસુને તે બહુ ગમતું હતું.

આજે સીમલાથી સાકરલાલ આવી પહોંચ્યા હતા. જમતી વેળા તેમણે દિનમણિશંકરને તથા કુસુને પૂછ્યું કે તમને મહાબળેશ્વરમાં કેવું ગમે છે? ગુલાબ બ્હેનના આવવાથી જરા સારૂં થયું છે કે કેમ?

**કમુ** કહે "બાપાજી, ગુલાબ બ્હેન હતાં તોજ મને તો અહિં ગમ્યું છે, અને **શાન્તા** તો ગુલાબ બ્હેનનીજ દીકરી થઇ ગઇ છે. ગુલાબ બ્હેન **દિનમણિભાઇના** વાંચનથી બહુ ખુશી થાય છે; **દિનમણિભાઇને** ગુલાબ બ્હેનને કંઇ નવું નવું વાંચી સંભળાવવું બહુ ગમે છે."

**કમુ** આમ વાત કરે છે ત્યાં **શાન્તા** આવી **સાકરલાલને** ગળે વળગી બોલી—"બાપાજી ગુલાબ બ્હેનને અહિંથી નહિ જવા દઇએ. નડીઆદમાં આપણે ઘેર લઇ જઇશું હો. મને તો બહુજ ગમે છે. રોજ સારૂં સારૂં, ખાવાનું આલે છે, વેણી ગુંથી, નવાં કપડાં પહેરાવે છે, ફરવા તેડી જાય છે. ને બહુ બહુ એ કરે છે. બાપાજી જરૂર આપણે ગુલાબ બ્હેનને નડીઆદ તેડી જઇશું હો–"

**દિનમણિ** કહેવા લાગ્યો—ગુલાબબ્હેનમાં આકર્ષક શક્તિ **Personal magnetism** બહુજ જણાય છે. એમના જેવી સ્ત્રીઓથીજ સંસાર સુધરશે."

આ બધું સાંભળી **સાકરલાલ** ખુશી થયા. અને કહેવા લાગ્યા. જુઓ, દિનમણિ તને મારે કહેવું જોઇએ કે તારી મા ગુજરી ગયા પછી મારે બહુજ અડચણ વેઠવી પડી છે. ડીસ્ટ્રીક્ટમાં ફરવાની નોકરી એટલે ખાવા પીવાની સવડ સારી ન હોય તો કેટલો બધો ત્રાસ થાય છે? નોકરીઆત માણસ કેવાં કામનાં હોય છે તેતો આપણે અનુભવ્યું છે–તેથી છેવટે મેં લગ્ન કરવા વિચાર કર્યો. મોટી ઉમરે નાના વયની કન્યા પરણી તેનું જીવતર બગાડવું એ વ્યાજબી નથી. **ભવાન** પંડ્યાની છોકરી સાથે લગ્ન કરવાનું કર્યું હતુ પણ મેંજ તે કબુલ રાખ્યું નહિ–છેવટે **ગણપતરામ** ત્રીવેદી મારા મિત્ર હોવાથી તેમના ઘરમાં મારો જવા આવવાનો સારો પરિચય હતો, તેની બ્હેન ગુલાબ સાથે લગ્ન કરવા ધાર્યું–જો વિધવા છે તોપણ મને તેવા વિધવા લગ્ન કરવામાં ખોટું લાગ્યું નથી–તું પોતે કહે છે કે હિંદુ સંસાર એમના જેવી સ્ત્રીઓથીજ સુધરશે–હવે ગુલાબ આપણે ત્યાંજ રહેશે–તે વાત કમુ અને શાન્તાને તું સમજાવજે. આવતા રવિવારે આપણે નડીઆદ જઇશું."

**કલ્યાણરાય નથુભાઇ જોશી.** બી. એ.

બાંકપર બેઠી, અને હૈયાફાટ રડી. કહો કે બન્ને હૃદયના ઉભરા ખલાસ થતાં સુધી રડયાં.

"આપણે એકમેકની સાથે સંપીને રહીએ છીએ, પ્રાતઃકાળમાં આ બગીચાનાં નાનાં ઝાડોને પાણી પાઇએ છીએ, અને પક્ષીઓનો કલરવ સાંભળી અલૌકીક આનંદ મેળવીએ છીએ; તે પણ અપરમાતાથી સહન થતું નથી." કિશોરી બોલી.

"હશે ઇશ્વરી નિર્માણ એમજ હશે. હું અભાગી છું, ત્હારી સાથે રહું છું તેથી તને પણ દુઃખ થાય છે. કિશોરી! જો મ્હારાથીજ તારી અપર માતા તને સતાવતી હોય; તો મારે તારા ઘરમાં એક પળવાર ટકવું પણ ઉચિત નથી. હું હવે ગમે ત્યાં ચાલ્યો જઈશ. જેણે દાંત આપ્યા છે તે ચાવણું આપશેજ. પરંતુ મારે માટે તને દુઃખ થાય તે મારાથી જોઇ શકાશે નહિ. બોલ વ્હાલી કિશોરી! કેમ બોલતી નથી? હું હવે આ ઘરમાં રહેવાને બિલકુલ ખુશી નથી. પિતાજીને કાલેજ કહીશ, કે મને હવે અહીંથી રજા આપો." પ્રબોધચંદ્રે અંતઃકરણ પુર્વક કહ્યું.

"નહિ, નહિ, પ્રબોધચંદ્ર! તમે જશો નહિ. તમે જશો તો પછી મારા શા હાલ? મને પળવાર પણ ગોઠશે નહિ. આપત્તિમાં કહો કે શાન્તિમાં કહો પણ હું જે દિવસો વ્યતીત કરૂછું, તે ફક્ત તમારા સમાગમથીજ. તમે જશો તો મને આશ્વાસન કોણ આપશે? ધીરજનાં વચનો કોણ કહેશે? પછી મારાથી દુઃખો ખમાશે નહિ. અરે દૈવ! વિશ્રામનું એક સ્થાન છે તે પણ નિર્દય થઇ કાં ખુંચવી લે છે? પ્રબોધચંદ્ર! પ્રબોધચંદ્ર!

# કિશોરી.

## એક રસીલી વાર્તા.

(૧)

" ગુજારે જે શિરે તારે,
જગતનો નાથ તે સહેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ,
અતિ પ્યારૂં ગણી લેજે."

બાલાશંકર.

આજે પ્રબોધચંદ્રની વીશમી વર્ષગાંઠ છે. આજના મંગળમય વહાણામાં તે વહેલો ઉઠયો, નાહી ધોઈ દેવાર્ચન કરી પરવાર્યો; અને ઉત્તમ વસ્ત્રો પહેરી પોતાના મકાનની પછવાડે આવેલા બગીચામાં એક બાંકપર જઇને બેઠો. થોડીવાર થઇ એટલે તેના મિત્રો ભેટ સોગાદો આપવાને માટે આવ્યા. તે કામ ખલાસ થઇ રહ્યું, ઉઠવાની તૈયારીમાં હતો; તેવામાં પછવાડેના વૃક્ષકુંજમાંથી એક સોળ વર્ષની લલના નીકળી આવી. તેના હાથમાં એક અતિ સુવાસિક મનોહર પુષ્પનો ગજરો હતો. તે આગળ આવી, અને જાણે સતારના તાર ઝણઝણતા હોય, રૂપેરી ઘંટડી વાગતી હોય, તેમ આસ્તેથી બોલી. " પ્રબોધચંદ્ર! મુજ ગરીબની આટલી રંક ભેટ સ્વીકારશો?" "શા માટે નહિ? ઘણીજ ખુશીથી;" આમ બોલી તેના હાથમાંથી ગજરો લીધો. એકમેકના સામું જોયું. બન્નેની આંખો હર્ષાશ્રુથી ભરપૂર હતી. તારા મૈત્રક થયું, અને બન્નેનીઃ—

" મળી દ્રષ્ટો દ્રષ્ટ!!! "

ચાર આંખો એક થઇ, પળવાર કોઇ કંઇ બોલી શક્યું નહિ. આખરે પ્રબોધચંદ્રે મૌન તોડયું, "કિશોરી! તું આમ ઘડી ઘડી રડી પડે, તે મને સારૂં લાગે કે? કહે જોઇએ, આપણું આ દુનિયામાં કોણ છે? ફક્ત ઉંચે આકાશ અને નીચે ધરતી. આપણે બન્ને એકમેકના આધારેજ રહી શકીએ છીએ. કહે, તું આમ રડી પડીને મને ગભરાવે; પછી મને હીંમત કેમ રહે?" કિશોરીથી રડવું ખાળી ન શકાયું. તે પ્રબોધચંદ્રની બાજુમાં

બાંકપર બેઠી, અને હેબાક્ફાટ રડી. કહો કે બન્ને હૃદયના ઉભરા ખલાસ થતાં સુધી રડ્યાં.

"આપણે એકમેકની સાથે સંપીને રહીએ છીએ, પ્રાતઃકાળમાં આ બગીચાનાં નાનાં ઝાડોને પાણી પાઇએ છીએ, અને પક્ષીઓનો કલરવ સાંભળી અલૌકીક આનંદ મેળવીએ છીએ; તે પણ અપરમાતાથી સહન થતું નથી." કિશોરી બોલી.

"હશે ઇશ્વરી નિર્માણ એમજ હશે. હું અભાગી છું, મ્હારી સાથે રહું છું તેથી તને પણ દુઃખ થાય છે. કિશોરી! જો મ્હારાથીજ તારી અપર માતા તને સતાવતી હોય; તો મારે તારા ઘરમાં એક પળવાર ટકવું પણ ઉચિત નથી. હું હવે ગમે ત્યાં ચાલ્યો જઇશ. જેણે દાંત આપ્યા છે તે ચાવણું આપશેજ. પરંતુ મારે માટે તને દુઃખ થાય તે મારાથી જોઇ શકાશે નહિ. બોલ વ્હાલી કિશોરી! કેમ બોલતી નથી? હું હવે આ ઘરમાં રહેવાને બિલકુલ ખુશી નથી. પિતાજીને કાલેજ કહીશ, કે મને હવે સુખેથી રજા આપો." પ્રબોધચંદ્રે અંતઃકરણ પુર્વક કહ્યું.

"નહિ, નહિ, પ્રબોધચંદ્ર! તમે જશો નહિ. તમે જશો તો પછી મારા શા હાલ? મને પળવાર પણ ગોઠશે નહિ. આપત્તિમાં કહો કે શાન્તિમાં કહો પણ હું જે દિવસો વ્યતીત કરૂછું, તે ફક્ત તમારા સમાગમથીજ. તમે જશો તો મને આશ્વાસન કોણ આપશે? ધીરજનાં વચનો કોણ કહેશે? પછી મારાથી દુઃખો ખમાશે નહિ. અરે દૈવ! વિશ્રામનું એક સ્થાન છે તે પણ નિર્દય થઇ કાં ખુંચવી લે છે? પ્રબોધચંદ્ર! પ્રબોધચંદ્ર! તમે જશો તો હું ઘડી પણ જીવી શકવાની નથી. ભલે, જવું હોય તો મને મારી નાખી પછી ગમે ત્યાં જાઓ; પરંતુ જીવતી આગમાં ધકેલીને જશો નહિ." કિશોરીએ અશ્રુ પૂર્ણ નયનોથી કહ્યું.

"નહિ, વ્હાલી કિશોરી! તારૂં દીલ દુભાવી હું કોઇપણ સ્થલે જઇશ નહિ. ગાંડી, આમ ઘેલાં શું કાઢે છે? હું તો સહજ વાત કરતો હતો. મુંઝાઇશ નહિ. હું કોઇપણ સ્થલે જવાનો નથી. ધીરજ ધર." પ્રબોધચંદ્રે સમયાનુસાર વાતને રૂપાંતર આપી, કિશોરીને આશ્વાસન આપ્યું. વખત મોડો થઇ ગયો હોવાથી બન્ને છુટાં પડ્યાં.

(૨)

મનમોહનરાય બાબુનું કુટુંબ એક વખત પૂર્ણ 'જાહોજલાલી' ભોગવતું હતું. નાણાં સંબંધી સંતોષકારક સ્થિતિ હતી. બન્ને દંપતી ઇશ્વર ભક્તિમાં તલ્લીન રહેતાં. તેઓને કશી વાતે ખોટ નહોતી; પરંતુ ફક્ત એકજ ખામી હતી, અને તે એકે હજુ સુધી કંઇ પણ સંતતિ નહોતી; તેથી ઉભય નિશદિન ગમગીન રહેતાં. બાબુ સમજુ હતા. સંતતિ એ ઇશ્વરી નિર્માણ છે. આમ સમજતા, અને પોતાની પત્નીનું મન મનાવતા. ગમે તેટલું મન મનાવે, પરંતુ આખરે સ્ત્રી જાતિ. તેઓના મનમાંથી દિલગીરી જાયજ નહિ. ઇશ્વરે સામું જોયું, અને ગર્ભાધાનનાં ચિહ્નો દેખાયાં. પણ **न जाणे जानकीनाथः प्रभाते किं भविष्यति ॥** બાબુજી અચાનક વ્યાધિના પંજામાં સપડાયા. યમરાજાનું આમંત્રણ કોણ રોકી શકે ? પરલોકવાસી થયા. તેમનાં સુશીલ ધર્મપત્નીને આ ઘા અસહ્ય લાગ્યો, પરંતુ ઇશ્વરના ઘર આગળ કોનો ઉપાય ચાલે છે ? તેમના હૃદયમાંથી શોક વિસ્મૃત થયો નહિ. પ્રભુએ પુત્ર રત્નની બક્ષીસ કરી. બાઇને હર્ષોન્માદ થયો, અને તે ભલી બાઇ પોતાના પુત્રને અનાથવત્ કરી પોતાના પ્રિય પતિના અમર આત્માને ભેટવા ચાલી ગઇ. (ઇશ્વર તેમના આત્માને શાન્તિ આપો ! ) તે પુત્રને મનમોહરાય બાબુના મિત્ર રામરાવ બાબુ પોતાને ઘેર લઇ ગયા, અને પુત્રસમ પાળીપોષીને મોટો કર્યો. તેજ આપણી વાર્તાનો નાયક પ્રબોધચંદ્ર.

પ્રબોધચંદ્ર ધીમે ધીમે મોટો થતો ગયો. ઉમ્મરલાયક પાંચ વર્ષનો થયો, એટલે બાબુજીએ તેને નિશાળે મૂક્યો. ભણવામાં તેની ચાલાકી જોઇ વિદ્યાગુરૂ કાયમ તેની ઉપર પ્રસન્ન રહેતા, અને તેમની મહેરબાની પ્રબોધચંદ્ર ઉપર ઘણીજ વધી પડી. પ્રબોધચંદ્ર તથા કિશોરી બન્ને એકજ ક્લાસમાં હતાં. બન્ને બાળકો ગુરૂજીને અત્યંત પ્રિય હતાં.

પ્રબોધચંદ્ર અને રામરાવ બાબુની એકની એક પુત્રી કિશોરી સાથે રમતાં, અને તેમના મકાનની પછવાડે આવેલા બગીચાનાં વૃક્ષોને પૂર્ણ આનંદથી પાણી પાતાં હતાં. બાલ્યવયનો નિર્દોષ આનંદ લૂંટતાં, અને બગીચાની દરેક જાતની દેખરેખ રાખી, તે કેમ સુશોભિત થાય, તે ઉપર કાયમ લક્ષ આપતાં. ઇશ્વરની ગહન ગતી છે. કાળચક્રની ગતી કોઇએ રોકી નથી. રામરાવ બાબુનાં ધર્મપત્ની અચાનક કૈલાસવાસી થયાં, અને બાબુજી

ફરીથી પરણ્યા. નવી સ્ત્રીએ ધીમે ધીમે બાપુજી ઉપર મોહજાળ ફેલાવા માંડી. રામરાવ બાપુ નવી સ્ત્રીના પાસમાં બંધાઇ ગયા. વાંચક ! કહે સ્ત્રીને આધીન કોણ થયું નથી ? ધીરે ધીરે પ્રબોધચંદ્ર, અને કિશોરી માટે સંશય યુક્ત રીપોર્ટ આપવા શરૂ કર્યાં. ફાવે તેમ તેમના-બાળકોના દોષો બાપુ સમક્ષ કહેતી. બાપુને દરેક વાત સત્ય ભાસવા લાગી, અને બાળકો કહે તે તદ્દન સાંભળવું બંધ કીધું. બાળકો મૂંગે મોઢે બધું સહન કરવા લાગ્યાં. બિચારા પ્રબોધચંદ્રને આખો દિવસ મેણાં સાંભળવાંજ પડે. નિશાળેથી વહેલો મોડો આવે, કે વાક્પ્રહાર થએલોજ છે. બિચારી કિશોરીને પણ મેણાંનો પાર નહી. હરવાફરવાની બિલકુલ રજા નહિ અરે ! બીજું તો ઠીક પરંતુ પૂરૂં ખાવાને પણ સાંસા. ટૂંકામાં બીજી ક્રૂર અપર માતાઓ પોતાનાં ઓરમાયાં છોકરાં પ્રત્યે જેવી વર્તણૂક ચલાવે છે, તે મુજબ કિશોરી ત્થા પ્રબોધચંદ્રને દરેક રીતે સહન કરવું પડતું. બાળક બિચારાં શું કરે ? પિતાજી કને ફરીયાદ કરે, તો ત્યાંથી કંઇપણ દાદ મળવાની આશાજ નહિ; કારણકે મોહાંધઃ બન્ને બાળકો એકાંતે બગીચામાં મળે, એક બીજાનાં દુઃખ વિસ્તારથી કહે, ભાર ઓછો કરી એક બીજાને આશ્વાસન આપે. સિવાય કશો રસ્તો નહોતો.

" ગોળ વિના જેવો કંસાર
" મા વિના તેવો સંસાર. "

( પ્રકીર્ણ )

(૩)

આજે રામરાવ બાપુ દિવાનખાનામાં ક્રોધાંધ થઇ, પ્રબોધચંદ્ર આવવાની રાહ જોઇને બેઠેલા છે. થોડીવાર થઇ એટલે પ્રબોધચંદ્ર કોલેજમાંથી આવ્યો, અને બાપુજીનો ક્રોધપૂર્ણ ચ્હેરો નિહાળી ચેતી ગયો, કે જરૂર આજે કંઇ નવા જૂની થવાની છે. તરતજ બાપુજીએ તેને બોલાવ્યો, અને કહેવા લાગ્યાઃ—

" હવે તું કંઇ નાનો નથી. લગભગ છવ્વીસ વર્ષ પૂરાં થયાં, છતાં તને દુનિયાદારીનું ભાન આવતું નથી. કમાવાની કંઇ પણ ચિંતા નથી. તારા જેવા જુવાનને હવે બેઠાં બેઠાં ખાવું, તે શરમ લગાડવા જેવું છે; માટે કોઇપણ ઠેકાણે ધંધે લાગી જા. મુંબઇમાં મારા એક મિત્ર છે. તેની

ઉપર તને ભલામણ પત્ર લખી આપું, તે લઇને ત્યાં જા. તે તને જરૂર ધંધે લગાડશે." પ્રબોધચંદ્રથી આ વચનો સાંખી શકાયાં નહિ, પરંતુ પોતે સમજુ હતો. સમય જોયો, પોતે તેના આશ્રયમાં છે, વળી તેણેજ પાળી પોષીને પોતાને મોટો કર્યો છે, જેથી દરેક રીતે તેનાથી દબાયલો છે; અને અમે તેવા તોપણ પોતાના વડીલ છે. આમ વિચારી જવાબ આપ્યો. "ભલે, પિતાજી, આપની આજ્ઞા અને શિરસાવંદ્ય છે." બીજે દિવસે રામરાવ બાબુએ પોતાના મિત્ર ઉપર ભલામણ પત્ર લખી આપ્યો, તે લઇ પ્રબોધચંદ્ર મુંબઇ આવ્યો. પત્રના આધારે સારી રીતે આદર સત્કાર થયો, અને નોકરીની પણ સગવડતા થઇ ગઇ. પ્રબોધચંદ્ર પોતાની ચાલાકીથી દિન પ્રતિદિન શેઠને પ્રિય થતો ગયો, અને છેવટે દુકાનમાં મુનીમનું કામ કરવા લાગ્યો.

પ્રબોધચંદ્રે મુંબઇમાં રહેવા માટે એક સારા લતામાં ઘર ભાડે રાખ્યું, અને ગ્રહસ્થની માફક રહેવા લાગ્યો. હાલમાં બાહ્યદૃષ્ટીથી જોતાં તો તે સર્વ વાતે સુખી હતો; પણ અંદરખાનેથી ખરેખરો સુખી નહોતો. તેને સદા કિશોરી યાદ આવવા લાગી. ખાતાં કિશોરી, પીતાં કિશોરી, ફરવા જાય તો કિશોરી, સ્વપ્નમાં પણ કિશોરી; અને જ્યાં જાય ત્યાં દરેક ઠેકાણે કિશોરી, કિશોરી, અને કિશોરીજ. તેનો પ્રેમ ઢાંક્યો ન રહ્યો. તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. સ્વભાવે ચીડીયો થયો હતો. કંઇ પણ કામ કરતાં ચેન પડતું નહિ, કદાચ લક્ષ દઇને કરવા જતો; તો તે બરાબર થતું નહિ. કારણકેઃ—

"તેની પત્ની હૃદય વિભૂતી સ્નેહની જે સરિતા,
"તેની પાસે જીગર ઘસડી જાય છે લેઇ હાવાં!
"આલેખાયું હૃદય પટમાં ચિત્ર વ્હાલી તણું છે,
"અંગોમાંથી જીવન સઘળું ત્યાંજ આવી ટક્યું છે."

"કલાપી"

એકાંતમાં કલાકોના કલાકો સુધી વિચારમાળામાં ગુંથાઇ રહેતો. આજે તે વિચાર સાગરમાં ગરકાવ થએલો હતો. પ્રેમીની મૂર્તિ પ્રત્યક્ષ જણાય, તેને ઠપકો આપવા લાગ્યો. "કિશોરી! તું મને કોઇવાર યાદ કરે છે! ભૂલી તો નથી ગઇ? ના, ના, તું એટલી બધી દૂર નથી, કે મને ભૂલી જાય. અરે! ત્હારા હૃદયમાં મારૂં સ્મરણ માત્ર હોય, તો આજદિન સુધી એકપણ

પત્ર કેમ લખે નહિ ? ખરેખર તું મને ભૂલીજ ગઇ છે. ભલે, તું મને ભૂલી જા; પરંતુ તું મારા હૃદયમાંથી ખસવાની નથી. તારો નિર્મળ પ્રેમ હું ઘડી ભર વિસરી શકવાનો નથી. કિશોરી ! કિશોરી ! કેમ બોલતી નથી ? શું મારી પર રોષે ભરાઇ છે ? બોલ બોલ એક વખત તારા મુખની મીઠી અમૃતવાણીથી મારી કર્ણેન્દ્રીને તૃપ્ત થવા દે. મારા સોગન કેમ બોલતી નથી ? " આમ બોલતો પાસે જઇ હાથ ઝાલી બોલાવા જાય છે, ત્યાં હાથ ભીંત સાથે અફળાવાથી જાગૃતિમાં આવ્યો; અને પોતાની મૂર્ખાઇપર હસવા લાગ્યો. ઘડીયાળ પોતાનું કામ કર્યે જતી હતી. દશના ટકોરા થયા. હવેજ પ્રબોધચંદ્રને દુકાને, જવાની સ્મૃતિ આવી, અને કપડાં પહેરી જવાને તૈયાર થયો; એટલામાં પોસ્ટમેનને પ્રબોધચંદ્રનું નામ પોકારતો સાંભળ્યો. તેને ઉપર બોલાવ્યો, અને કાગળ લીધો. કવરપર અક્ષર જોયા, પરિચીત અક્ષરો ઓળખ્યા; અને પત્રને હર્ષાશ્રુથી ભીંજવી નાખ્યો. હૃદય સાથે દાબ્યો, ચૂમ્યો, વળી હૃદય સાથે દાબ્યો; છતાં તૃપ્તિ થઇ નહિ. આ કાગળ તેની વ્હાલી કિશોરીનો હતો. જેમ આંધળાને નેત્ર અને માછલીને પાણીની પ્રાપ્તિ થાય, અને જેટલો આનંદ થાય; તેથી વિશેષ આનંદ પ્રબોધચંદ્રને થયો. કાગળ ફોડ્યો, અને વાંચાવા લાગ્યો.

પ્રિય સ્વજન.

" इष्ट प्रवास जनितान्यवला जनानि ।
" दुःखानि नूनमति मात्र सुदुःसहानि. ॥ "

"कालीदास."

હું આ પત્ર તમોને લખું છું ખરી, પરંતુ લખવાને માટે મને હક છે કે નહિ ? તે સમજી શકતી નથી. લખવાને માટે કુદરતી પ્રેરણા થાય છે, અને તેથી જ બે બોલ લખાય તેને માટે માફી માગું છું. તમો અત્રેથી ગયા પછી મારૂં આ દુનિયામાં કોઇ નથી. મારી સ્થિતિ અત્યારે "જીવડું" ના જેવી થઇ છે. હૃદય સરોવરમાં પ્રેમરૂપી પુષ્પ રાખેલ છે, તે સુકાતું નથી; કરમાતું નથી; અને છોડ્યું છોડાતું પણ નથી. માતાપિતા છોડાવવાને માટે ઘણો આગ્રહ કરે છે, પણ હૃદય કબુલ કરતું નથી. કુમુદના શબ્દોનું વારંવાર રટન કરી હૃદયને સાંત્વન આપું છું. કે:—

"શશી ગયો ઉગશે ગણીને બલે,
"ટકતી અંજ નીશા સુજ ચિત્તમાં."

" સરસ્વતીચંદ્ર ભા. ૧ "

હવે તો ચંદ્ર ક્યારે ઉગે, અને આ બિહામણી અંધારી રાત્રિનો અંત ક્યારે આવે; તેનીજ રાહ જોતી બેઠી છું. મારી સંસાર સાગરની નૌકા અત્યારે મધદરિયે ડૂબવા બેઠી છે. તેને તારવી કે બુડાડવી તે તમારા હાથમાં છે. માતાપિતાની મારી ઉપર કેટલી પ્રીતિ છે, તે તમે જાણો છો. સમજુને શું સમજાવવું ? અનુભવીને શું કહું ? પ્રબોધચંદ્ર ! પ્રબોધચંદ્ર ! મને જીવતી આગમાં ધકેલી મૂકે છે. હાથમાં દીવો આપીને કુવામાં પાડવા મોકલે છે. માતાપિતાએ મારા લગ્નની તૈયારી કરી નાખી છે, અને તે પણ કોની સાથે ? મારી માતાનો પિયરનો કોઇ તેનો સગો છે; તેની સાથે. જેનું સવિસ્તર બ્યાન આપવાને મારી કલમ ના પાડે છે. બસ, આટલામાંજ તમો સમજી લેજો. અરે ! ગમે તેવો હોય મારે તેની સાથે શું સંબંધ છે ? મારે તો તમારા સિવાય અન્ય ભ્રાતા અને પિતા સમાન છે. મારો પ્રેમ કેવો છે, તે તમારા અંતઃકરણનેજ પ્રશ્ન પૂછવાથી જવાબ મળશે. હું આત્મશ્લાઘા કરીને લખું, તો સોનાપર ધુંસ ચઢાવવા જેવું છે-મિથ્યા છે.

વ્હાલા ! ક્રૂર થઇ આમ રંક અબળાને શા માટે સતાવો છો ? ઉદાર થઇ, પ્રણયીને કેમ સંતોષતા નથી ? દયાળુ થઇને, દુઃખીનાં અશ્રુ કેમ લુછતા નથી ? અરે ! તમારૂં હૃદય ભિન્ન તો નથી થઇ ગયું ? શું તમારા જીગરની અધિષ્ઠાત્રિ કોઇ બીજી તો નથી થઇ ? કદાચ તેમ થયું હશે, તો આ પ્રેમસાગરની માછલી પ્રેમવારિ વિના કેમ જીવી શકશે ? નાના પ્રકારના ભોગ વિલાસ તમારા વિના નિરસ લાગે છે, આ ગૃહ સ્મશાન સમ લાગે છે; અને જીવન મૃતવત્ લાગે છે. તમારો સ્નેહ, મમતા, અને અંતરની લાગણી, ઘડી ઘડી યાદ આવે છે. બચપણના વિનોદથી મળેલું સ્વર્ગીય સુખ ભૂલાતું નથી. હવે એવું સુખ સદાને માટે મળે, એવી પરમ કૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું.' આ રંક અબળાની વ્હાર કરવા વિસરી ન જશો.

લી.,

અભાગીણી કિશોરી.

કાગળ વંચાઇ રહ્યો. તેનું મસ્તક ફરવા લાગ્યું. ક્રોધ અને શોકની છાયામાં દબાઇ ગયો. શું કરવું તે સુઝે નહિ. આજે તેને દુકાને જવું પણ

ગમ્યું નહિ. વિચારમાળામાં સપડાયો. " અનાથ કિશોરી ! શું તારી આ સ્થિતિ ? ખરેખર તારા પિતા રાક્ષસી કૃત્ય કરવા બેઠા છે. શું મારી પ્રિયાને અન્યને આપવા ઇચ્છે છે ? નહિ, નહિ, તેમ કદિ બનશેજ નહિ. હું ત્યાં જઈશ, આજીજી કરીને વિનવીશ; મારો અને કિશોરીનો પ્રેમ જાહેર કરીશ. ગમે તે થાય પરંતુ કિશોરીને દુઃખી થવા દઈશ નહિ. જેને એક વખત વિશ્વાસ-પ્રેમ આપ્યો, તેની પ્રત્યે વિશ્વાસઘાતી થઈશ નહિ. રાંકડી માતા વિનાની કિશોરીની કોણ દયા લાવે ? સુશીલ પુત્રી પિતાને શું કહી શકે ? કદાચ લજ્જા ત્યાગી સત્ય વાર્તા જણાવે, તોપણ મોહાંધની આંખ ઉઘડે તેમ નથી. હવે તો એકજ રસ્તો છે, કે મારે ત્યાં જવું; અને બાપુજીને સત્ય વાર્તા જણાવવી." વિચારમાળા પૂરી થઇ. દુકાને જઇ, શેઠ પાસેથી મહા મુશીબતે ત્રણ દિવસની રજા મેળવી; અને જન્મભૂમી જવાની સર્વ તૈયારીઓ કરી નાખી. રાત્રે કોલાબેથી ઉપડતી મેલ ટ્રેઇનમાં રવાના થઈ ગયો.

(૪)

રામરાવ બાપુ અને પ્રબોધચંદ્ર દિવાનખાનામાં વાતો કરતા બેઠા છે. "પ્રબોધ ! શું આ પાળક પિતાને તદ્દન વિસરી ગયો ? કોઇવાર પત્ર પણ ન લખ્યો ? હવે મોટો થયો, ધંધે લાગ્યો એટલે અમોને યાદ કરવા પણ વખત ક્યાંથી મળે ? " ગરીબ બિચારો પ્રબોધ ! ! ! અત્યારે તેનું મગજ ફરતું હતું. બાપુજીના એક સાથે થએલ આટલા બધા સવાલોનો જવાબ એકી સાથે શી રીતે આપે ! ! કંઇ પણ જવાબ આપ્યો નહિ.

" કેમ ભાઇ ! તબીયત સારી છે ને ? " બાપુ બોલ્યા.

" હા, જી. "

" નોકરી તો સારી છે ને ? "

" પિતાજી ! નોકરીની શું વાત કરૂં ! શેઠનો મારા ઉપર અગાધ પ્રેમ છે. પેટના દિકરા કરતાં પણ વિશેષ પ્રીતિ રાખે છે. તેના ઉપકાર મારાથી વિસરાય તેમ નથી. " પ્રબોધચંદ્રે પૂર્ણ સંતોષ બતાવ્યો. "

કેટલાક બીજા કુશળ વર્તમાન પૂછ્યા. જેના પ્રબોધચંદ્રે યથાચિત

પ્રત્યુત્તરો આપ્યા. છેવટે બાપુએ કિશોરીના લગ્નની વાત કહાડી. પ્રબોધચંદ્રને જાણે હજારો વીંછીઓએ ડંખ માર્યો હોય, તેવી અસહ્ય વેદના થઇ. તેનાથી વધારે સાંભળી શકાયું નહિ. આખરે ધૈર્ય અને લજ્જાનો ત્યાગ કરી બોલ્યો. "પિતાજી ! હું તમારૂં બચ્ચું છું. મારા બોલવાપર રોષ લાવશો નહિ. સારાસારનો વિચાર કર્યા વિના તમે કિશોરીનો ભવ બાળી દેવા તૈયાર થયા છો. પ્રેમ વિનાનાં લગ્ન. અરે ! ખરૂં પૂછાવો તો લાકડે માંકડું વળગાડી દેવાથી શું પરિણામ આવે છે, તેના તમોએ અનેક દાખલાઓ વાંચ્યા છે. આ લગ્નથી કિશોરી બિલકુલ ખુશી નથી. હું વિનવીને-આજીજી કરીને-પગે પડીને કહું છું, કે હું કિશોરીને ચાહું છું."

"હું કિશોરીને ચાહું છું" આ વાક્ય સાંભળતાંજ બાપુના ક્રોધનો પાર ન રહ્યો. ભયંકર ગર્જના કરી બોલી ઉઠયા. "દૂષ્ટ તું શું બકે છે ? કિશોરી કોણ ? તું તેને ચાહે તે બનીજ કેમ શકે ? હું તારો પાળક પિતા, અને એ ધર્માનુસાર 'કિશોરી તારી સગી બેન છે.' સર્પને દૂધ પાઇને ઉછેર્યો, તે આટલાજ માટે કે ? દુનિયામાં ધારો છે કે 'બૂરો બૂરાઇ ના તજે.' વળી:—

"સોનાને શુભ પાંજરે પકડીને રાખ્યો રૂડો કાગડો,
"સંભાળી શુભ ખાનપાન દઇને પ્રેમે પઢાવ્યો ઘણો;
"કયાંથી તે શુકના સમાન પદવી પામે અરે ! પાપીયો,
"આવે દુર્જનમાં નહિ સુજનતા સિદ્ધાંત એવો થયો."

"કેશવરામ હ. ભટ્ટ."

"તું આટલો બધો નીચ નીકળશે, આમ મારી સ્વપ્ને પણ ધારણા નહોતી. હાથે કરીને મેં પગપર કુહાડો માર્યો, તેમાં કોઇને શું દોષ દેવો ? પ્રબોધ ! મેં તને પાળીપોષીને મોટો કર્યો તે ઉપકાર તદ્દન વિસરી ન જા. નિમકહરામ ન થા. અરે મોહાંધ ! વિચાર કર. તેં કોની પ્રત્યે પ્રેમ પ્રદર્શિત કર્યો છે ? તારી એક સગી બેન પ્રત્યે. જા. મારૂં કહેલું માનતો હો-અરે ! કહ્યું નહિ પણ હું તારી પાસે વચન માગી લઉં છું, કે અહિંથી ચાલ્યો જા. કિશોરીને મળીશ પણ નહિ. તારી ઉપર કરેલા ઉપકારના બદલામાં હું ફક્ત એટલુંજ માગું છું. તારા પાળકને વિસરી ગયો ન હો, તેના ઉપકાર તળે દબાયલો હો: અને તેનો બદલો આપવાની ઇચ્છા હોય, તો તે બદલામાં હું ફરી ફરીને માગી લઉં છું, કે કિશોરીને

મળ્યા વિના અત્રેથી તારે ચાલ્યા જવું. બસ જા. હવે હું કંઇ પણ સાંભ- ળવા માગતો નથી."

પ્રબોધચંદ્રથી આ અપમાન સાંખી શકાયું નહિ. "**કિશોરી તારી સગી બેન છે.**" આ વાક્યે તેનું મગજ ઉશ્કેરી મૂકયું હતું, પરંતુ વિનયની મર્યાદા ઉલ્લંઘી અપમાન કરી શકયો નહિ. ત્યાંથી ભગ્ન હૃદયે પાછો ફર્યો. વિચાર સાગરમાં ડબકાં ખાવા લાગ્યો, કિનારો હાથ ન આવ્યો. એક બાજુ કિશોરીનો પ્રેમ યાદ આવ્યો, ત્યાં બીજી બાજુ નિમકહલાલી ઉભેલી જણાઇ. કોનો ત્યાગ કરવો, અને કોને વળગી રહેવું તે નિશ્ચયપર આવી શકયો નહિ. આંખો મીચીને ચાલવા લાગ્યો. સામે મનરવી ત્રાજવું દેખાયું. એક પલ્લામાં પ્રેમ, અને બીજામાં નિમકહલાલી મૂકી; તુલના કરવા લાગ્યો. નિમકહલાલીનું પલ્લું નીચે બેઠેલું જણાયું. પ્રેમનો ત્યાગ કરી નિમકહલાલીને વળગી રહેવું, આવા દૃઢ નિશ્ચયપર આવ્યો. "બસ. હવે તો કિશોરીને મળવુંજ નહિ. મળું તો વળી પ્રેમની લાગણી ઉશ્કેરાય, અને વિશ્વની નજરમાં નિમકહરામ લેખાઉં; એવું કદિ થવા દઇશજ નહિ." કઠોર હૃદયનો થઇ સ્ટેશન તરફ ચાલ્યો, મિત્રોને મળ્યો પણ નહિ; અને ટ્રેનનો ટાઇમ થતાં ટીકીટ લઇ મુંબઇ તરફ પ્રયાણ કરી ગયો. ઘેર આવ્યો, નોકરીપર હાજર થઇ ગયો, અને નિયમીત કામકાજ કરવા લાગ્યો; કે જેથી કિશોરીને ભૂલી જવાય. પરંતુ અખંડ પ્રેમ તેને ડંખવા લાગ્યો. ધન્ય છે તારી નિમકહલાલીને ! બધાં આવાંજ હૃદયનાં માણસો હોય તો પછી કળિયુગ કોણ કહે ? ઇશ્વરની ગહન ગતિ છે. શેઠનો પ્રેમ દિનપ્રતિદિન વધતો ગયો. પોતાને કંઇ સંતાન ન હોવાથી પ્રબોધચંદ્રનેજ પુત્ર તરીકે રાખ્યો; અને લાખોની મિલકતનો વારસ બનાવ્યો. વાહ પ્રભુ ! તારી કળા અકળીત છે. રાયનો રંક ને તૃણનો મેરૂ બનાવી દે છે. કયાં એક વખતનો માબાપ વિનાનો અનાથ પ્રબોધચંદ્ર, અને કયાં અત્યારે ખમા ખમાના પોકારો સાંભળતાં લ્હેરો થઇ જતો લખોપતિ શેઠ !

(૫)

પ્રબોધચંદ્ર અને બાપુજી વચ્ચે થએલ વાર્તાલાપ કિશોરીએ છુપાઇને સાંભળ્યો હતો. પ્રબોધચંદ્રને ધિક્કારી કાઢી રજા આપી તે જોઇને કિશોરી મૃતવત્ થઇ ગઇ. આ સંસારની બધી આશા તેણે છોડી દીધી. પોતાના પ્રિયતમને ભૂલાતી તો નહિ, પરંતુ છેવટનો પત્ર લખીને પોતાના અંતરની

વાત જણાવવા ઇચ્છા થઇ. કાગળ લખવા બેઠી, તૂટતી કલમે બે ચાર અક્ષરે લખી કાઢયા તે નીચે મુજબ હતા.

વ્હાલા,

કિશોરી હવે આ સંસારમાં તમને ફરીથી મળવાની નથી. તેનો આત્મા કિરતારના દરબારમાં સ્વફ઼સનો ઇન્સાફ લેવાને ચાલ્યો જશે. આ ક્ષુદ્ર જીવને સંભારી શોચના ન કરશો, દુઃખી નહિં થશો, રડશો નહિં. ભાવી મિથ્યા થતું નથી. વિધાતાની એમજ મરજી જણાય છે.

" શું પૂછવું ? શું બોલવું ? ખુશ છો અને રહેજો ખુશી !
" વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઇ નહિ. "

"કલાપી" ના આ ઉદ્‌ગારો સદા સંભારી રાખજો.

લી. અભાગીણી કિશોરીના
છેવટના પ્રણામ.

કાગળ લખાઇ રહ્યો, તેવામાં તેના પિતાજીનો સાદ સંભળાયો.

" કિશોરી! કિશોરી! "

" આવી, જી. " કહેતાંની સાથે એકદમ દોડતી દોડતી ગઇ, અને ભૂલથી કાગળ ત્યાંજ છૂટો મૂકતી ગઇ. પવનથી કાગળ ઉડતો ઉડતો દિવાનખાનામાંથી ચાલીમાં આવ્યો, અને કિશોરીની માતાની દૃષ્ટીએ પડ્યો. કાગળ ઉંચકી લીધો, વાંચ્યો. કિશોરી હવે સંપૂર્ણ ગુન્હામાં આવી છે, આમ ખુશી થતી પતિને ઉશ્કેરવા માટે ચાલી. બીજી બાજુ પિતાજીએ સોંપેલ કાર્ય ખલાસ થવાથી કિશોરી પોતાના દિવાનખાનામાં આવી. પત્ર દૃષ્ટીએ ન પડ્યો. હાંફળી ફાંફળી શોધ કરવા લાગી. પરંતુ કોઇપણ ઠેકાણે દેખાયો નહિ. એટલામાં માતાપિતા વચ્ચે થતા વાદવિવાદનો શોર બકોર સાંભળી કાન દઇને સાંભળવા લાગી. "

" એ........સાંભળ્યું કે ? જુઓ આ તમારો વ્હાલી દિકરીને ભણાવી તેનું પરિણામ. "

"શું છે?"

"આમ જુઓ તો ખરા માબાપ તો જાણે કાંઈ અને પેલો પ્રબોધ તેને કાળના મોઢામાંથી બચાવવાવાળો."

"પણ છે શું!"

"આપણું તો નાક કપાઇ ગયું, અને હજુ પૂછોછો કે છે શું?"

"પણ જરા કહેતો ખરી, કે શું બીના બની. કહ્યા વિના કેની રીતે જાણી શકાય?"

"લ્યો; આ કાગળજ તમોને કહેશે. મારી જીભ તે ક્યાં વધારાની છે કે બોલ બોલ કરે."

"આ કાગળજ તમોને કહેશે." આ વાક્ય સાંભળતાંજ કિશોરીપર વજ્રપાત થયો. ત્યાંજ મૂર્છા ખાઇને પડી.

બાપુએ કાગળ વાંચ્યો. વાંચતાંજ તેમની નજરમાં કિશોરીના દોષની સિમા ન રહી. "કેટલી મૂર્ખાઇ! એક પુરૂષને કાગળ લખવાને માટે કેટલી હીંમત! અને તે પણ આટલી બધી છૂટથી! કિશોરી! તું મર્યાદાની હદ ઉલ્લંઘી ગઇ છે. ખરેખર મારૂં નાક કપાવા બેઠી છે. અરે પ્રભુ! પેટ ફાટ્યું ત્યાં થીગડું દેવા ક્યાં બેસું? અરે કાળા નાગ? મેં તને આવો નહોતો જાણ્યો, કે મારી એકની એક લાડકવાઇ દિકરીને આટલી હદ સુધી બ્હેકાવી મૂકશે." બાપુએ ઉફાળો કાઢ્યો.

"એ.....................કાગળ વાંચ્યો કે હેં! મારા પેટની દિકરી નહિ. નહિતો ..........."

"ચૂપ કર. શું નહિ તો." સાંભળી ન શકાયાથી બાપુ વાક્ય પૂરૂં થવા ન દેતાં વચ્ચેજ બોલી ઉઠ્યા.

બાબુને ક્રોધાંધ થએલા જોઈ હાલ તુરત તો વાક્પ્રહાર બંધ રહ્યો, અને તેમનાં સુશીલ ધર્મપત્ની (!) ત્યાંથી એક બોલ બોલ્યા વિના ચાલ્યાં ગયાં.

બાબુને હવે એકાંત મળી, સારાસારનો વિચાર કરવા લાગ્યા. પોતાની આગલી સુશીલ સાધ્વી સ્ત્રિનું સ્મરણ થઇ આવ્યું. પ્રિયા સામેજ દેખાઇ, અને પ્રિયજનને ઠપકો આપવા લાગી. અપરાધીએ આંખો મીચી દીધી " નાથ! મારી અનાથ કિશોરીને કાં સતાવો છો? બિચારીને આ દુનિયામાં કોણ છે? તમે પરવશ થયા. ભલે, પ્રભુએ તમારૂં સુખ અખંડ રાખે। પરંતુ મારી કિશોરીને તદન વિસરી ન જાઓ. જો હું તમારા હૃદયમાંથી વિસ્મૃત ન થઇ હોઉં, મારો પ્રેમ તમારા સ્મરણમાં હોય તો મૃત્ પતિની છેવટની એટલીજ પ્રાર્થના છે; કે મારી કિશોરીને પ્રબોધચંદ્ર સાથેજ પરણાવજો. બસ, નાથ! હવે હું રજા લઉં છું."

" સાધ્વી! હું તારી આજ્ઞા માથે ચઢાવું છું. કિશોરીને હવે દુઃખી થવા દઇશ નહિ. દેવી! મને ક્ષમા કર. હું તારો અપરાધી છું. ક્ષમા માગવાને લાયક પણ રહ્યો નથી. હું છતી આંખે અંધ બન્યો. મને કંઇ સઝયું નહિ. તારી અને કિશોરીની ઇચ્છાનુસાર તેનાં લગ્ન પ્રબોધચંદ્ર સાથેજ કરીશ. હું એટલો બધો ક્રૂર હૃદયનો નથી, કે મારી મૃત્ પ્રિયાની છેવટની ઇચ્છા—આજ્ઞા ઉલ્લંઘી શકું. પ્રિયા! હવે હું ખરેખરો પસ્તાવારૂપી અગ્નિથી સળગી મરૂં છું. " બાબુએ પૂર્ણ પસ્તાવો જાહેર કર્યો.

" હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે!
" પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે!
" ઓહો! કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ઠરે છે!
" મારી પામ્યું કુદરત કને એમ માની ગળે છે!
" રાજ્યોથી કે જૂલમ વતી કે દંડથી ના બને જે,
" તે પસ્તાવો સહજ વડમાં કાર્ય સાધી શકે છે!

" હું પસ્તાયો પ્રભુ ! પ્રણયીએ માફી આપી મને છે,
" હું પસ્તાયો મુજ હૃદયની પૂર્ણ માફી મળે છે."

" કલાપી. "

( ૬ )

બાપુ સંપૂર્ણ વિચાર કરીને છેવટે નિશ્ચય ઉપર આવ્યા, કે કિશોરીનાં લગ્ન જેમ બને તેમ બનતી ત્વરાથી કરી નાખવાં જોઇએ. પ્રબોધચંદ્રને પોતે કાગળ લખીને તેડાવ્યો. વસંત પંચમીનાં લગ્ન નક્કી કર્યાં. પ્રબોધચંદ્ર અને કિશોરીની ખુશાલીના પાર રહ્યો નહિ.

આજે રામરાવ બાપુને ત્યાં ધમાલ ચાલી રહી છે. ઘરને રંગ દઇને સુશોભીત ઇંદ્રાલય સમાન બનાવી મૂક્યું છે. બેંડ વાજાં વાગી રહ્યાં છે, કિશોરીને પીઠી ચોળાય છે, તેના હર્ષની સિમા નથી. સંધ્યાકાળ થયો, વરઘોડો આવ્યો, અને વરરાજા માયરામાં પધાર્યા. વેદના ધ્વનિ થઇ રહ્યા છે. " કન્યા પધારાવો. " ગોર મહારાજે બુમ મારી કે કન્યાને મંડપમાં લઇ આવ્યા. હસ્તમેળાપ થયો, અને સર્વ કાર્ય વિધિસહ પૂર્ણ થયું. લગ્નનું કાર્ય ઉકલી ગયું. પ્રબોધચંદ્રની જાનમાં તેના શેઠને ખાસ આમંત્રણ કરી તેડાંવવામાં આવ્યા હતા. બાપુજીએ અત્યંત મમતા દર્શાવી કિશોરી તથા પ્રબોધચંદ્રને વિદાયગીરી આપી. પ્રેમીઓનો વિજય થયો. બન્ને એકાંતમાં મલ્યાં, કિશોરી પ્રબોધચંદ્રના કંઠમાં લટકી પડી; અને બન્નેએ હર્ષાશ્રુથી એક બીજાને નવરાવ્યાં. પ્રબોધચંદ્ર બોલ્યો " કિશોરી ! આખરે પ્રભુએ તને માફી કરી છે. "

ઇશ્વર એ જોડાંને અવિચળ સુખ આપો ! ! ! અસ્તુ.

જટાશંકર કહાનજી ભટ.

# પ્રભુનાં દર્શન.

(ત્રોટક.)

જહીં નિર્મળ વારિ તણાં ઝરણાં,
ગિરિ શૃંગ થકી ઉતરે રમતાં;

જહીં ડાળ તરૂવરની લવલી,
વનમાં દિસતી અનિલે ઝૂલતી.—

મૃદુ ગાન સુણી કિર કોકિલનાં,
જહીં આત્મ ડૂબે અમી નિર્ઝરમાં;

જહીં પુષ્પ તણી મૃદુ વાસ થકી,
પ્રભુ જ્યોતિ ઉઠે હૃદયે ઝળકી.—

સહુ સૃષ્ટિ દિસે જહીં હર્ષ વિશે,
રવિ રશ્મી વડે બધું શ્વેત દિસે;

જહીં વૃક્ષ તણાં કંઈ ઝૂંડ વિશે,
મૃદુ ગાન થતું વહતા અનિલે.—

સ્થળ એ નિરખું મમ ચિત્ત ચહે,
જગ નશ્વરની ન ઉપાધિ નડે;

અણુએ અણુએ પરમાણુ વિશે,
ઇશની કૃતિનું થતું ભાન દિસે ! ! !

હીરાલાલ મગનલાલ દેસાઇ.

# સાહિત્ય પુષ્પમાલા.

## પુષ્પ ૩ જું.

### સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇનો સરસ્વતિચંદ્ર.

ગુજરાતી વાંચક વર્ગને શ્રીયુત્ સાક્ષર ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના "સરસ્વતિચંદ્ર"ની ઓળખાણ આપવાની આવશ્યકતા નથી. ગુજરાતી નવલકથાઓમાં સારી ગણાતી અડધો ડઝન નવલકથાઓમાંથી, 'સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇની નવલકથા એક અપૂર્વ, આલ્હાદજનક અને આબાલવૃદ્ધ સર્વને હિતકર હોવાને લીધે શ્રેષ્ટ પદ ભોગવે છે, તેમાં કાંઇ શકા નથી. સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇનું બધું સાહિત્ય નાશ પામી ફક્ત "સરસ્વતીચંદ્ર" રહ્યો હોય, અને આખો સરસ્વતીચંદ્ર નાશ પામી ગુણસુંદરીના ગૃહસંસારવાળો સરસ્વતિચંદ્રનો બીજો ભાગજ રહ્યો હોય– તોપણ તેઓની પ્રભાવશાળી શૈલી, પાત્રોનું તાદશ ચિત્ર અને તે ઉપરાંત ગુણસુંદરી જેવી એક ઉત્તમ ગૃહિણી, ગુજરાતી પ્રજા સન્મુખ રજુ કરી મર્હુમે ગુજરાતી પ્રજા અને સાહિત્યની જે સેવા બજાવી છે, તે તેઓનું નામ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં અમર રાખવાને પુરતી છે, એમ કહેવામાં કોઇપણ રીતે અતિશયોક્તિ કરેલી કહેવાશે નહીં.

મર્હુમ સાક્ષર મનસુખરામ સૂર્યરામનાં હાથ હેઠળ શિક્ષણ લઇ, એલફિન્સ્ટન કોલેજમાં બી. એ ની પરિક્ષા પસાર કર્યા પછી, કેટલોક વખત તેઓશ્રીએ ભાવનગરના માજી દિવાન સાહેબ વિઠ્ઠલદાસ સામળદાસના ખાનગી સેક્રેટરી તરીકે કામ કીધું હતું. નોકરીને બદલે સ્વતંત્ર ધંધો કરવાનો તેઓએ પ્રથમથીજ નિશ્ચય કર્યો હતો, તેથી એલ. એલ. બી. પસાર કરવા પછી મુંબઇ હાઇકોર્ટના વકિલ તરીકેનો ધંધો ગમે તેટલી મુસ્કેલી છતાં શરૂ કીધો હતો. પોતાની બહોળી આવકને ઠોકરે મારી,

અગાઉથી કરી રાખેલા નિશ્ચયને વળગી રહી મર્હુમે પોતાની અમુક ઉમર થતાં વાનપ્રસ્થ ધારણ કર્યું હતું, અને પોતાની જીંદગીનો છેલ્લો ભાગ સામાન્ય રીતે નિવૃત્તિમાં પોતાનાં નિવાસસ્થાન નડીઆદ ખાતે ગાળ્યો હતો. ૫૨ વરસની વયે સને ૧૯૦૭ ના જાનેવારીની ૪ થી તારીખે, મર્હુમનાં મરણના ખબર ફેલાતાં આખા ગુજરાતમાં અને મુંબઇ ઇલાકાની ગુજરાતી પ્રજામાં ભારે દિલગીરી ફેલાઇ હતી. તે પ્રસંગે લખાયલા એક કાવ્યમાં જાણીતા ગુર્જર કવિ અરદેશર ફ૦ ખબરદાર લખે છે કેઃ—

મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા,
વિશ્વવિલાસ સુવાસભર્યો તુજ વેણુજો;
ક્યાં તુજ પગલાં તેજ પનોતાં પાથરે ?
સ્વર્ગપ્રભા ઝરતાં રસીયાં તુજ નેણુજો;
મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા.

સાક્ષર શ્રી ગોવર્ધનરામના મૃત્યુથી ગુજર સાહિત્યનો ચંદ્ર અસ્ત પામ્યો. પણ પોતા પાછળ તે પોતાનાં ઉત્તમ પુસ્તકો ગુર્જર પ્રજાને વારસામાં આપી ગયા છે. તે પુસ્તકો મર્હુમની પ્રસાદીરૂપે ગુર્જર પ્રજા હોંશ અને આનંદથી વાંચે છે.

"સરસ્વતિચંદ્ર" વાંચ્યા સિવાય તેમાં શું ખુબી છે, તેનો ખ્યાલ આવવો મુસ્કેલ છે. તેમાંના જુદા જુદા પાત્રોનું એવી તો આબેહુબ રીતે વર્ણન કરેલું છે, તેમાં એટલા બધા પ્રસંગો સાક્ષાત્કાર કરેલા છે, સમાજને વિચારવાલાયક એટલા બધા પ્રશ્નો ઉપસ્થિત કરેલા છે, કે આ નાનકડા લેખમાં તેનું દિગ્દર્શન કરાવવા યત્ન કરવો તે મૃગજળના જેવું મિથ્યા છે.

"જિજ્ઞાસારસને દ્રવનો કરી મિષ્ટ વાર્તા ભેગો ઉપદેશ પાઈ દેવો; પરવશ થતાંજ સુમાર્ગે ચાલે એવાં પુરૂષત્વહીન ચિત્તોને સન્મૂર્તિઓની ઉચ્ચ સુંદરતાના મોહપાસમાં નાંખી સદ્‌વૃત્તના વેગમાં ગતિમાન્ થવાનો અવકાશ આપવો.

× × × ×

આ અને એવા ઘણાક કાવ્ય કથાના ઉદ્દેશ આર્ય કથાકારોથી અજાણ્યા નથી, અને યુરોપમાં પણ પ્રશસ્ત વર્ગમાં પ્રશસ્ત ગણાય છે."—આ ઉદ્દેશ સ્તુતિપાત્ર છે, અને તે પાર પાડવા મર્હુમે ઠેકઠેકાણે સફળ પ્રયત્ન કરેલો જોવામાં આવે છે.

આ વાર્તાનો નાયક સરસ્વતિચંદ્ર એક ગર્ભશ્રીમંત, ઉંચી કેળવણી પામેલો, સંસ્કારી યુવાન હતો. ન્હાનપણમાં તેનો વિવાહ (વેશવાળ), કુમુદસુંદરી નામની એક અપૂર્વ સંસ્કારી, સૌંદર્યવાન્, વિદ્યાવાન્, રસિક અને બુદ્ધિશાળી કન્યા સાથે થયો હતો. બંને વચ્ચેનો પ્રેમ દિવસે દિવસે વધતો જતો હતો. પરંતુ એક દિવસે પોતાની અપરમા ગુમાનના ભરમાવવાથી, પોતાના પિતા લક્ષ્મીનંદને કાંઇક કહેવાથી સરસ્વતિચંદ્ર એકાએક ગુમ થઈ ગયો. ઘણી શોધ કરવા છતાં કાંઇ પત્તો નહીં લાગવાથી કુમુદનું લગ્ન સુવર્ણપુરના કારભારી બુદ્ધિધનના પુત્ર પ્રમાદધન સાથે થયું. સરસ્વતિચંદ્રનું નસીબ તેને ઓચિંતુ બુદ્ધિધનને ત્યાં લઈ ગયું. તે ત્યાં કેટલોક વખત અજ્ઞાનવાસમાં નવિનચંદ્ર નામ ધારણ કરીને રહ્યો હતો. તે સમયે બનેલા ઘણા પ્રસંગો આ અદ્વિતિય નવલકથામાં આબેહુબ ચિતારેલા છે. અને સ્થળે સ્થળે નવલકથાના રસનાં ઘેનની સાથે વાંચકોને ઉપદેશરૂપી અમૃતનું પાન કરાવવાની તક હાથ ધરી છે.

આવા એક ઉત્તમ સાક્ષરનાં મરણથી ગુર્જર પ્રજા શોકાતુર થઇ, "રડતી ગુર્જરગિરા ત્હારાં મૃત્યુથી," એમ કહે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. સ્વ૦ ગોવર્ધનરામભાઇની ખોટ તો ગુજરાતી સાહિત્યને સદાને માટે રહેવાની !

પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

વિઠ્ઠલદાસ કાનજી ભુતા.

# તે પ્રેમ છે—તે સ્નેહ છે.

ૐકારના અવિચ્છિન્ન પદમાં ઊંડું કોઇ જણાય છે.
તે તત્વ જે
તે સત્વ જે

તે પ્રેમ છે–તે સ્નેહ છે.

યોગી કરે ધ્યાન કરે, જે સાધના આરાધના
તપસ્વિઓના તાપમાં, જ્ઞાની જનોના જ્ઞાનમાં
દેખાય છે
સંભળાય છે

તે પ્રેમ છે–તે સ્નેહ છે.

આ વિશ્વના વ્યાપારમાં, સ્થળ જળ વિષે જે જે દીસે
અણુએ અણુ વળગી રહ્યા, અનંત વિશ્વ ટકી રહ્યાં
તે તેજ છે
તે તેજ છે

તે પ્રેમ છે–તે સ્નેહ છે.

આશા નથી, ઇચ્છા નથી, કંઇ લાખના ઢગલા તણી
તૃષ્ણા નથી, લઘુતા નથી, કંઈ રાજના શિરતાજની
ઇચ્છા ખરે, ઇચ્છું ખરે

તે પ્રેમથી–તે સ્નેહથી,

તે પ્રેમથી તે સ્નેહથી, હિંદી–જનો ન્હાતાં શોધે
કંગાલની કંગાલ વાણી, સાંભળી અંતર દ્રવે
આંસુ પડે, હૃદયો બળે.

યુવતી ચ્હે પતિ પ્રેમથી, બાળક ચ્હે માબાપને
ગુરૂ શિષ્યને, શિષ્યો ગુરૂના, ધર્મને સમજી લહે
એ ઉન્નતિ એ ઉન્નતિ
ઇચ્છા ખરે, ઇચ્છું ખરે

પ્રભુ ! સાંભળે-પ્રભુ ધ્યાન દે.

પ્રવાસી.

---

# હિંદુ સ્ત્રીઓની કેળવણીનો સવાલ.



## લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ વરજીવનદાસનું ભાષણ.

---

### સ્ત્રીઓને ઉપયોગી શીક્ષણ આપવાના વર્ગો ખોલવાની હીમાયત.

કોટમાં મીંટ રોડ ઉપર સેવાસદન હોમ ક્લાસીસ કમીટી તરફથી સ્ત્રીઓ માટે શીક્ષણ આપનાર વર્ગો ખુલ્લા મેલવાના મેળાવડામાં પ્રમુખ લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ વરજીવનદાસે નીચે મુજબ ભાષણ કર્યું હતું.

સુજ્ઞ બ્હેનો તથા બંધુઓ, આજની સભાનું પ્રમુખસ્થાન મારા કરતાં બીજા જન સમાજના કામમાં વિશેષ ઉપયોગી થઇ પડનાર વિદ્વાન બ્હેનને આપ્યું હોત તો આ કાર્ય તેઓ ઘણી સારી રીતે બજાવી શકત. છતાં આ હોમ ક્લાસીસ કમીટીના કાર્ય વાહકોએ મને જે માન આપ્યું

છે તે માટે હું તેઓની આભારી છું. મેં કેટલાક પ્રસંગે સ્ત્રીઓની સભામાં હાજરી આપી મારી વતકીંચીત બુદ્ધી અનુસાર સ્ત્રીઓની ઉન્નતી વીશે વીવેચન કર્યું હશે પણ આજના મેળાવડામાં જે વિદ્વાન પુરૂષો તથા સ્ત્રી વક્તાઓ નજરે પડે છે તેઓ સનમુખ વીવેચન કરવાનો મારો પ્રથમ પ્રસંગ હોવાથી તમો મુજ બ્હેનો તથા બંધુઓ તમારી ઉદાર વૃત્તી મુજબ મારા અલ્પ કાર્યને સ્વીકારી લેશો એવી મારી તમો સર્વેને વીનંતી છે.

આપણા મુંબાઈ શહેરની સ્ત્રી વર્ગની ઉન્નતિ અર્થે ગુજરાતી સ્ત્રી શીક્ષણ વર્ગો સ્થાપવાની જે યોજના સેવાસદન હોમ ક્લાસીસ કમીટી તરફથી ઉપાડી લેવામાં આવી છે તે યોજના આગળ વધતી જોઈને આપણને ભારે સતોષ ઉપજે છે. આવા વર્ગો અત્યાર આગમજ લોકપ્રીય નીવડયા છે. અને સ્ત્રીઓની એક મોટી સંખ્યા તેનો લાભ લેતી થઈ છે. તે તો જાણીતી વાત છે કે આપણી હીંદુ ન્યાતો સ્ત્રીકેળવણીમાં હજુ પછાત છે. અને અલબત આપણે જોઈને ખુશી છીએ કે દીવસે દીવસે કન્યા કેળવણી આગળ વધતી જાય છે તોપણ આપણા સંસારી રીવાજો એવા પ્રકારના છે કે જેથી આપણી ભવિષ્યની માતાઓને સામાન્ય કેળવણી જે પ્રમાણમાં મળવી જોઈએ તે પ્રમાણમાં મેળવવાને તેઓ અશક્ત નીવડે છે. આમ હોવાથી આવા વર્ગો થોડી ઘણી કેળવણી પામેલી આપણી બ્હેનોને ખચીત લાભકારક છે. એટલુંજ નહીં પણ આવા વર્ગોમાં લખવા વાંચવાની કેળવણીની સાથે ધર્મ તથા નીતિની કેળવણી તેમજ બીજા ઉપયોગી વિષયોનાં શિક્ષણ સાથે ભરત ગુંથણ વીગેરે કળા કૌશલ્યનું શીક્ષણ આપવાની જે ગોઠવણ કરવામાં આવી છે તે વધારે આવકારલાયક છે. સ્ત્રીઓ પોતાની ફુરસદના વખતનો સદ્ઉપયોગ કરી શકે તેમજ ગરીબ વર્ગની આપણી બ્હેનો અને ખાસ કરીને, અનાથ વીધવાઓ ઉદ્યોગી શીક્ષણ મેળવી પોતાના નીર્વાહનાં સાધનો સંપાદન કરી શકે એવી સંસ્થા ઉભી કરવા માટે મુંબાઈની સોશીયલ સરવીસ લીગ, ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ, અને ખાસ કરીને આ સેવાસદન હોમ ક્લાસીસ કમીટીને ભારે ધન્યવાદ ઘટે છે. મારે આ તકે જણાવવું જોઈએ કે આ શહેરમાં સર્વન્ટ ઓફ ઈન્ડીઆ સોસાયટી કે જેના સ્થાપક તરીકે આપણા જાણીતા દેશ હીતકારી નર ઓનરેબલ મી. ગોખલે છે, તેનો પાયો જ્યારથી નખાયો છે તેમજ તે સોસાયટીની શાહુકારી હેઠળ સોશીયલ સરવીસ લીગ તેમજ તેની બાળ અંગભૂત સંસ્થાઓ કામ બજાવતી થઈ છે, ત્યારથી આ શહે-

રના દરેક વર્ગોના ભલા અર્થે તેમજ ખાસ કરીને સ્ત્રી વર્ગના શ્રેય અર્થે એક પછી એક જે યોજનાઓ ઉપાડી લેવામાં આવી છે તે માટે સોસાયટીના સીનીયર મેમ્બર મી. દેવધર તેમજ જાહેર બન્નાંના કામમાં પોતાની જીંદગી અર્પણ કરનારા અન્ય દેશ સેવકોના આપણે આભારી છીયે. ત્રાવેલીંગ લાઇબ્રેરીઓ તેમજ અનેક પ્રકારના શીક્ષણ વર્ગની યોજના ફતેહમંદ નીવડી છે જે આપણે સારી પેઠે જાણીયે છીયે, આજે એજ સોસાયટીના વડાપણા હેઠળ કામ બજાવતી કમીટી તરફથી કોટમાં ગુજરાતી સ્ત્રી શીક્ષણના આ વર્ગોને લગતી જે વીગતો આપણા હાથમાં મેલવામાં આવી છે તે સ્ત્રીઓને ખરની કેવી ઉપયોગી કેળવણી આ વર્ગોમાં આપવામાં આવશે તે સ્પષ્ટ દેખાડી આપે છે. અને બાવીસ વરસ સુધી કેળવણી ખાતાનાં અનુભવી બાઇ કાશીબાઇ રૂપાજી સોલંકીને આવાં વર્ગો માટે એક અનુભવી સીનીયર ટ્રેનડ શીક્ષક રોકવામાં આવ્યાં છે તેમજ બીજાં અભ્યાસી તથા અનુભવી બ્હેનોની ગોઠવણ કરવામાં આવી છે. આપણે ઇચ્છીશું કે કોટના આ લતામાં રહેતાં બાનુઓ જેઓના લાભ અર્થે આ યોજના રચવામાં આવી છે તેઓ મોટી સંખ્યામાં શીક્ષણ મેળવવાને બહાર આવશે અને તેમ થશે તોજ આ સંસ્થાની નિમણુંક ઘણી ઉત્તમ રીતે બર આવી શકશે.

બ્હેનો અને બંધુઓ! તમારો વધુ વખત નહી રોકતાં અત્રે વીદ્વાન વક્તાઓ જેઓમાં ડાકટર કાસીબાઇ નવરંગે, મી. દેવધર વગેરે છે, તેઓ વીવેચન કરનાર હોવાથી હું એટલુંજ જણાવીશ કે હીંદુ કોમની સંસારી ઉન્નતીનો આધાર ઘણે ભાગે આ વર્ગ જ્યારે કેળવણી લઇને જાગ્રત થશે તેમ પોતાની સંસારી ફરજો ઉત્તમ રીતે બજાવતો થશે ત્યારેજ ભવિષ્યમાં આપણે રૂડા શેહેરીઓ બહાર પાડવાને શક્તિવાન થઇશું. તેવો શુભ વખત આવતો જોવાને આપણે જલ્દી ભાગ્યશાળી થઇએ એજ આપણી પરમકૃપાળુ પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

# વીર મ્હારો.

ઝૂલે પારણેરે......વીર મ્હારો !
ખેલે આંગણેરે......વીર મ્હારો !

મુકુટમણિ...સુધાસાગર...વીર મ્હારો !
તાતના કૂળનો હીરો......વીર મ્હારો !

ઝૂલે પારણેરે......વીર મ્હારો !
ખેલે આંગણેરે......વીર મ્હારો !

મારી માતાનો જાયો.........વીર મ્હારો !
મિત્રમાં માનીતો.........વીર મ્હારો !

મારી ભાભીનો રસીલો......વીર મ્હારો !
પ્રભુ ધૂનનો અધીરો........વીર મ્હારો !

ઝૂલે પારણેરે......વીર મ્હારો !
ખેલે આંગણેરે......વીર મ્હારો !

તમ ભેદક, રીપુ છેદક......વીર મ્હારો !

ધન્ય ધન્ય સાથે—
જય પામશે........વીર મ્હારો !

ઝૂલે પારણેરે......વીર મ્હારો !
ખેલે આંગણેરે......વીર મ્હારો !

H

# ચર્ચાપત્ર.

## શેઠ ભગવાનદાસ ભવાનભાઇ કપોળ બોર્ડિંગ.

મે. "કપોળ" ના અધિપતિ સાહેબ જોગ,

આપના નામીચા પત્રમાં નીચેની હકીકત પ્રસિદ્ધ કરશોજી.

આજકાલ આપણી કપોળ કોમનું કેળવણી તરફ વિશેષ ધ્યાન ખેંચાયું છે. જે જે નવા ફેરફારો–પ્રગતિઓ આપણે હાલ નિહાળીએ છીએ તે આપણી કોમની વિદ્યા તરફ વધતી જતી પ્રીતી પ્રવૃત્તિ અને વિદ્યા રસિક યુવાનોના ઉત્સાહનુંજ પરિણામ છે. વિદ્યાદાન એ સર્વથી શ્રેષ્ટ દાન છે એમ હવે આપણે સમજવા લાગ્યા છીએ. તેનો પુરાવો આજકાલ અસ્તિત્વ ધરાવતી બોર્ડિંગો, જાહેર સંસ્થાઓ અને સેવાર્થે થએલી યોજનાઓજ છે. આ બોર્ડિંગ સંવત ૧૯૬૫ માં સ્થાપવામાં આવી છે. આજ સુધીમાં આ બોર્ડિંગ લગભગ પચીશ હજારનું ફંડ મેળવવાને શક્તિમાન થઇ છે. અને તેના કાર્યવાહકોના ઉત્સાહપરથી આશા રાખવામાં આવે છે કે ભવિષ્યમાં આ ફંડ સારા પાયા પર આવશે. આજ સુધીમાં આ સંસ્થાનો ૪૦–૪૫ વિદ્યાર્થીઓએ લાભ લીધો અને હાલ બાર વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લે છે. આ સંસ્થા સારી રીતે ચાલે એ હેતુથી થોડા વખત થયા સુપીન્ટેન્ડંટ તરીકે એક અનુભવી હાઇસ્કુલના શિક્ષકની નીમનોક કરવામાં આવી છે. અને તેઓ ઘણી ખંતથી કામ કરે છે. આ સ્થળે હાઇસ્કુલ તથા કોલેજનું પણ, સારૂં સાધન છે. અને સંસ્થાની હાલની વ્યવસ્થા પણ પ્રશંસનીય છે. દરેક બોર્ડરને જોઇતી ચીજો પૂરી પાડવામાં આવે છે. જેવી કે દરેકને ગાદલું એક ગોદડું, બનુસ, શેતરંજી, પુસ્તકો રાખવા માટે કબાટ અને પલંગ વગેરે પુરૂં પાડવામાં આવે છે. તેમજ ખાવા પીવાની ગોઠવણ પણ યોગ્ય રીતે કરવામાં આવી છે. મકાન હાઇસ્કુલ અને કોલેજને લગતું તથા સ્વચ્છ હવાવાળા લતામાં છે. શારિરીક માનસિક અને અધ્યાત્મિક વિકાસને માટે અહીં બનતાં સાધનો પૂરાં પાડવામાં આવે છે. ધાર્મિક બાબત પર ખાસ ધ્યાન આપવામાં આવે છે. સવાર સાંજ ઇશ્વર પ્રાર્થના બોલાવવામાં આવે

છે. દરેક જણને અભ્યાસક્રમમાં ઉપયોગી ચોપડીઓ રાખવામાં આવે છે. અને હાલ નાની સરખી લાઇબ્રેરીની પણ શરૂઆત થઇ છે. અને લગભગ ત્રસેંક રૂપીઆનું ફંડ ઉભું કરવામાં આવ્યું છે. ભવિષ્યમાં આ લાઇબ્રેરી સારા પાયાપર આવશે એવી આશા છે. માંદગી પ્રસંગે દવા અને દાક્તરની સગવડ રાખવામાં આવી છે. વળી દર શનિવારે ડીબેટીંગ સોસાયટી ભરવામાં આવે છે.

જેવી રીતે અમરેલીમાં અને અન્ય સ્થળે બોર્ડિંગ જેવી જાહેર સંસ્થાઓમાં સમસ્ત દેલવાડી અને ઘોઘારી ભાઇઓ એકત્રતાથી કામ કરે છે તેવી રીતે અહીંના ઘોઘારી ભાઇઓ ઉત્સાહ ધરાવતા નથી અને અલગજ રહે છે એ ઇચ્છવા યોગ્ય નથી. જમણ પ્રસંગે પણ બોર્ડિંગમાં ભણતા વિદ્યાર્થીઓને આમંત્રણ આપવામાં આવતું નથી. આવો ભેદ જાહેર સંસ્થા પ્રત્યે દર્શાવવો એ યોગ્ય નહિજ ગણાય.

વળી મોટી ભૂલ તો એ થાય છે કે ઘોઘારીભાઇઓ એમ માને છે કે આ સંસ્થા કેવળ દેલવાડીઆ ભાઇઓ માટે જ છે અને અન્યને દાખલ કરતા નથી. પણ આવો ભેદ બીલકુલ રાખવામાં આવતોજ નથી. આજ સુધી લાભ લેનાર વિદ્યાર્થીઓ પૈકી મોટો ભાગ ઘોઘારી ભાઇઓનો છે. એ આ પ્રસંગે જણાવવું અયોગ્ય નહિ ગણાય.

દરેક દયાળુ દિલના ગૃહસ્થોને વિનંતિ છે કે તેઓ અહીં પધારી આ સંસ્થાની વ્યવસ્થા નજરે નિહાળે અને આ સંસ્થાને બનતું ઉત્તેજન યાને મદદ આપે.

એક કપોળ.

# પ્રાસંગિક નોંધ.



મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ વિલિંગ્ડનના પુત્ર લેફ્ટેનંટ ઇશાહ્દ ફ્રીમેન ફ્રીમેન-ટોમસ વિલિંગ્ડન સખત ઘાયલ થઈ દુશ્મનોના હાથમાં કેદ પકડાવાની ખબર તાર મારફતે મળતાં મુંબઈની પ્રજામાં દીલગીરી ફેલાઈ છે. હિંદના સુભાગ્યે, લોર્ડ હાર્ડિંગ જેવા ભલા વાઇસરાય આપણને મળ્યા છે. જ્યારે આપણું મુંબઇ અમીરી ખવાસના એક દિલસોઝ ગવર્નર મેળવવાને ભાગ્યશાળી થયું છે. ઉમરાવજાદો હોવા છતાં, માતૃભુમિની સેવા બજાવવાને ફ્રાંસને મદદ કરવા ગયલાં બ્રિટીષ લશ્કરની એક ટુકડીના લેફ્ટેનંટ તરિકે બહાદુરીથી લડતાં, આપણા ગવર્નરનો પુત્ર સખ્ત રીતે ઘાયલ થઇ જર્મનોના હાથમાં કેદ પકડાયો છે. આ બનાવથી મુંબઈની પ્રજાની, નામદાર ગવર્નર તથા લેડી વિલિંગ્ડન પ્રત્યે, ભારે દિલસોઝી ખેંચાઇ છે. કપોળ કોમના ગરીબ વર્ગ માટે બંધાયલું સસ્તાં ભાડાનું "કપોળ નિવાસ" ખુલ્લું મુકવાની ક્રિયા કરતાં, તેમણે આપેલા ભાષણ પરથી પોતાની ગરિબડી પ્રજા માટેની નામદાર ગવર્નર તથા લેડી વિલિંગ્ડનની દીલસોજી દેખાઇ આવી હતી. ગરીબ કપોળો માટેની ચાલીની ઓરડીઓ જોવા "કપોળ નિવાસમાં" ફર્યાં હતાં, અને ગરીબોનાં ભલાં માટેનાં આ ખાતાંની સગવડો જાતે જોઇ પોતાનો આનંદ પ્રદર્શીત કર્યો હતો. પ્રજાને સુખમાં જોવાની તેઓની ઉલટ ખરેજ સ્તુતિ પાત્ર હતી. ઇંગ્લાંડની માતાઓ વિષે એક લખનાર જણાવે છે કે:—

Mothers of England, glorious name?
Proud name, and great in story,
You give your best to death or fame.
Enhancing England's glory.
Sad are your hearts in our sad land.
While the dread hour of waiting runs.
May the God of Battles stay His hand
And give you back your valiant sons.

પોતાનો બહાદુર પુત્ર હાલ તુરત દુશ્મનના હાથમાં પડવાથી લડાઈ બંધ પડે ત્યાં સુધી અથવા તો કેદીઓની અદલાબદલી થવાથી, તેઓનો પુન સલામત પાછો ફરે ત્યાં સુધી તેઓનાપર આવી પડેલું આ દુઃખ સહન કરવાનું ધૈર્ય તે મહાન્ પ્રભુ તેઓનાં ભલાં માતાપિતાને આપો, અને તે બહાદુર પુત્ર શત્રુના હાથમાંથી સુખરૂપ પાછો ફરો, એવી અમારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

**મુંબઇમાં જર્મન વિમાન!**—થોડા દિવસ અગાઉ એક પ્રકાશિત તારો દેખાતાં, મુંબઈનાં લોકોનાં ટોળેટોળાં તે તારાને જોવા ઉતરી પડ્યાં હતાં. દિવસના ભાગમાં, આ તારો ઝાંખો દેખાતો હોવાથી, કોઇએ એવી ગપ ઉડાડી હતી કે મુંબઈપર જર્મનોનું હવાઈ વિમાન ચડી આવ્યું છે, અને સહેરપર બોંબના ગોળા ફેંકશે. આ વાત ઘણાઓએ સાચી માની હતી! આપણી ભોળી અજ્ઞાન પ્રજા આવા હવાઇ ગપાટાઓથી કેટલી ભોળ-વાઇ જાય છે, તેનો આ એક તાજો રમુજી દાખલો છે. આપણી હિંદી પ્રજામાં જ લડાઈની ગપો ઉડે છે, એવું જ નથી પણ વિલાયતની પ્રજા પણ ગમે તેવી ગપો હાંકતાં પછાત પડતી નથી, અનેક ખુદાના લાલ તે ગપ સાચી પણ માને છે. વિલાયતમાં ઉડેલી સૌથી હસવા લાયક ગપ એ હતી કે નામદાર શહેનશાહ વિલાયતથી હિંદુસ્થાને ઉપડી જઇ, દિલ્હીની ગાદી-પર બેઠા છે!!! જર્મન ક્રુઝર "એમડન" તરફથી મદ્રાસમાં પાંચપચીસ ગોળા છોડવામાં આવતાં, બારાંની સલામતિ સંબંધી કાંઇપણ જ્ઞાન નહીં ધરા-વનાર, આપણા કેટલાક નબળા પોચા ભાઇઓ મુંબઈ છોડી નહાસી જાય તેમાં નવાઈ પણ શું?

**લેડી જગમોહનદાસ વરજીવનદાસે** હાલમાં એક પરમાર્થી કાર્ય માથે લીધું છે અને તે એકે સ્ત્રિ શિક્ષણનો એક વર્ગ કોટમાં ઉઘાડ્યો છે તેની આગેવાની તેમણે લીધી છે. મુંબઇની સોસ્યલ સર્વિસ લીગ તરફથી ગિરગામમાં ગુજરાતી હિંદુ સ્ત્રિ મંડળના હોલમાં સ્ત્રિ શિક્ષણનો વર્ગ ઉઘાડવામાં આવ્યો છે, જ્યાં સ્ત્રિઓને ફુરસદના વખતમાં વાંચતાં લખતાં, સીવતાં ભરતાં, ગુંથતાં વિગેરે શિખવવામાં આવે છે. આપણા "કપોળ નિવાસ" ની કેટલીક બહેનો તે વર્ગનો લાભ લે છે. તેવોજ બીજો એક વર્ગ કાલબાદેવીમાં શેઠ નરોતમ મોરારજીની કાપડ બજારના હોલમાં ખુલ્લો મુકવામાં આવ્યો છે. અને આ નવો વર્ગ

સા. બ્હેન લક્ષ્મીબાઇની દેખરેખ નીચે કોટમાં ખુલ્લો મુકવામાં આવ્યો છે. નવરાશનો વખત નકામો ગાળવાને બદલે અથવા તો સાથે મેગી મળી બીજાંની કુથલી કરવાને બદલે સ્ત્રિઓમાં કેળવણીનો ફેલાવો થઈ અરસપરસ સ્નેહ વધે એ ઘણું ઇચ્છવા જોગ છે. લેડી જગમોહનદાસનું એ વર્ગ ઉઘાડયો તે વખતનું ભાષણ આ માસિકના બીજા ભાગમાં આપ્યું છે.

**મી. જમનાદાસને પ્રાયશ્ચિત**—યુરોપના પ્રવાસેથી પાછાં ફરતાં, દવાના જાણીતા કપોળ વેપારી મી. જમનાદાસ જગજીવનદાસ મહેતાને તેઓના મિત્રો તથા સગાંવહાલાંઓએ બંદર ઉપર હરખભર્યો આવકાર આપી ફુલોના હાર પહેરાવ્યા હતા. મી. જમનાદાસે કપોળ ન્યાતની ૪૧ ની કમીટીને, પોતાને પ્રાયશ્ચિત આપી પાવન કરવા અરજ કીધી હતી. કમિટીની પહેલી સભા પુરતા મેમ્બરો હાજર નહીં થવાથી મુલતવી રહી હતી. મુલતવીર હેલી કમીટીની બીજી સભાએ મેસર્સ જગમોહનદાસ કલ્યાણદાસ કેશવદાસ અને નાગરદાસ વત્સરાજ ભુતાની એક કમીટી મી. જમનાદાસને પ્રાયશ્ચિત આપવાને નીમી હતી. આ કમીટીએ ગઈ તા. ૫ મી અકટોબરને દિને મી. જમનાદાસને બાણગંગાના કિનારાપર આપણા કડોળીઆ ગોરો પાસે યથાવિધિ પ્રાયશ્ચિત આપી પાવન કરી ન્યાતમાં લીધા છે.

**કેળવણી માટે કપોળ સખાવત**—ગંગાસ્વરૂપ બ્હેન નવલબાઈ તુલસીદાસ વંદરાવનદાસ રામજીએ અમરેલી કપોળ બોર્ડીંગને રૂ. ૨૦૦૦, મુંબઈની શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગને રૂ. ૨૦૦૦, અને વનિતાવિશ્રામને રૂ. ૧૫૦૦ ની મદદ આપી છે.

**કપોળ બ્હેનોની મદદ**—મુંબાઇની બાનુઓ તરફથી ઉભા થયેલાં સંકટ નિવારણ ફંડમાં મર્હુમ લેડી માનકોરબાઈ હરકીસનદાસ તરફથી રૂ. ૧૦૦, બ્હેન નવલબ્હેન તુલસીદાસ વંદરાવનદાસે રૂ. ૫૦, મિસીસ તુલસીદાસ ત્રિભોવનદાસે રૂ. ૨૫, અને બ્હેન લીલાવંતી તુલસીદાસે રૂ.૨૫ આપ્યા છે. ગુજરાતી હિંદુ સ્ત્રિ મંડળતરફથી લડાઇ સંકટ નિવારણ માટે ઉભાં થયલાં ફંડમાં પણ આપણી બ્હેનો તરફથી નીચે મુજબ મદદ આપવામાં આવી હતી.

સૌ. બ્હેન રતનબાઇ ત્રિભોવનદાસ વરજીવનદાસ રૂ. ૫૧, સૌ. બ્હેન લક્ષ્મીબાઇ જગમોહનદાસ વરજીવનદાસ રૂ. ૨૫, બ્હેન વસંત ત્રિભોવનદાસ

મંગળદાસ રૂ. ૨૫, મિસીસ પુરૂષોતમદાસ કરશનદાસ મુળજી રૂ. ૭. ત્રિ

બાઇ ઝવેરબાઇ ભગવાનદાસ નરોતમદાસ તરફથી લેડી વિલીંગ્ડન ફંડમાં ગરમ કાપડના તાકાની મદદ મોકલી આપવામાં આવી હતી.

કપોળ બ્હેનો તરફથી પરમાર્થનાં કાર્યોમાં આવો આગળ પડતો ભાગ લેવામાં આવે તે ખુશી થવા જેવું છે.

**નવિન વર્ષ માટે ઇશ્વર પ્રાર્થના**—આ બાળક "કપોળ" ૧૯ નાં બેસતાં નવિન વર્ષમાં આખી કપોળ કોમને આબાદી ઇચ્છે છે, અ દુઃખદાયક લડાઇનો જલદીથી અંત આવી દુનિયામાં શાંતિ ફેલાઇ આપણે ધધો રોજગાર પાછો આબાદ થાઓ એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે.

વાગીશ્વરી તમ મુખે વિભૂતિ વધારો!
ને ઇંદીરા તમ ગૃહે નિજ વાસ રાખો!
દેખાય યોગ અવનિતલમાં ન જેનો!
તે દ્વંદ્વ દેવી ચિર કાલ તમે વધાવો!

લક્ષ્મી અને સરસ્વતિને પરાપૂર્વનું વૈર છે, તે વૈર તજી દઈ બંનેનો તમારે ત્યાં સાથે વાસ થાઓ એવી અમો પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ.

છેવટે संगतं श्रीसरस्वत्योः भूतले तु सदा सताम् । એ આશી- ર્વચન સાથ અમો અમારાં "કપોળ"ના વાંચકોને વિજય ઇચ્છીએ છીએ.

अस्तु !

**જાફરાબાદ-જન્મ**—સંઘવી ત્રીભોવનદાસ ખીમજીને ઘેર પુત્ર.

**વડોદરા-જન્મ**—વકીલ છગનલાલ મનજીને ઘેર પુત્ર.

હિંદુસ્તાનમાં પ્રથમ સ્વદેશી બનાવટના

# ભારત સ્ટોવ્સ (ચૂલા).



તેમજ વીલાયતી દરેક જાતના સ્ટોવ્ઝ તથા તેને લગતો છુટો સામાન તેમજ કોઇ પણ જાતના સ્ટોવ્ઝ ઉપર ફીટ કરવાથી એક હજાર કેન્ડલ પાવર લાઇટ આપે તેવા **ભારત પેટંટ સ્ટોવ લાઇટ બર્નરો** વિગેરે સામાન જથાબંધ તથા ફીરકોળ કિફાયત ભાવથી અમારે ત્યાં મળશે. દરેક જાતના સ્ટોવનું રીપેર કામ મનપસંદ તથા માફક ખર્ચે કરી આપવામાં આવે છે. કેટલૉગ માગણી કરવાથી મફત મોકલી આપવામાં આવશે

ઠે. ભારત સ્ટોવ ડીપો.

ગીરગામ મોહન બિલ્ડિંગ.

મુંબાઈ.

---

☞ આ માસિક મુંબઇના 'કપોળ યુવક મંડળ' માટે શંકરરાય અમૃતરાયે અમદાવાદ ખાતે પોતાના 'જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસ' નામના છાપખાનામાં છાપ્યું અને મુંબઇના ગીરગામમાં આવેલી કપોળ બોર્ડિંગથી શ્રી [illegible]

Reg. No. B 936

# કપોળ.

પુસ્તક ૫ મું.] નવેમ્બર ૧૯૨૪. [અંક ૧૧ મો.



"કપોળ" સબંધી પત્રવ્યવહાર "કપોળ ઑફીસ" ગોરગામ-મુંબઈ એ સરનામે કરવો —

પણ જાતની ગેરવાજબી હરીફાઇ વગર પોત પોતાનું કામ સારી રીતે કરે જાય છે, કારણકે સર્વેનો હેતુ એકજ છે અને તે એ કે જ્ઞાતીનાં બાળકોની કેળવણી આગળ વધારવા પોતાથી બની શકતી મદદ કરવી. આ મદદ મેળવી આપવા ઉપરાંત કાંઇક વિશેષ થવાની જરૂર છે. આ સઘળી સંસ્થાઓ અરસ પરસ સંબંધ ધરાવતી થાય, તેના વ્યવસ્થાપકોને મળવાનું, વીચાર કરવાનું અને એક બીજાની મુશ્કેલીઓ જાણી તે દુર કરવા પ્રયત્ન કરવાનું બની શકે તેમ કરવાની જરૂર છે. મેનેજમેંટ જુદી જુદી સંસ્થાઓમાં જુદી જુદી રીતે થતી હોય, ખર્ચ કોઇ ઠેકાણે વધારે આવતો હોય, કોઇ ઠેકાણે ઓછો આવતો હોય, ધાર્મીક અને નૈતીક કેળવણી આપવા કંઇક ઉપાયો યોજાતા હોય—આ અને આવા સઘળાનો વિચાર જુદી જુદી સંસ્થાના વ્યવસ્થાપકો સાથે બેસી વર્ષે અથવા બેએક વર્ષે કરે તો ઘણું જાણવાનું અને તેને લઇને બની શકતો સુધારો કરવાનું બની આવે, તેમજ વ્યવસ્થાપકોને આ હેતુસર વિશેષ પગલાંઓ લેવાનો યોગ્ય વીચાર કરવાની તક મળે. એક માનનીય અનુભવી વૃદ્ધ ગૃહસ્થ તરફથી આ બાબત અમને સુચના થયેલી છે અને તે અમોને વાસ્તવીક લાગવાથી તે સંસ્થાઓના કરતાકારવતાઓ પાસે મુકીએ છીએ. એકજ જ્ઞાતીના અને સંબંધવાળા ગૃહસ્થો હોવાથી અને મુંબઇમાં તેમનામાંના ઘણાઓનો નિવાસ હોવાથી અમોને લાગે છે કે મુંબઇમાં મળવાનું વધારે સુગમ થઇ પડશે. તો આ બાબત ઉપર લાગતા વળગતાઓ વીચાર કરશે એમ અમોને પુરતો ભરોસો છે.

આ શીવાય મુંબઇમાં પણ કેટલાંએક કેળવણીનાં ફંડો છે, કેળવણીની સંસ્થાઓ છે તેમાં પણ એક બીજા વચ્ચે કોઇ પણ જાતનો વ્યવહાર નથી. કેટલાંક ફંડો એક બીજાને મદદ રૂપ થઇ પડે છે અને વિદ્યાર્થીઓને તેથી પોતાનાં સાધનો પુરાં પાડવામાં મુશ્કેલી જણાતી નથી. પણ કેટલાંકએક ફંડોમાં અરસપરસ વ્યવહાર નહીં હોવાથી એવા કેટલાક દાખલા બને છે કે લાયક વિદ્યાર્થીઓને પુરતી મદદ મળતી નથી અને બીનલાયક વિદ્યાર્થીઓને જોઇએ તે કરતાં વધારે મદદ મળે છે. આ કરતાં જો આપણા આગેવાનો, તે ફંડોના ટ્રસ્ટીઓ સાથે મળી કામ કરે તો કેળવણી લેતા વિદ્યાર્થીઓની સ્થીતી વધારે સરળ થાય અને લાયક વિદ્યાર્થીઓને યોગ્ય મદદ મળે. અમોને પુરતી આશા છે કે અમારી સુચના ઉપર લાગતા વળગતા ભાઇઓ પુરતું લક્ષ આપશે.

# હાલની લડાઈથી જર્મની શું ખોશે ?

## જર્મનીના વેપાર ઉપર લડાઈની ગંભીર અસર.

( લખનાર—માણેકલાલ કાળીદાસ જોશી. )

હાલની લડાઈથી જર્મનીને માણસો અને બીજી ચીજો કરતાં દરિઆપારના સંસ્થાનો અને વેપારમાં ઘણુંજ નુકશાન ખમવું પડશે. જર્મનીનો વેપાર સદંતર નાશ થશે, યાતો તે તદન લૂલો થઈ જશે એવો દરેક સંભવ છે.

હાલમાં બ્રીટીશ વેપારીઓને અને કારખાનાવાળાઓને બીજા દેશો જોડેના વેપાર અર્થે બ્રીટીશ કાફલાએ રસ્તો ખુલ્લો કરી આપ્યો છે; જ્યારે જર્મનીને તે રસ્તો બંધ થઈ ગયો છે. તેથી બ્રીટીશ લોકો જર્મનીનો બહોળો વેપાર પોતાનો કરી લેવાને બનતું કરી રહ્યા છે.

એવી આશા રખાય છે કે આનું પરિણામ જર્મનીને ઘણુંજ નુકશાનકારક થશે અને બ્રીટીશ વેપારને તેથી ઘણો ફાયદો થશે.

હાલની લડાઈએ, જર્મની અને ઓસ્ટ્રીઆનો બીજા દેશો જોડે ચાલતો વેપાર તદન બંધ કરી નાખ્યો છે. જર્મનીનો જગજાહેર વેપાર ઓસ્ટ્રીઆ કરતાં ઘણો બહોળો છે. આથી હાલ બ્રીટીશ વેપારીઓને સંસ્થાનો અને બીજા દેશો સાથેનો વેપાર પોતાનો કરી લેવાની એક ઉમદા તક મળી છે. આ તકનો લાભ લેવાને બ્રીટીશ વેપારીઓ અને કારખાનાવાળાઓ દરેક કોશેષ કરી રહ્યા છે. આ કામ માટે પ્રથમનાં મુખ્ય પગલાંઓ લેવામાં આવ્યાં છે; અને પરિણામમાં ભવિષ્યમાં બીજા દેશો સાથેનો બ્રીટીશ વેપાર બહોળો થવાનો દરેક સંભવ છે.

ગયા વર્ષમાં બાલકન લડાઈ અને મેક્ષીકોના બખેડાથી જર્મનીના વેપારને નુકશાન થયું હતું. નાણાંની ભારે અછત હતી, અને બાલકન

લડાઇ ચાલશે એવા ભયથી પૈસાનો મોટો ભાગ ચલણમાંથી ખેંચી લેવામાં આવ્યો હતો.

નીચે આપેલા કેટલાક આંકડા, જર્મન વેપારને લડાઇથી શું નુકશાન થશે તેનો કાંઇક ખ્યાલ આપે છે.

જર્મનીનો છેલ્લાં બે વર્ષનો નીકાશ વેપાર નિચે પ્રમાણે છેઃ—

| ૧૯૧૧—૧૨. | ૧૯૧૨—૧૩. |
|---|---|
| રૂ. ૬૫૮૦૪૨૫૦૦૦. | રૂ. ૭૨૬૩૧૫૦૦૦૦. |

જુદા જુદા દેશો સાથેનો જર્મન વેપારનો ખ્યાલ નિચેના આંકડા પરથી આવશે.

## હિંદુસ્થાન સાથનો જર્મન વેપાર.

જર્મનીનો હિન્દુસ્થાન સાથનો વેપાર કેટલો વધતો જાય છે તે નિચેના આંકડા ઉપરથી જણાશે.

| | ૧૯૧૧-૧૨. | ૧૯૧૨-૧૩ |
|---|---|---|
| ધાતુ કામ | રૂ. ૨૩૫૮૦૦૦૦ | રૂ. ૨૬૯૨૫૦૦૦ |
| ગરમ કાપડ | ૧૧૨૦૫૦૦૦ | ૯૪૯૫૦૦૦ |
| રંગ વિગેરે | ૮૨૩૫૦૦૦ | ૧૦૨૦૦૦૦૦ |
| લોખંડનો સામાન | ૫૬૭૦૦૦૦ | ૬૪૦૫૦૦૦ |
| સાંચાકામ વિગેરે | ૩૨૨૫૦૦૦ | ૨૯૭૦૦૦૦ |
| સુતરાઉ કાપડ | ૬૮૧૦૦૦૦ | ૧૦૧૧૦૦૦૦ |
| કાચ | ૬૮૧૫૦૦૦ | ૨૫૮૦૦૦૦ |
| દોરા | ૩૬૦૫૦૦૦ | ૨૧૯૦૦૦૦ |
| દારૂ વિગેરે | ૬૮૧૦૦૦૦ | ૨૨૯૫૦૦૦ |
| તેલ વિગેરે | ૧૬૬૫૦૦૦ | ૨૭૯૦૦૦૦ |
| કાગળ વિગેરે | ૨૦૫૫૦૦૦ | ૨૪૬૦૦૦૦ |
| રેશમી કાપડ | ૧૨૫૫૦૦૦ | ૨૭૫૫૦૦૦ |
| | કુલે રૂ. ૬૯૯૬૦૦૦૦ | રૂ. ૮૦૬૭૫૦૦૦ |

હિંદુસ્તાન સાથનો નિકાશ વેપાર ૧૯૧૧-૧૨ ની સાલમાં રૂ. ૬ કરોડ ૯૯ લાખ જેટલો હતો તે વધીને ૧૯૧૨-૧૩ ની સાલમાં રૂ. ૮ કરોડ ૧।।। લાખનો થયો છે. આ બધો વેપાર હાલ લડાઈ જાગવાથી એકદમ બંધ થઇ ગયો છે જેને પરીણામે જર્મનીમાં બેરોજગારીનું સંકટ વધતું જાય છે.

# મોતી.

## ચીના લગ્નની એક રમુજી વાર્તા.

લખનાર—બ્હેન લીલાવતી તુળસીદાસ ત્રિભોવનદાસ.

નીચે લખેલી વાર્તા ચીનાઓનો પૈસા પ્રત્યે લોભ બતાવે છે—

"લીમ" કુળના એક બુઢ્ઢા માણસને એક સોળ વરસની છોકરી સાથે પરણવું હતું. મોતી બહુ ખુબસુરત ગણાતી. તેની ખરી ભમ્મરો કાઢી નાખવામાં આવી હતી, ને તેને ઠેકાણે પેન્સીલથી કમાનનો ઘાટ દોરવામાં આવ્યો હતો. હોઠ લાલ રંગવામાં આવ્યા હતા, ને ગાલે પાવડર લગાડવામાં આવ્યો હતો. તે શરીરે જાડી હતી ને તેનું મ્હોડું ગોળ હતું. પગ તો ફક્ત અઢી ઈંચજ લાંબા હતા, ને તેના બાલ કાળા, જાડા, ને સીધા હતા.

વેસવાળ કરાવનાર બાઈ એક દીવસ મોતીના બાપ પાસે મોતીને વાસ્તે માગું લઇને આવી, ને તેને કહ્યું કે એક ચાલીસ વરસનો માણસ મોતીને પરણવા માગતો હતો, ને રૂ. ૨૦૦૦ આપવાને તૈયાર હતો. બાપ તો ખુશી થયો, ને માગું કબુલ કર્યું. તરતજ ગોર મ્હારાજને તેડાવ્યા ને

લગ્નને વાસ્તે સારો દીવસ નક્કી કર્યો. આટલામાં ઘેર ખબર આવ્યા કે જેની સાથે મોતીનું લગ્ન થવાનું હતુ તે માણસ તો બહુ બુઢ્ઢો છે. આ સાંભળી મોતી રડવા બેઠી એટલે એના બાપે પોતે જઈને મી. લીમને જોઈ આવવાનો વીચાર કર્યો. પણ ત્યાંતો થોડા ઘણા રૂપીયા ખીસામાં પડ્યા એટલે બાપે ઘેર આવીને કહ્યું કે—"અરે ! મી. લીમ તો ચાળીસજ વર્ષના છે ને ઘણા પૈસાદાર છે." પણ મોતીની માને તેના કહેવાપર વીશ્વાસ ન આવ્યો એટલે પોતે મી. લીમને ઘેર જવા નીકળી. પૈસા આગળ માનો પ્રેમ પણ નીચે પડયો, ને ઘેર આવી મા મોતી પાસે તેના ભવિષ્યના વરનાં અને ઘરનાં વખાણ કરવા લાગી.

વેસવાળ નક્કી થયું, એટલે મોતીને વાસ્તે સાસરેથી કીમતી વસ્રો, ૨૪૦૦ રૂપીયાના સોનાના દાગીના વીગેરે આવ્યું.

મોતી લગ્નનાં કપડાં કરવામાં, વરને લગ્નમાં આપવાની કોથળી તથા પોતાને માટે ન્હાના ન્હાના બુરો ભરવામાં, અને બીજી બધી ચીજો કરવામાં ગુંથાઈ હતી. પણ આડોસી પાડોસી આ વાત ફરી ફરીને કહેવા લાગ્યા કે મી. લીમ બહુ બુઢ્ઢા છે, અને લગ્ન કરવાને નાલાયક છે. આથી વળી પાછી મોતીને બ્હીક લાગવા માંડી, ને તેણે રડીને ઘરમાં ઘોંઘાટ કરી મુકયો અને કહેવા લાગી કે "મારા બાપ કરતાં બુઢ્ઢા સાથે લગ્ન કરવા પહેલાં હું આપઘાત કરીશ" તેણે તેના બે ભાઈઓને મી. લીમને જોવાને મોકલ્યા પણ માબાપની પેઠે તેઓ પણ પૈસાથી લલચાયા, અને ત્રણસેં; ત્રણસેં રૂપીયાની થેલી તેઓને માટે પૂરતી પડી, ને ઘેર આવી તેઓ મોતીને ખોટું ખોટું સમજાવવા લાગ્યા. વરનાં વખાણ સાંભળી મોતી ખુશી થઈ, ને લગ્નનો દીવસ આવતાં લાલ સાટીનનાં કપડાં પ્હેરી, તેને સાસરેથી આવેલી લાલ ખુરશીમાં બેસી સાસરે ગઈ. નવે ઘેર જતાં તે આખે રસ્તે જેમ રડવું જોઈયે તેમ બરાબર રડી, મોતીને પીયરથી તેની સાથે કોઈ ન આવ્યું કારણકે આવે તો એમ લાગે કે લગ્નનું ખાવા આવ્યા છે.

જ્યારે તે સાસરે પ્હોંચી ત્યારે વેસવાળ કરવનાર બાઈ સામી આવી ને મોતીને તરત ખુરશીમાંથી તાણીને હોલમાં લઈ ગઈ, તાણી તેનું કારણકે રીવાજ પ્રમાણે મોતીએ જરાક નાખુશી દેખાડવી જોઈયે, પણ

પોતાના મનમાં મી. લીમને જોવાની ભારે ઊતકણ્ઠા હતી. જ્યારે પરસ્પર નમવાનું તથા ક્રીયાઓ ખલાસ થઇ, અને વરરાજાએ તેનો ઘુરખો ઉઠાવ્યો, ત્યારે તેણે જોયું કે પાડોસીઓ કહેતા હતા તે પ્રમાણે મી. લીમ બુઠ્ઠો હતા, અને તેથી તે રડવા બેઠી, અને કોઇબી રીતે તે આશ્વાસન પામી નહિ. મી. લીમ નીરાશામાં પોતાની તીજોરી પાસે દોડી ગયો, અને ખોબા ભરી ચાંદીના સીક્કા લઇ આવ્યો, અને તે લોકોમાં વેર્યા, અને કહેવા લાગ્યો કે "જો હું પ્રેમ જીતી શકતો નથી, તો મ્હારે પૈસાને શું કરવાં છે?" પણ જ્યારે લોકો પૈસા એકઠા કરવાની ધક્કા મુક્કીમાં પડયા, ત્યારે મોતીએ કેટલાક પૈસા પોતાના પગથી એકઠા કરી પોતાના કપડાં નીચે ખેંચી લીધા. બુઠ્ઠા લીમે જ્યારે આ જોયું ત્યારે તેણે મોતીના કાનમાં કહ્યું કે "તને જોઇશે તેટલા પૈસા આપીશ." અને તેથી મોતીના મનનું આશ્વાશન થયું.

આ પછી થોડા વખતમાં મી. લીમે ઊમ્મર પુગેલા કેટલાક છોકરાઓ ખરીધા, અને પછી તેમને માટે બઇરીઓ ખરીદી, એટલે મોતીને સાસુ થવાનું સંપૂર્ણ માન મળ્યું. આ વહુઓ અને દીકરાઓ તેની સેવા કરવા લાગ્યાં, અને મોતીનું માન વધ્યું. પછી તેને પૌત્રો થયા, અને સુખની સીમાને તે પ્હોંચી. પૈસાથી આવું સુખ ખરીદી શકાય છે અને કેટલાક ચીનનાં બૈરાંઓ આવા સુખને પરમ સુખ માને છે.

---

ॐ शान्ति.

# * "સ્વાતંત્ર્ય—મોક્ષ."

જન્મની સાથે સ્વતંત્રતા મનુષ્યને મળતી નથી તેમજ ઇચ્છા ન હોવા છતાં એ કોઇને આપી શકાતી નથી. તેને પ્રયાસથી પ્રાપ્ત કરવાની જરૂર છે. આ "દુનિયાના મહાન્ કાયદાઓ" દરેકને તે મેળવવાની તક આપે છે; પરંતુ તે પોતાના ખરેખરા સ્વરૂપમાં સતત પ્રયત્ન ને દ્રઢ ઇચ્છા શક્તિ. થીજ મેળવી શકાય છે.

---

* Freedom નો અનુવાદ—Cristian Register.

આપણી સ્વતંત્રતાની હદ બાંધી તેને ટૂંકી બનાવનાર સીમાના સૂચક સંયોગો ઘણા છે. તેઓ આ દુનિયાની સાથે જન્મેલ છે અને કાયમ રહેવાના છે. આપણે ખાઇએ છીએ માટે આપણે કામ કરવું જોઇએ અને આપણું બળ તથા વખત તેને માટે રોકવાં જોઇએ આ બાબત આપણને દરેકને લાગુ પડે છે. સ્વેચ્છા પ્રમાણે વિહરીએ, મિત્રો પસંદ કરીએ, બીજાના હકોના વિચાર વિના ગમે એમ જીંદગીને ભોગવીએ, એ નિરર્થક છે. શુદ્ધ સ્વાતંત્ર્ય શરૂઆતમાં અમુક મર્યાદા સ્વીકારે છે. પછીથી આ બંધનોની નીચે કચરાઇ મરવાને બદલે પગભર થતી સ્વતંત્રતા આ બંધનોની મદદથી જ દૃઢતર અને શુદ્ધતર બને છે. પોતે જે સંયોગોમાં રહે છે તેના કરતાં જે બળવાન છે,—જે સંયોગોનો ગુલામ નથી,—શારીરિક હજારો દુઃખોનો ગુલામ નથી,—શારીરિક હજારો દુઃખોના આવવા છતાં આત્માના મહાન્ કાયદા પ્રમાણે પોતાનું જીવન ગાળે છે એ મનુષ્ય સ્વતંત્ર છે અથવા સ્વતંત્રતા મેળવવાના રસ્તા ઉપર છે.

ખરી રીતે (Epictetus) એપીક્ટેટસ્ ગુલામ સ્વતંત્ર હતો કે તેનો ઉપરી (Epaphroditus) ઇપેફ્રોડીટસ્? પોતાનાં સુખી સ્વપ્નો અનુભવતો (John Bunyan) જોન બનીઅન કે જેલના સંત્રીઓ? શરમ ભરેલી રીતે પાછા ફરવાનું પસંદ કરવા કરતાં સદાને માટે પોતાના વહાલા (Florence) ફ્લોરેન્સમાંથી દેશ નિકાલ રહેવાનું બહેતર ગણનાર (Dante) ડેન્ટી કે નાત જાત અને દરજ્જાને વળગી રહેનારા તેના દુશ્મનો? (Savonarola) સેવોનારોલા જેણે શાંત સ્વભાવથી (Bishop) બિશપ એટલે ધર્મગુરૂની ભૂલ સુધારી અને તેને માટે × (Militant and Triumphant) પાર્થિવ યા દૈવી બન્ને ધર્મો ન માનનાર તેને ઠરાવનાર ધર્માધ્યક્ષ, (જેણે સેવોનારોલાને પૂછ્યું, "તું મીલીટન્ટ ચર્ચનો માનનાર

× Church Militant, the Christian church on earth which is supposed to be engaged in constant warfare and struggle, as distinguished from Church Triumphant Annadale.

છે? "ના" નો ઉત્તર મળતાં ફરી પૂછ્યું, ડાયમન્ડ ચર્ચનો? ત્યારે હકાર સાથે જેને તિરસ્કાર મળ્યો તે)-આ બેમાં કોણ સ્વતંત્ર?

કઠીન કર્તવ્યો અને નાપસંદ ચિંતાથી મુક્ત થવામાં સ્વતંત્રતા સમાયેલી નથી. સ્વતંત્રતા એ એક એવી માનસિક સ્થિતિની ખીલવણી છે કે જ્યાં નથી આવી શકતી કઠીનતા કે નથી આવી શકતો કંટાળો અને દુઃખ નિરાશા જે દુનિયા ઉપર રહેનાર દરેકને અનુભવવવાં પડે છે એ દુઃખોને ભુલાવી શાંતિ આપનાર આંતર શક્તિઓનો પણ સ્વતંત્રતામાં સમાવેશ થાય છે. કારણ કે **આપણે આત્માની સ્વતંત્રતા ઇચ્છનાર છીએ. અને તેને મોક્ષ છે.** સાહિત્ય, સંગીત વા કળા, (જો કે આપણો ધંધો કાંઇ જુદો જ હોય, તો પણ) શીખવાની ઉપરનાં કારણોને લીધે દુઃખ અને નિરાશા ભુલાવાને માટે જરૂર છે. જે કાંઇ મનને સ્વાર્થી જંજાળમાંથી મુક્ત કરે છે, દરરોજના બનના, ઘાંચીના બળદ પેઠે એકજ ઠેકાણે આંટા ફરતા, કામો ને ચિંતામાંથી મનને કંઇ ઉચ્ચતર પ્રદેશોમાં લઈ જાય તેજ આપણને મુક્ત કરનાર દેવદૂત છે પછી જે નજીવા સંયોગો આપણને દરરોજ હેરાન કરે છે તેને તજી દઇને વિચારતી નવી વિશાળ દુનીઆમાં સારાસારનો વિચાર કરવાને જવું શકય છે. જે મનુષ્ય માયાનાં બંધનોથી બંધાયેલો છે, તે ટુંકી સીમામાં પોતાના વિચારોને ઘોળ્યા કરે છે), જે દુનીઆના ભોગમાં લુબ્ધ થઇ રહે છે તેજ ખરેખરો ગુલામ-ગુલામથી પણ નાપાક છે. આથી આગળ વધીને જોઈશું તો ખબર પડશે કે માયિક બંધનોમાંથી મુક્ત થવાને નિવૃત્તિના સમયની રાહ જોવાની જરૂર નથી. જગતમાં નિવૃત્તિ જેવું ખરૂં જોતાં કંઇ છેજ નહિ, આપણે જેને 'નિવૃત્તિ' કહીએ છીએ એ કંઇ નિવૃત્તિ છે નહિ. **नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्** આ એક વિશ્વનો મહાન નિયમ છે. ફેર એટલો છે કે 'સાંસારિક પ્રવૃત્તિ' છે તે ક્ષણિકને માટે ને સંસારની છે અને જેને આપણે 'નિવૃત્તિ'ના નામથી ઓળખીએ છીએ એ ચિરસ્થાયી ફળદાતા અને આત્મિક પ્રવૃત્તિ છે. પ્રકૃતિનો આ નિયમ ભૂત માત્રને લાગુ પડે છે.

# ભારદ્વાજ.*

સ્વસ્તિ અહો ! હૃદયથી પ્રિય દિવ્ય આત્મા !
  પક્ષી કુલે નવ દિસે તુજ જન્મ વ્હાલા !
સ્વચ્છંદ પૂર્ણ હૃદયે અતિ મુક્ત કંઠે
  તું સ્વર્ગથી લલિત ગીત ઝરો સ્રવે છે. ૧

દુર્વન્હિ તણા ઘન સમો અતિ ઉજળો તું
  નીલો નભાબ્ધિ તરતો દ્રય પાંખથી તું .
ઊંચે ઊંચે અધિક તું ઉડતો જગેથી
  ને ગીતડું ગગનમાં લલકારતો તું. ૨

અસ્તાચળે ગમિત ભાનુ સુવર્ણ સન્ધ્યે
  જ્યાં અભ્ર પંક્તિ ચળકી ગગન રહે છે
જ્યાં બ્રહ્મનાદ ચિરકાળ ગભીર ગાજે
  ( ત્યાં ) નિષ્કાય મોદ સમ તું ઉડતો દીસે છે. ૩

ત્હારા વિહાર સ્થળ પાસ થકી દિસન્તી
  સંધ્યા ભુરી, ગતપ્રભા, નભથી સરન્તી
સૂર્યાતપે, ગલિત તેજ, ઉડુ સમો તું
  અદૃશ્ય, કિન્તુ તુજ ગીત ધ્વનિ સુણું હું. ૪

"અવનીધર"

# પ્રકીર્ણ વિચાર.

---

(લખનાર—રા. પરીખ બી. એ.)

(૧) **દુનિઆનું સૌથી મોટું શહેરઃ**—બ્રીટીશ મહારાજ્યની રાજધાનીનું શહેર લંડન દુનિયાનાં સર્વે શહેરોથી મ્હોટું છે એટલુંજ નહી પણ સર્વેથી બહોળા વસ્તીવાળું અને ધનવાન પણ છે. તેનો વિસ્તાર ૬૯૨ ચોરસ માઇલમાં છે, અને છેલી ગણત્રી પ્રમાણે તેની વસ્તી ૭૨૫૨૯૬૩ માણસની છે, અને તેનો વ્યાપાર પણ તેટલેજ દરજ્જે મોટો હોય તેમાં નવાઇ નથી; ફક્ત તેના ડક્કા ઉપરથી ૯,૩૫૧૧,૩૯૩ પાઉંડનો માલ બહાર જાય છે, અને ૧૬૭,૫૬૮,૨૫૪ પાઉંડની કીંમતનો માલ અંદર દાખલ થાય છે. આટલી મોટી વસ્તીના આરોગ્યની સુવ્યવસ્થાનાં સાધનો પણ તેટલાજ પ્રમાણમાં છે. પાણી પુરૂં પાડવાની યોજના ઘણી સારી છે, અને પાણી પુરતા જથ્થામાં આપવામાં આવે છે. ફક્ત ૨૨ કરોડ ગેલન પાણીતો દરરોજના વપરાસને માટે જોઇએ છીએ. આ મેટ્રોપોલીટન શહેરનો અંદરનો કારોભાર લોર્ડમેયર અને લંડન કોરપોરેશન મારફત ચાલે છે. જેમ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશન, મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં એકજ સભાસદ મોકલી શકે છે તેમ નહી પણ લંડનની કોરપોરેશન તરફથી ૬૩ સભાસદ પાર્લામેંટમાં બીરાજે છે. આ શહેરનું દરરોજનું જન્મપ્રમાણ ૩૬૧ નું છે અને મરણ પ્રમાણ ૬૬ નું છે. લંડનમાં કાયમ બે લાખ પરદેશનાં માણસો વસે છે અને આમાં લગભગ ૧૮૦૦ હીંદી વીદ્યાર્થીઓ છે. હોસપીટલો અને દવાખાનાં છુટા છવાયા પણ મોટા પ્રમાણમાં વિસ્તારવામાં આવેલાં નજરે પડે છે. દરવરસે લગભગ ૨૨ લાખ માંદાની સંખ્યા થાય છે અને તેનો સરકારને આઠ લાખ પાઉંડ ખર્ચ થાય છે. જેમ માંદાઓની સારવાર માટે સગવડ ઉત્તમ પ્રકારની છે તેમ કેળવણીનાં સાધનો પણ તેટલાજ મોટા પ્રમાણમાં અને સારી વ્યવસ્થાવાળાં છે, ૧૦૫૬ પ્રાથમીક શાળાઓ છે અને આઠ લાખ બાળકો તેમાં અભ્યાસ કરે છે. સ્ત્રીઓને કેટલેક દરજ્જે પોતાના ભરણ પોષણનો આધાર પોતાના ઉપર હોય છે અને તેથી કરીને નોકરી ચાકરી કરવી પડે છે, અને લગભગ બે લાખ સ્ત્રીઓ કારખાનામાં

કામ કરે છે. કેળવણીખાતામાં શીક્ષક તરીકે પુરૂષોની સાથે હરીફાઈમાં સરાસરી ભોગવે છે અને નર્સીંગના કામમાં અને શીક્ષક તરીકેના કામમાં પુરૂષો કરતાં પ્રથમ પંક્તીએ આવે છે. દરરોજનો વ્યવહાર રેલ્વે, ટ્રામ અને મોટર ગાડી, તથા બીજી ભાડુતી ગાડીઓ મારફત ચાલે છે, અને તેમાં રેલ્વે અને ટ્રામ અગ્રભાગ ભજવે છે. આઠલાખ માણસો દરરોજ રેલ્વેમાં આવજાવ કરે છે અને ચાર લાખ માણસો હમેશ ટ્રામનો ઉપયોગ કરે છે, અને તેટલાજ માણસો ભાડુતી ગાડીઓ અને મોટરકારમાં ફરે છે. અને ખાસ ધ્યાનમાં લેવા જોગ એ છે કે દરરોજના ટ્રામ અને રેલ્વેનો ઉપયોગ કરનારા માણસની સંખ્યા જેનાં ફક્ત ૮૦ હજાર ચીજે લોકો દરવર્ષે ભુલી જાય છે, અને આમાં મોટા ભાગ બ્ત્રીઓનો હોય છે. ફક્ત બે હજાર માણસોજ રખડતા અને ઘરબાર વીનાના ભમતારામ છે; જ્યારે ત્રણ લાખ માણસો જગ્યાના સંકોચને લઇને એકજ ઓરડામાં રહે છે. ૩૪૬૦૦ જમીનદારો નાના મોટા થઇને લંડનમાં છે.

(૨) દુનિયાના મોટા હીરા—ઘણા સૈકાઓ સુધી હિંદ હીરાઓની ઉત્પત્તિમાં પ્રખ્યાત દેશ ગણાતો હતો. ઉચા પ્રકારના જવાહીરો, અને રત્નો હીંદના રાજાઓના ખજાનામાં હતાં. એટલુંજ નહી પણ કીમતી હીરાઓ વખતોવખત મળી આવતા હતા, અને હિંદની સમૃદ્ધિમાં વધારો થયા કરતો હતો. જ્યારે દુનિયાના બીજા ભાગમાં હીરાની ખાણોની શોધ થઈ નહોતી ત્યારે હિંદ દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યું હતું. પરંતુ આ બાબદમાં હિંદની પ્રથમ પંકતી ઓગણીસમા સૈકામાં જતી રહી, અને દક્ષીણ આફ્રીકાને મળી. જોકે બ્રાઝીલ અને ઓસ્ટ્રેલીઆમાં કીમતી હીરાની ખાણો છે, પણ આફ્રીકા ( દક્ષીણ ) મોટા વજનના હીરામાં સૌથી પહેલે નંબરે આવે છે. દુનિયાના ઝવેરાતમાં ચળકાટમાં સર્વથી પ્રથમ સ્થાન હીરાને મળેલું છે. અને સર્વથી કાણુ ચીજ પણ હીરો છે. અત્યારે જગતના સૌથી મોટા હીરામાં 'કુલીયન' ગણાય છે, જે પ્રિટોરીઆની ખાણમાં ૧૯૦૫ ના જાન્યુઆરીમાં નિકળ્યો હતો, અને મરહુમ શહેનશાહ એડવર્ડને ૧૯૦૭ માં ભેટ કરવામાં આવ્યો હતો. તેનું વજન ૩૦૩૦ કેરેટનું છે, અને કીમત ૨૨ કરોડ રૂપીઆ છે. આ હીરો નીકળ્યો તેની અગાઉ સૌથી મોટો હીરો 'એકએસરીયર' ને નામે જાણીતો થયો હતો, આ પણ દક્ષીણ આફ્રીકામાંથી નીકળ્યો હતો અને

તેનું વજન ૯૭૧ કેરેટનું હતું. ત્રીજો મોટા હીરા જે ટ્રાન્સવાલની રૈન્ડની સોનાની ખાણમાંથી મળી આવ્યો છે તે ઈંડાની આકૃતિનો છે અને આજ સુધીના દુનિયાના મોટા હીરામાં તેનો નંબર ખ.જો આવે છે. જે ઉપર જણાવેલો 'કુલીયન' હીરા બ્રિટીશ શહેનશાહને ભેટ આવેલો છે તેને કાપીને તેના ૧૧ નાના-મોટા હીરાઓ બનાવવામાં આવેલા છે, અને તેમાં સૌથી મોટા કટકો ૫૧૬ાા કેરેટનો છે, જે હાલમાં શહેનશાહ પંચમ જ્યોર્જના મુગટમાં જડી દેવામાં આવ્યો છે, અને બે કટકાઓ હાલમાં આપણાં નામદાર શહેનશાહ બાનુ વાપરે છે. હિંદમાં ચાર મોટા હીરાઓ અસલના વખતમાં હતા તેનાં નામ નીચે મુજબ છેઃ—"મહાન મોગલ," "આલોફ," "કોહીનુર," અને "દરીઆએનુર." 'મહાનમોગલ' ૧૬૬૫ માં ઔરંગઝેબ બાદશાહના દરબારમાં હતો. ત્યારબાદ ૧૭૩૯ માં નાદીરશાહની દીલ્હીની લુંટમાં ગુમ થયો હતો. 'આલોફ' ૯૦૦ કેરેટ વજનમાં હતો, અને હિંદમાંથી ગુમ થયા પછી કેટલાંક વેચાણુ થયા પછી હાલમાં રશીઆના ઝારના મુગટમાં છે. કયારે હિંદમાંથી આ હીરા ગુમ થયો તે કહી શકાતું નથી. "કોહીનુર" ને માટે એમ કહેવાય છે કે આ હીરા કરણ રાજાએ કૌરવ પાંડવના યુદ્ધ વખતે મુગટપર ધારણ કર્યો હતો. અને ત્યાર પછી ઘણા સૈકા સુધી હસ્તીનાપુરનાં હિંદુ રાજાઓ પાસે હતો, પરંતુ રજપુતોની નબળી પડતી જતી દશામાં તે હીરા દીલીપતી મોગલ બાદશાહના કબજામાં ગયો. મુગલાઇ રાજ્યની પડતી દશામાં જ્યારે ૧૭૩૯ માં નાદીરશાહે દીલીની લુંટ ચલાવી ત્યારે આ જગવિખ્યાત હીરા તેના હાથમાં ગયો. ત્યારપછી અહમદશાહ અબદલીના અને અબદલી પાસેથી રણજીતસીંગના હાથમાં આવ્યો, અને રણજીતસીંગના મૃત્યુબાદ બીજી શીખ લડાઇના અંતમાં સુલેહ થતાં ધુલીપસીંગ પાસેથી આ હીરા બ્રીટીશના હાથમાં ગયો, જે હાલમાં શહેનશાહબાનુ મેરીના મુગટમાં જડેલો દેખાય છે. અસલ આ હીરાનું વજન ૯૦૦ કેરેટ હતું પણ પાસા પાડવા જતાં ઉતરી જઈ હાલમાં ૧૦૩ કેરેટનું છે.

# રાજા અજીતસિંહ.*

## રજપૂતોનાં સ્વદેશાભિમાન અને રાજભક્તિનું એક અપૂર્વ આખ્યાન.

(લખનાર–રા. રા. મંગળદાસ વિઠ્ઠલદાસ દેશાઇ, બી. એ. એલ. એલ. બી. બેરીસ્ટર–એટ–લૉ.)

જોધપુરના રાજા જશવંતસિંહ અટકની પેલીપાર કાબુલમાં મૃત્યુ પામતાં તેઓનાં રાણી અજીતની માતાએ સતિ થવાનો નિશ્ચય જાહેર કર્યો. રાણીને સાતમો મહિનો જતો હતો તેથી ઉદ્દા કમ્પાવતે રાણીને જબરદસ્તીથી સતી થતી અટકાવી. રાજા જશવંતસિંહની એક માનીતી રાણી તથા બીજી સાત રાણીઓએ ચિતાનું આરોહણ કર્યું. જશવંતસિંહના મરણના સમાચાર જોધપુર પ્હોંચતાંજ ચંદ્રાવતિ રાણીએ રાજાનું મંદિલ હાથમાં લઇ મંદોર ખાતે સતિપદ આદર્યું. આ ધર્મનો સ્તંભ તુટતાં હિંદુઓ નિરાશામાં નિમગ્ન થયા. દેવળોના ઘંટા અવાક્ થયા. સુર્યોદય થયો પણ શંખનાદ ક્યાંય સંભળાયો નહિ.

રાણીને પુત્ર જન્મ થયો અને પુત્રનું નામ અજીત રાખ્યું. પ્રવાસનો શ્રમ ખમવા જેટલી શક્તિ રાણીમાં આવતાં બાલકુંવર, રાણી, કુંવરીઓ તથા રસાલો કાબુલથી જોધપુર જવા ઉપડ્યો. પણ નિર્દય ઓરંગઝેબે જશવંતસિંહ સાથે વેર બાંધ્યું હતું, તે તેનું મૃત્યુ થતાં પણ છોડયું નહિ અને બાળક દિલ્હી આવી પહોંચતાંજ હુકમ કર્યો કે એને પોતાના તાબામાં સ્વાધીન કરવો. જશવંતસિંહના રજપુત રાઠોડોને મરૂ પ્રદેશ વ્હેંચી આપવાની ઓરંગઝેબે ઇચ્છા દર્શાવી. પણ વીર યોદ્ધાઓએ જવાબ આપ્યો કે "અમારા જીવના ભોગે પણ અમો અમારા દેશનું રક્ષણ કરશું. અમારો તથા અમારા દેશ બંનેનો પ્રભુ બચાવ કરશે." ક્રોધથી રક્ત થયેલી આંખોએ તેઓ

*'ટોડ રાજસ્થાન' માંથી અનુવાદ.

દરબાર છોડી ગયા. તેમનું રહેઠાણ શાહના લશ્કરે ઘેર્યું. કુંવરને મીઠાઇની ટોપલીમાં મોકલી આપી બચાવ્યો, અને પછી પોતાની કીર્તિ સાચવવા તેઓ પ્રવૃત્ત થયા. દેવોને બલિદાન અર્પ્યું, ભાંગનો નિશો લઇ અશ્વારૂઢ થયા ત્યારે વીર રણછોડ, જોધાપુત્ર ગોવીંદ, રઘુપુત્ર-જેના ખભાપર ઉજ્જૈનમાં તરવારનો પ્રહાર થયો હતો, અને નિર્ભય મ્હાર ભટ્ટ બોલ્યા, "આવો, સુધાર્ણવ તરી જઇયે. અસુરોનો નાશ કરી, અપ્સરાઓને વરીએ." બારોટ સુજાહ બોલ્યો, "ધણીનું અન્ન ખાધું છે તે આ દિવસ માટે. હું તેને આજ દીપાવિશ, મારા પિતાનું નામ રાખીશ, અને શત્રુના મોંમાં પડતાં, મ્હારા ગુણ ભવિષ્યમાં બારોટો ગાઇ સંભળાવશે." અસોહપુત્ર દુર્ગાદાસ બોલ્યો, "યવનના દાંતો વાઘના જેવા ક્રૂર છે. પણ આપણી તરવારના તેજથી દિલ્લી આપણું શુરાતન જોશે." પછી હાથમાં ભાલા લઇ યમ જેવા વિકાળ મોઢે રાઠોડો શત્રુ ઉપર ધસી ગયા. ત્યાં ઢાલતરવારનું નૃત્ય ગાળું શરૂ થયું. મેદાનમાં લોહીનાં મોજાં ઉપર મોજાં ફેલાતાં ગયાં. દિલ્લીના રસ્તા ઉપર દુહરના પુત્રોએ જે રણસંગ્રામ જમાવ્યું, તેમાંથી શંકરે પોતાની માળા પુરી કરી લીધી. નવ હજારની સામે મરૂરત્ન લડ્યો. તેની તરવાર તુટતાં અપ્સરા રંભા તેને ઉઠાવી ગઇ. દારાવત દિલોહે પોતાની જીંદગી અર્પી સ્વામીનું લવણ સાર્થક કર્યું. સ્વધર્મી ઊદાવત રક્ત કમળ જેવો દીપવા માંડ્યો, અને સ્વામી જશવંતસિંહને મળવા સ્વર્ગપ્રયાણ કર્યું. દુર્ગાદાસે શત્રુને કાપી નાંખી સ્વકીર્તિ જાળવી.

જ્યારે રજપુત વીરોએ જોયું કે રાક્ષસી ઓરંગજેબ તેમનું નાકજ કાપવા માગે છે, ત્યારે પ્રથમ તેમણે કુંવરને બચાવવાનો વિચાર કર્યો. પછી પોતાના સ્વર્ગવાસી સ્વામી તથા પોતાની કીર્તિ જાળવવાનો નિશ્ચય કર્યો તેઓએ મહાભયંકર કર્મ કર્યું. રાજાના સ્ત્રી વર્ગને, તથા પોતાની સ્ત્રીઓ તથા કુંવરીઓને એક ઓરડામાં મોકલાવી તેને દારૂ ગોળાથી ઊરાડી મુક્યો પછી કીર્તિના સ્થંભ ઉપર પોતાનું નામ કોતરાઇ રહે એમ શત્રુ ઉપર ધસ્યા. પોતાની જુવાન જીંદગીની જરાએ દરકાર કરી નહી. દિલ્લીના રસ્તાઓ ઉપર દુહરીઆના પુત્રોએ જે રણસંગ્રામ જમાવ્યું તેથી રાઠોડોની કીર્તિ અચળ થઇ. આ મહાન્ યુદ્ધનો દિવસ, સંવત્ ૧૭૩૬ ના શ્રાવણ શુદ સાતમનો હતો અને મરૂ દેશમાં તે ઘણો પવિત્ર દિવસ ગણાય છે.

આ ભયંકર યુદ્ધ ચાલતું હતું એટલામાં કુંવરને મીઠાઇની ટોપલીમાં મોકલાવી દઇ તેને બચાવ્યો. ટોપલી લઇ જનાર મુસલમાન હતો. ઇશ્વરની કૃતિ ન્યારી છે. એક મુસલમાને (ઓરંગઝેબે) જ્યારે અજીતને પાયમાલ કરવા ધાર્યો હતો, ત્યારે બીજાએ તેનો પ્રાણ બચાવ્યો અજીત એ આભાર વિસર્યો નહિ. એને આપેલી જગા હજી તેના વારસો ભોગવે છે. તેને બહુ માન મળતું, અને અજીત પણ તેને દાદા કહિને જ બોલાવતો.

બાળકને આબુના એકાંત પહાડમાં સાધુઓના મઠમાં રાખ્યો. ત્યાં દુર્ગાદાશ તથા બીજા સ્વામિ ભક્ત લડવૈઆઓ જઇ પહોંચ્યા. બાળકને પોતાની ઉત્પત્તિથી અજ્ઞાત રાખી ઉછેર્યો. પણ લોકમાં વાત પ્રચલિત હતી કે જશવંતનો પુત્ર જીવતો છે. માત્ર દુર્ગાસિંહ અને અજીતના બીજા રૂખેવાળો જ તેને મળતા હતા. પણ સ્વામિપરાયણ રજપુતો કુણાલપતિ દુર્ગાદાસપર વિશ્વાસ રાખી, ધણિના નામે જ હથીઆર લઇ દુશ્મન સાથ લડવા ઉભા થતા.

આમ ૭ વર્ષ સુધી તેઓ લડયા. સંવત ૧૭૪૩ માં ચમ્પાવત, કુમ્પાવત, ઊદાવત, મેંર્તિઆ, જોધા વિગેરે ભડ લડવૈઆઓ, સ્વામિનાં દર્શન માટે અધીરા થયા ખીચી મુકુન્દને બોલાવી કહ્યું, "કુંવરનાં માત્ર દર્શન કરાવો." પણ મુકુન્દે જવાબ આપ્યો "જે મ્હારા ઉપર ભરસો રાખી દુર્ગાદાસ ગયા છે. તે દખણમાં છે." યોદ્ધાઓએ જવાબ દીધો, "સ્વામિનાં દર્શન વિના ..ો અન્ન પાણિ લુખાં લાગે છે." પછી તમનો ને તેમના સાત વર્ષના કુંવરનો મેળો થયો. જેમ સૂર્યકિરણથી કમળ ખીલે છે, તેમ બાળરાજાના દર્શનથી વીરાઓનાં હૃદય ખીલ્યાં. આસો મહિનામાં બાપૈઆ ચમ્પાના અમૃતનું જેમ પાન કરે છે તેમ તે વખતે તેઓ તેની મુખ કાન્તિને આંખથી પીવા લાગ્યા.

પાછી લડાઇ શરૂ થઇ. લડાઈ ૨૦ વર્ષ ચાલી, આ વખતમાં કોઇજ લડવૈઓ ખાટલામાં મરણ પામ્યો હશે સને ૧૭૯૭ માં મોગલ બાદશાહે દુનીયાની સમક્ષ રાજા અજીતસિંહને માનપાન આપી તેને 'મરના નવ કિલ્લાઓની' સનદ આપી.

કર્નલ ટૅાડ કહે છે કે આ ૩૦ વર્ષનો ઇતિહાસ હિંદુઓના સ્વદેશાભિમાન તથા રાજભક્તિની યાદગારીનો એક અચળ સ્થંભ છે. કોઇપણ દેશના ઇતિહાસ સાથે આને સરખાવો, અને વીર રજપુતને ઇન્સાફ આપો. એ વખતમાં પોતાનો ધર્મ છોડનાર, વચન ફેરવનાર, ફાવતા. પણ આ વીરોની તવારીખમાં કોઈકજ એવો નરાધમ નજરે પડે છે. સર્વે લાલચોને તરછોડી નાખનારનાં દૃષ્ટાંત જ્યાં ત્યાં છવાઈ રહ્યાં છે. રજપુતોની કીર્તિનો સ્તંભ દુર્ગાદાસનાજ ચરિત્રનું અવલોકન કરો. એનામાં હિમ્મત, રાજ્યભક્તિ, પ્રમાણિકતા, તથા બુદ્ધિ સર્વ ગુણ હતા. એના ઉપર જે મોહજાળ પાથરવામાં આવતી તેમાંથી કોઇજ છુટી નિકળે. દ્રવ્ય, સત્તા, બધુંએ એની આગળ દુશ્મન ધરતો, પણ અચળ રહિ તે તેને તરછોડતો. જો તેની ઇચ્છા હોત તો પાંચ હજારનો તે મુન્સફ બની શકત. દાસ મટી, રાજાઓનો મોવડીઓ થાત, અને તે વખતના પ્રધાન પુરૂષોમાં લેખાત. પણ તે અમોલિક પુરૂષે ધર્મ આદર્યો, ને દાસ રહેતાં, દુનિયાનો પ્રધાન પુરૂષ હમેશ માટે લખાઈ રહ્યો. ઔરંગઝેબના પુત્ર અકબર સાથે મૈત્રી બાંધતા તેણે તેના બાપના હાથમાં તેને છોડી દીધો નહિ. તેને હાથમાં લેવા, ઔરંગઝેબે દુર્ગાદાસ પર ૮૦૦૦ સોનાની મહોર મોકલાવી, જે દુર્ગાદાસે અકબરનેજ મદદ કરવામાં વાપરી, આમાંનો કેટલોક ભાગ ઉપકારવશ અકબરે દુર્ગાદાસના નોકરોમાં વહેંચ્યો. દુર્ગાદાસ આ લોક છોડી ગયો છે, પણ તેની યાદ પાછળ મુકી ગયો છે. અને હજી સફેદ ઘોડા ઉપર કસાયલા વૃદ્ધ અંગ સાથ બેઠેલો છે તેવાં એના ચિત્રો, રજપુતાનાની ચિત્રવાળી હવેલીઓમાં જ્યાં ત્યાં નજરે પડે છે, અને એના ગુણગાન બારોટો હજી ગાય છે.

રાજા અજીત મહાબુદ્ધિવાળો તથા પરાક્રમી રાજા હતો. ઘણીવાર એ સર્વ રાઠોડોનો નેતા થઇ દુશ્મન સાથ લડતો. એને મુસલમાન ઉપર ભારે ખાર હતો. તૈમુરના વંશનો નાશ ઇચ્છતો. અને આથીજ શીરોશેર, જેની સાથે રાજ્યના તથા લોહિના ગાંઠથી તે બંધાયો હતો, તેનો નાશ કરવામાં સૈય્યદો સાથે તે જોડાયો હતો.

અજીતની કીર્તિ ઉપર જો કોઇ ડાઘ હોય તો તે તેણે દુર્ગાદાસને જે રીતે દેશપાર કર્યો અને તેની જમીન લઇ લીધી તેજ છે. "રાજાનો ભરોંસો કરવો નહીં." એ કહેવત સાચી પડી. સ્વામિપરાયણ દુર્ગાદાસને અંતે ઇશ્વરજ સહાય રહ્યો.

અજીતનો પણ અંત ખરાબ આવ્યો. એનાજ દિકરા અભયસિંહે એનું ખુન કર્યું.

અશાડ શુદ તેરસે મરની આઠ પંક્તિના ૧૭૦૦ લડવૈઆઓ પોતાના સ્વામીની આગળ છેલ્લી જ વાર ચાલ્યા. એનું શરીર એક નોકામાં મુક્યું, અને સ્મશાનમાં એને લઈ ગયા. ચિતા સુખડની બનાવી હતી, અને તેના ઉપર ખુશબો છાંટી હતી. ઉપર રૂ, તેલ, અને કપુર નાંખ્યાં હતાં. પણ આ શોકના વિશયનું કયો કવિ વર્ણન કરી શકે? રાણીના મહેલમાં-રાવુલમાં-નાજર ગયો, અને "રાધો સીધાયો" એમ જ્યાં બોલ્યો, ત્યાં ચોહાણી રાણી, સોળ સ્ત્રીઓ સાથ બ્હાર આવી, બોલી, "આ દિવસ મ્હારે આનંદનો દિવસ છે. મ્હારૂં કુળ દીપશે. હમારી જીંદગી સાથે ગઈ છે. હું એના વિના કેમ રહી શકું?" આજપ્રમાણે બીજી રાણીઓએ પણ નિશ્ચય કર્યાં. ૭ રાણી તથા ૫૮ સ્ત્રીઓએ પોતાનો અગ્નિ હોમ કરવા નિશ્ચય કર્યો. "આજ નહિ મરીયે તો આવી તક આવશે નહિ. અમારા સ્વામિથી શા માટે જુદા પડીયે? દુનીયા મૃત્યુનો એક ભોજન ગ્રાસ માત્ર છે. સ્વામી વગર જીવન પણ મૃત્યુ છે." પછી ગંગાની માટીનું તિલક કીધું, અને તુળસીની માળા ગળામાં નાખી ત્યારે નાજર નાથુ બોલ્યો, "આ તમે શું કરવા ધાર્યું છે? જે શીતળ ચંદનથી હમણા આંગ લીપ્યું છે, તેજ ચંદન તમને ભસ્મ કરશે. ત્યારે હિમ્મત જશે તો સ્વામિની કીર્તિને ડાઘ લાગશે. તમે આજ દિન સુધી ઇન્દ્રાણી માફક રહ્યાં છો: પુષ્પ ને સુગંધીમાંજ રમ્યાં છો. અગ્નિનો દાહ કેમ ખમશો?" પણ તેઓએ જવાબ આપ્યો. "દુનીયા ત્યજશું, પણ સ્વામી નહિ ત્યજીયે." સઘળાંએ પટરાણી ચોહાણી રાણીને કહ્યું, "આપના પુત્રો અભયસિંહ, બખ્તસિંહને ખાતર તો જીવો! ગરીબોનાં આશ્રય થાઓ. ધાર્મિક જીવન ગાળો" રાણીએ જવાબ વાળ્યો, "કુન્તીમાતા પાંચ પુત્રોનું કલ્યાણ જોવા રહ્યાં; સ્વામી પાછળ ન ગયાં. પણ શું તેની આશા ફળી? જીવન મિથ્યા છે. દુ:ખનું ગૃહ છે. સ્વામિના અગ્નિગૃહમાં હમે જઈ રહેશું."

પછી પડઘમ વાગ્યાં. સરઘસ ચાલ્યું. બધા "હરી" નું નામ લેવા લાગ્યા. વર્ષાદની જેમ દાન વેરાવા લાગ્યું. રાણીઓના ચ્હેરા સૂર્યના જેવા

અમુક વ્યવસ્થા કરવી વિગેરે, આથી તેઓને થોડું ઘણું વ્યવહારીક જ્ઞાન પણ મળી શકતું હતું. અહીં તેઓ સાદું જીવન ગાળી, અનેક પ્રકારની મુશ્કેલીઓમાંથી પસાર થઈ પોતાના જીવનનો પહેલો આશ્રમ પુરો કરતા હતા. ટુંકમાં પ્રાચીનકાળમાં વિદ્યાર્થીજીવન ગાળવાનું સ્થાન ગુરૂનું ઘરજ હતું. અને ત્યાં રહી વિદ્યાર્થીઓ બ્રહ્મચર્ય પાળી, અનેક મુશ્કેલીઓમાંથી પસાર થતાં થતાં પણ પોતાની ફરજો પૂર્ણ રીતે બજાવી, સાદું જીવન ગાળી, શારીરિક બળ સંપાદન કરતા, માનસિક શક્તિ ખીલવવા, નીતિમાં નિપુણ થતા અને ધર્મનું જ્ઞાન મેળવી ધર્મપર આસ્થા રાખતા. આ પ્રકારનું ઉત્તમ વિદ્યાર્થીજીવન પ્રાચીનકાળમાં ગાળવામાં આવતું હતું. ત્યારે અત્યારે તો વિદ્યાર્થીઓ ઘેર-કુટુંબની જંજાળની વચ્ચોવચ રહી અભ્યાસ કરે છે. આથી હજારો જાતનાં સાંસારિક વિઘ્નો આવી પડવાથી તેઓના અભ્યાસમાં ખલેલ પહોંચે છે. ઉપરાંત આપણા દેશમાં પ્રચલિત અમુક દુષ્ટ રીતરિવાજોને લીધે પણ વિદ્યાર્થીઓને ઘણું ખમવું પડે છે. આવાં આવાં કારણોને લઇને હાલના વિદ્યાર્થીઓનાં તન અને મન નિર્માલ્ય જોવામાં આવે છે. આપણા હાલના વિદ્યાર્થીઓ પ્રાચીનકાળના વિદ્યાર્થીઓ જેવું જીવન ગાળે તો કેવું સારૂં !

કોઇ કહેશે કે પહેલાંના અને હાલના સમયમાં ઘણો ફેર છે. અત્યારની સ્થીતિની પહેલાંની સ્થીતિ સાથે સરખામણી થઈ શકે નહીં. વખતના વહેવા સાથે આપણા દેશમાં અવનવા ફેરફારો થઇ ગયા છે. દેશના લોકોની આસપાસના સંજોગો બદલાઈ ગયા છે. લોકોની રહેણી કરણી જુદા પ્રકારની થઈ છે. અને રીતરીવાજોમાં સુધારા વધારા થયા છે. અત્યારે વિદ્યાર્થીની સંખ્યા તથા બીજી કેટલીક અગવડો જોતાં હાલનું વિદ્યાર્થીજીવન પ્રાચીનકાળના વિદ્યાર્થીજીવન જેવું થાય તે સંભવિત નથી. આવી માન્યતા ભુલ ભરેલી છે. હાલના વિદ્યાર્થીજીવનમાં જણાતી ખામીઓ દુર કરવી એ બહુ ભારે કામ નથી. હાલમાં માબાપો પોતાનાં છોકરાઓને પોતાથી અલગ રાખતાં અચકાય છે. તો જો માબાપો પોતે સમજી પોતાના છોકરાંઓના, પોતાના અને પોતાના દેશના હીત ખાતર છોકરાંઓને અલગ ન રાખવાની ઇચ્છા છોડી, તેઓને વિદ્યાર્થીઓના અભ્યાસ માટેની ખાસ જગ્યામાં મોકલે તો ત્યાં રહી તેઓ સંસારની જંજાળ તથા ઉપાધીઓથી મુક્ત રહી નિર્વિઘ્ને પોતાનો અભ્યાસ કરી શકે. ઇગ્લાન્ડ, સ્કોટલાન્ડ,

જર્મની વિગેરે દેશોમાં વિદ્યાર્થીઓ ઘેર અભ્યાસ ન કરતાં બૉર્ડીંગ સ્કુલોમાં રહી ત્યાં વિદ્યાર્થીજીવન ગાળે છે. આપણા દેશમાં આવી શરૂઆત થતી જણાય છે અને ઘણી જગ્યાએ બૉર્ડીંગ સ્કુલો ખોલાય છે; ગુરૂકુળો સ્થપાય છે અને કોલેજમાં વિદ્યાર્થીઓને રહેવાની સગવડ કરવામાં આવે છે. આવી શરૂઆતને પુરતા ટેકાની જરૂર છે. આ ઉપરાંત આપણામાં પ્રચલીત અમુક દુષ્ટ રીવાજો નાબુદ કરી નાખવાની ખાસ જરૂર છે. સંસ્થાઓમાં રહેતા વિદ્યાર્થીઓ પણ ત્યાં રહી પોતાની ફરજો સમજી અમુક નિયમો મુજબ વર્તે તો કંઇક અંશે પ્રાચીનકાળની પદ્ધતિ પ્રમાણે કામ થાય. વિદ્યાર્થીઓની ફરજો ટુંકમાં અને થોડા શબ્દમાં ગણાવીએ તો એટલી છે કે તેઓએ હમેશાં નિયમિત વખતે અભ્યાસ કરવાની ટેવ રાખવી; ઉદ્યમ, ખંત, ધૈર્ય અને એક ચિત્તથી અભ્યાસ કરવો; અભ્યાસ કરવામાં પણ એકલાં નિશાળમાં ચાલતાં પુસ્તકો વાંચી પરીક્ષાઓ પસાર કરી ડીગ્રીઓ મેળવવા તરફ ઓછું ધ્યાન આપી વિદ્યાભ્યાસ કરવાના મુળ હેતુ–દરેક જાતનું જ્ઞાન સંપાદન કરવું–પર વધારે લક્ષ રાખવું; ભણ્યા પણ ગણ્યા નહીં તેમ ન રહેતાં વ્યવહારીક જ્ઞાન પણ સાથે સાથે લેવું; સારાં સારાં પુસ્તકો, વર્તમાનપત્રો વિગેરે વાંચવાની ટેવ રાખવી; બધાની સાથે હળીમળી રહેવું; સ્વાશ્રયી થવું; બીજાઓને મદદ કરવી; સભ્યતાથી બોલવું; સદ્‌વર્તન રાખવું; બ્રહ્મચર્ય પાળવું; શીક્ષકોને ગુરૂ તરીકેનું યોગ્ય માન આપવું; ઇર્ષ્યા તજી દેવી; પ્રમાણીક થવું; સાચું બોલવું; સાથે ધર્મનું જ્ઞાન લઇ ઇશ્વર પ્રાર્થના હમેશાં કરવી.

આ ધોરણ પ્રમાણે કામ લેવાય એટલે કે વિદ્યાર્થીઓ સંસાર–જંજાળ તથા ઉપાધીઓથી દુર સંસ્થાઓમાં રહે અને ઉપર જણાવેલી ફરજો અદા કરે તો ઉચ્ચ વિદ્યાર્થીજીવન થાય તે વાત બેશક છે, જો કે પ્રાચીનકાળ જેવુંજ વિદ્યાર્થીજીવન કદાચ ન થાય; પરંતુ આમ થવાથી તેનું અનુકરણ થાય, તેના આશયો જળવાય અને હાલના વિદ્યાર્થીજીવનની ખામીઓ દુર થાય.

ગુલશન.

# મર્મદારક–ભસ્મ.

અરે! પ્રિય ચન્દ્ર! શું સરતાં, રચ્યો શો યોગ આવો તેં;
વિફળ થઇ સ્નેહની સંજ્ઞા, અને અનુરાગના તાને,
કહું જો પ્રિય તો બને ભ્રષ્ટ, કલંકિત થાઉં ને વળી ધૃષ્ટ;
અહો! આ દુઃખ છે કે સુખ! અરે! નિસ્તેજ તેનું મુખ.
હૃદયની વાસના ભુરી, થતી શું મુજ પર સુરી;
રડું છું કે નથી રોતી, શું આ ઉત્સવ કે વિપત્તિ.
અરે! આ રાત્રિ છે કે દિન, અરે! શું રમ્યારમ્ય ભાસ;
હૃદયમાં શૂન્યતાનો પાસ, છતાં છે પ્રિયજનનો વાસ.

વસે છે ચંદ્ર આકાશે
વસ્યાં કમળ પ્રિય! ભમ ઉરે
કુમુદ વિકસાવવા કાજે
કુમુદ તરબોળ થઈ ન્હાજે.

વિશુદ્ધિ ન્યૂનતા થાએ, રહે જો પત્ર નહિ પાસે;
હૃદય ચાંપે અને ચુમ્બે, વહેતાં અશ્રુએ ન્હાયે.
પ્રિયજન પત્રને ખડકી, દીધો દીવાવતિ અગ્નિ;
મુક્યો રે દાહ હૃદય તુટી, રૂદનની સેર રે છુટી;
અરે તે આજ 'પ્રિય પુત્રી,' અરે ઓ બ્હેન મુજ વ્હાલી.
બળોની પ્રીત ઓધાણી, જળોની સ્નેહની લ્હાણી.
બળી જાઓ, જળી જાઓ, ચિરાગે ખાખ થઇ જાએ;
હૃદયની રાખ તે પ્રિયતમ, બની તું "મર્મદારક–ભસ્મ!"

દુઃખોની સ્નેહમાં ભરતી,
રહીશ જો ભસ્મને જોતી;
અધૂરાં જે હૃદય જોતી,
ગુંથારી પાંપણે દોડી.

તા. ૯–૧૧–૧૪
અમદાવાદ.

ગુલાબદાસ એમ મ્હેતા.

# અમરેલી કપોળ બૉર્ડીંગ સ્કુલનો મેળાવડો.

આ બૉર્ડીંગ સ્કુલના બૉર્ડરોને ઇનામ આપવાનો એક મેળાવડો શ્રીમાન્ સંપતરાવ ગાયકવાડનાં પ્રમુખપણા હેઠળ કરવામાં આવ્યો હતો.

મેળાવડાનું કામ શરૂ થતાં આ સંસ્થાના હાલના સુપ્રીન્ટેન્ડન્ટ રા. રા. રણછોડદાસ કરશનદાસે જણાવ્યું કે ઉત્તમ વર્તન, સારો અભ્યાસ, સ્વચ્છતા, સારી વ્યવસ્થા વિગેરે ગુણોનું પાલન કરનારા બૉર્ડરોને ઇનામ રૂપે ઉત્તેજન આપવા આ મેળાવડો ભરવામાં આવ્યો છે. આજથી નવ વર્ષ ઉપર આ સંસ્થાની શરૂઆત માત્ર સાત બૉર્ડરોથી એક ભાડાનાં મકાનમાં કરવામાં હતી અને બૉર્ડરો પોતાના ઘરનાં સાધનોથી કામ ચલાવતા હતા. ત્યારબાદ દર વર્ષે બૉર્ડરોની સંખ્યા વધવા લાગી અને આવી મોટી સંખ્યાની સગવડ થાય તેવું ભવ્ય મકાન પણ અત્યારે આપણે જોઇએ છીએ. આ મકાનની હૈયાતી આ સંસ્થાના ઓ. સે. રા. રા. જગજીવનદાસ નારાયણ મહેતાના પ્રયાસને લઇને થઇ છે. હાલમાં આ સંસ્થાનો ૪૪ વિદ્યાર્થીઓ લાભ લે છે. બૉર્ડરોને સર્વ પ્રકારની અનુકુળતા કરી આપવામાં આવે છે. સંસ્થાની સર્વ પ્રકારની દેખરેખ માટે એક સુપ્રીન્ટેન્ડટની નીમણુંક કરવામાં આવી છે. ઉપરાંત બૉર્ડરોની નીતિ, રીતી અભ્યાસ, તન્દુરસ્તી વિગેરે બાબત ઉપર દેખરેખ રાખવા એક હાઉસ માસ્તરની પણ થોડા વખત થયાં નીમણુક કરવામાં આવી છે. આ સંસ્થામાં વિદ્યાર્થીઓની સુખાકારી સાચવવા માટે બનતી કાળજી રાખવામાં આવે છે. ખોરાક, પાણી, હવા, કસરત અજવાળું વિગેરે સાધનો દ્વારા જેમ શરીર સંપતિ સારી રહે તેમ કરવા પ્રયત્ન કરવામાં આવે છે. ટુંકમાં જેમ વિદ્યાર્થીઓની શારીરિક, નૈતિક અને માનસિક શક્તિઓ ખીલે તમ બનતો પ્રયાસ કરવામાં આવે છે.

આ સાલ બૉર્ડીંગની આવક કરતાં ખર્ચ લગભગ સો રૂપિઆનો વધારે થયો છે. આ સંસ્થાના ફંડની રકમ બહુજ નાની હોવાથી ફ્રી (મારી) બૉર્ડરો વધારે રાખી શકાતા નથી. અને આથી ઘણા ગરીબ કપોળ બંધુઓના બાળકોને યોગ્ય મદદ આપી શકાતી નથી. મી. જગજીવનદાસ નારાયણ મહેતા મી. ખુશાલદાસ કુરજી પારેખ, ડૉ. જેઠાલાલ વનમાળી વોરા વિગેરે આ સંસ્થાને માટે નાણાંની મદદ મેળવવા હમેશાં પ્રયત્ન કર્યાજ કરે છે, પણ અદ્યાપી એક કાયમનું સારૂં ફંડ સ્થાપાયું નથી. આવી મોટી

# ભણીને શું કરવું ?

## કપોળ સ્ટુડંટસ યુનીઅનની સભામાં જાણવાજોગ ભાષણ.

આ યુનીઅનની ચાલુ વર્ષની બીજી ટર્મની છેલ્લી સભા સર મંગળદાસ હાઉસમાં વીલ્સન કોલેજના પ્રિન્સીપાલ ડૉ. મેકીકન એમ. એ. એલએલ. ડી. નાં પ્રમુખપણાં નીચે ભરવામાં આવી હતી. જ્યારે યુનીઅનના એક નેતા અને પોતાના તન અને મનને ભોગે યુનીઅનને આ સ્થીતિએ લાવનાર મી. નગીનદાસ પી. મહેતાએ "આપણા વિદ્યાર્થીઓએ સ્કુલ અથવા કોલેજની કેળવણી પુરી કીધા પછી શું કરવું?" (The problem of our young men after leaving schools and colleges) એ વિષયપર એક જાણવાજોગ ભાષણ આપ્યું હતું.

આ વિષય વિદ્યાર્થીઓને તેમજ ધંધામાં જોડાયેલા ગૃહસ્થોને માટે પણ ઘણોજ ઉપયોગી છે એમ અમારૂં માનવું છે. તેઓએ વિદ્યાર્થીઓને નડતી અનેક મુસ્કેલીઓનું ઘણી સરસ રીતે બ્યાન આપતાં જણાવ્યું હતું કે નિશાળો તથા કોલેજોમાં હાલ જે પદ્ધતિ મુજબ અભ્યાસ થાય છે, તે પદ્ધતિની ખોડો બતાવી તેઓએ જણાવ્યું હતું કે આ પદ્ધતિમાં ઘણા સુધારા કરવાની જરૂર છે, હાલ વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ પુરો કરે છે અને ધંધામાં પડવા તૈયાર થાય છે, ત્યારે તેઓને ઘણી જાતની મુસ્કેલીઓ નડે છે, આથી અભ્યાસ છોડયા બાદ, તેઓ કઢંગી સ્થીતિમાં મુકાય જાય છે. તેઓએ શું કરવું તેનો તેઓને પોતાને સુઝકો પડતો નથી અને આથી તેઓ મુંજાય જાય છે અને તેઓની દશા વિચિત્ર થાય છે. તો પદ્ધતિ એવા પ્રકારની હોવી જોઈએ કે ઉપર જણાવેલી મુસ્કેલીઓ નષ્ટ થાય અને અભ્યાસ છોડયા પછી તેઓનો રસ્તો સરલ થાય. આને માટે ખાસ કરીને કેવા જ્ઞાનની જરૂર છે તે તેઓએ બતાવ્યું હતું. ટુંકમાં એટલુંજ કે વિદ્યાર્થી અવસ્થા પરીક્ષામાં પાસ થવાને ખાતર નક્કી કરવામાં આવેલી ચોપડીઓજ વાંચવી એમ ન રાખતાં બીજી ઘણી સાધારણ બાબતોનું જ્ઞાન પ્રાપ્ત

કરવાની જરૂર છે કે જેથી જ્યારે ધંધામાં જોડાવાનો વખત આવે ત્યારે બીલકુલ અડચણ નડે નહીં. ત્યારપછી તેઓએ ગરીબ વર્ગના, મધ્યમ અને પૈસાપાત્ર વિદ્યાર્થીઓની જુદા જુદા પ્રકારની સ્થીતિનું વર્ણન કરી, દરેક વર્ગના વિદ્યાર્થીઓએ કયા કયા ધોરણે કામ લેવું જોઇએ તે બનાવ્યું હતું. છેવટે દરેકને નાના અને મોટા, ગરીબ અને પૈસાદારને આ અગત્યના સવાલપર વિચાર કરવા અને યોગ્ય સુધારા કરવા સુચના તેઓએ કરી હતી.

ત્યારબાદ મી. મંગળદાસ વીઠલદાસ દેશાઇ, મી. ત્રીભોવનદાસ પી. મહુવાકર વિગેરેએ આ વિષયપર વિવેચન કર્યું હતું. પ્રમુખ સાહેબે ઘણુંજ સરસ વ્યાખ્યાન આપ્યું હતું. તેઓનો યુરોપનો તથા આંઢીનો અનુભવ જણાવી આ સવાલ દરેક જગ્યાએ નાના અથવા તો મોટા રૂપમાં જોવામાં આવે છે તેમ તેઓનું કહેવું હતું. આ સવાલનું નીરાકરણ કરવાને માટે અમુક વ્યક્તિઓએ નહીં પણ દેશના દરેક મનુષ્યે વિચાર કરવાની જરૂર છે.

મી. નગીનદાસ પી. મહેતાનો તથા પ્રમુખ સાહેબનો ઉપકાર માની, સભા વિસર્જન થઈ હતી.

---

# એક નિરાધાર બાળા.



## પ્રકરણ ૪ થું.

( ગતાંકથી ચાલુ. )

ઉપલી સંસ્થાઓ બંધાયાને લગભગ બે વર્ષ થઈ ગયાં ત્યારે ' રૂક્મણી-કુમાર પ્રસાદ ' પાસે એક તદ્દન અજાણ્યો ગૃહસ્થ આવ્યો. તેની ઉમર ૩૫ થી ૩૬ વર્ષની હતી. તેનો દેખાવ ગંભીર હતો પણ માયાળુ હોય તેમ લાગતું હતું અને તે માણસ સારી સ્થિતિનો હશે એમ સહજ દેખાઈ આવતું હતું. તે માણસ આ સંસ્થાના દરવાજા પાસે આવ્યો અને એક નોકરને સંસ્થા સંબંધી તમામ હકીકત પુછી અને તે સંસ્થાની વ્યવસ્થા

જોવાની તેણે ઈચ્છા દર્શાવી. નોકરે તેમને સંસ્થાને લગતી દરેક હકીકતથી વાકેફ કર્યો અને તેની સાથે જઈ વ્યવસ્થા બતાવી. સંસ્થાની તમામ હકીકત જાણી તથા ઉત્તમ વ્યવસ્થા જોઈ આ ગૃહસ્થ ઘણોજ ખુશી થયો અને નોકરને પુછયું "આ સંસ્થા કોની ઉદારતાને લઇને થવા પામી છે? શું તે માણસનું નામ રૂક્ષ્મણી કુમાર છે?"

"નહીં સાહેબ, આ સંસ્થા અમારી શેઠાણી શ્રીમતી રમણીબાઈએ બંધાવી છે?"

"એમ છે, ત્યારે તેનું નામ 'રૂક્ષ્મણીકુમાર પ્રસાદ' કેમ રાખ્યું છે?

"તે અમને કેમ ખબર પડે!"

"રૂક્ષ્મણી કુમાર કોણ છે?"

"અમે જાણતા નથી"

"આ ઉદાર બાઈને રહેવાનું મકાન ક્યાં છે?"

નોકરે પાસે આવેલું એક સુંદર અને સુશોભીત મકાન બતાવ્યું.

"તે બાઇ પરણેલ છે કે વિધવા?"

"તેણી પરણેલી નથી તેમ વીધવા પણ નથી. તેણી હજી કુંવારી છે. તેણી એક મોટા માણસની પુત્રી છે અને તેના સગાં સંબંધી બધાં ગુજરી ગયાં છે."

"તે બાઈ પુરૂષ વર્ગ સાથે વાત કરે છે કે?"

"અમારી શેઠાણી પુરૂષ વર્ગને મોઢું પણ બતાવતાં નથી."

આટલું પુછી આ ગૃહસ્થ વિચાર કરતો કરતો રમણીના મકાન તરફ ચાલ્યો. મકાનના દરવાજા પાસે આવી તે ઉભો અને રમણીના મોટા મુનીમને મળ્યો. મુનીમે તેમના આગમનનું કારણ પુછયું ત્યારે તેમણે એક કાગળ તેમને આપી કહ્યું "આ કાગળ તમારી શેઠાણીને આપજો અને તેનો જવાબ લેતા આવજો."

મુનીમે નમ્રતા પૂર્વક જણાવ્યું "સાહેબ, અમારાં શેઠાણી યુવાન અને કુંવારાં છે. અને તેમણે એવો નિયમ રાખ્યો છે કે તેણીનાં ઉપર કોઇ પણ અજાણ્યા માણસનો કાગળ આવે તો તે તેણીને આપ્યા અગાઉ અમારે વાંચવા."

"બહુ સારૂં, ત્યારે તમે ખુશીથી વાંચો."

મુનીમે નીચે પ્રમાણે વાંચ્યું.

વ્હાલી બ્હેન,

આ પત્ર લાવનાર જે કે પુરૂષ છે. ત્યાં મારી વિનંતિ છે કે તમારી સાથે ખાનગી વાતચીત કરવાનો પ્રસંગ આપશો. અને તમારી પએલી વાતચીત મને જણાવવા ચુકતાં નહી.

લી. તમારી સોહણ

શ્રીમતી વસન્ત કુમારી

રમણીની સખી વસન્ત કુમારીનો પત્ર હોવાથી, કોઇએ જરા વાંચો ઉઠાવ્યો નહી અને પત્ર રમણીને પહોંચાડવામાં આવ્યો. પાંચેક ટમાં એક ચાકરડી આવી આ ગૃહસ્થને અંદરના એક ઓરડામાં લઈ અને થોડીવારમાં બાઈ સાહેબ આવશે એમ જણાવ્યું. રમણીના ઓરડામાં કોઈ પણ પુરૂષ હજી સુધી દાખલ થયો નહોતો. તો આ સ્થને અંદર બોલાવવાનું કંઈ ખાસ કારણ હોવું જોઈએ એમ વિ કરતી, આવનાર ગૃહસ્થનો દેખાવ, પહેરવેશ વિગેરે બારીકીથી જોતી ર રડી તે ઓરડામાં ઉભી રહી. તેણીએ જોયું કે તેનો ચહેરો સુંદર હ તેનું કદ ઉચું હતું; તેનું શરીર મજબુત હતું, તેનું કપાળ વિશાળ અને માથા ઉપરના વાળ કાળા અને સુંવાળા હતા. તેનું નાક પોપટ સુંદર હતું અને હોઠ લાલ હતા. તેની આંખો ચળકતી હતી અને કાળી હતી. અને તેની ગરદન લાંબી અને મજબુત હતી. તેના બીજા ચ યવો ઝબ્બાથી ઢંકાયેલા હતા; પણ ચાકરડી જોઈ શકી કે તેના હા આકારે ઘણો સારો હતો અને તેની એક આંગળીપર ચળકતા હીર જડીત એક નાજુક વીંટી હતી. તેનો પોષાક તદ્દન સારો સ્વચ્છ હતો.

આ ચાકરડી આ આવનાર ગૃહસ્થનું આમ બારીકીથી નીરીક્ષ કરતી હતી તેવામાં રમણી તે ઓરડામાં આવી અને તેને રજા આ રમણીને જોતાંજ તે ગૃહસ્થને પોતાની જીંદગીમાં નવો સૂર્ય ઉગ્યો હોય લાગ્યું. આ સુંદર બાળાની સુંદરતા જોઈ તે થોડીવાર તો હિંમ્મૂઢ બની ગ અને કંઇ બોલી શક્યો નહી. તેથી રમણીએ બોલવાનું શરૂ કર્યું.

"તમોએ મારી સાથે ખાનગી વાતચીત કરવાનો પ્રસંગ મેળવ્યો તેનું કારણ મહેરબાની કરી જણાવશો.? તમો જાણો છો કે હું એક કુંવારી બાળા છું અને મારી સખી વસન્તની વિનંતિને ખાતર જ મેં તમોને આ પ્રસંગ આપ્યો છે."

"હું તમારી સમક્ષ આવવાને બહુજ ઇન્તેજાર હતો."

"તે ખરૂં હશે, પરંતુ તેવી ઈન્તેજારી રાખવાનાં કારણો સમજાવવા કૃપા કરો."

તેણે એક ઘણો જુનો અને ફાટેલો છાપાનો ટુકડો કાઢી રમણીને આપ્યો. તેમાં રૂક્ષ્મણી કુમારરાયની શોધને માટે કામક્ષ બાઇએ આપેલી જાહેર ખબર હતી. આ જાહેર ખબર વાંચી કે તુરતજ રમણીના મનમાં એવો વિચાર સ્ફુરી આવ્યો કે આ ગૃહસ્થ જ તેને નાનપણમાં મદદ કરનાર તો નહીં હોય! તેણીએ ઘણો વખત તેની સુંદર આકૃતિ સામું જોયાં કર્યું અને પુછયું "સાહેબ, તમે પોતે તો રૂક્ષ્મણી કુમાર રાય નથી ના?"

"ના, બાઈ સાહેબ"

આ જવાબથી રમણી અચંબા સાથે ગુંચવણમાં પડી અને વિચારમાં ગ્રસ્ત થઈ શાન્ત બેઠી. ગૃહસ્થે બોલવાનું શરૂ રાખ્યું. "જો હું રૂક્ષ્મણી કુમાર હોઉં તો તમારા વાલીને આ જાહેર ખબર આપવાની જરૂર નહોતી; કારણ તેઓ મને સારી રીતે જાણે છે. પરંતુ જ્યારે મેં જાહેર ખબર છાપામાં જોઇ ત્યારે તેને સાચવી રાખવાનો વિચાર થયો."

"સાહેબ, જો આ જાહેરખબરને તમારી સાથે કંઈપણ સંબંધ નહોતો તો તમોએ તેને શા માટે સંભાળીને રાખી ?"

"શા માટે ! આનંદને ખાતર. આઠ દશ વર્ષ અગાઉ મને એવો તરંગ હતો કે પગે ચાલીને આ રંગ બેરંગી દુનિયાના ખેલો જોવા. આ તરંગથી દુનિયાના જુદા જુદા ભાગમાં રખડી ઘણાં સાહસો અનુભવતો આવા તરંગને લઇને મારા મિત્રો વિગેરેનો હાસ્યપાત્ર ન થાઉં તે માટે મેં રૂક્ષ્મણીકુમારરાયનું નામ ધારણ કર્યું હતું."

આ સાંભળી રમણીનું હૃદય એકદમ ધડકવા લાગ્યું; પણ મહામહેનતે શાન્તતાનો દેખાવ ધારણ કર્યો. તે ગૃહસ્થે બોલવાનું ચાલુ રાખ્યું.

હું ધારતો નથી કે આ એ નામ બીજો કોઇ માણસ ધરાવતો હોય અને મારી કોઈ તપાસ કરતું હોય તે તદન મને અશકય લાગતું હતું; છતાં ઘણીવાર અણધાર્યું બને છે, તેથી તે ટુકડો કદાચ ભવિષ્યમાં ઉપયોગમાં આવે એવો વિચાર આવવાથી, તે સાચવી રાખ્યો હતો. પરંતુ કામક્ષ્યબાબુને આ સંબંધી વાતચીત કરવાની હીંમત મેં કોઈ દિવસ ધરી નહોતી. "

" અને પછી "

" પછી જ્યારે કામક્ષ્યબાબુ ગુજરી ગયા ત્યારે તેમના પુત્રોએ મને દહનક્રિયા પ્રસંગે બોલાવેલ, પરંતુ અમુક અગત્યના કામસર હું બહારગામ ગએલ હોવાથી તે પ્રસંગે હું હાજર થઈ શકયો નહોતો. તેથી જ્યારે હું બહારગામથી પાછો ફર્યો ત્યારે કામક્ષ્યબાબુના ખેદકારક મૃત્યુથી તેના કુટુંબપર આવી પડેલા દુઃખ માટે મારી દીલસોજી બતાવવા તેમના મોટા પુત્ર કને ગયો. આ વખતે અકશી રસુજમાં હું જાહેરખબર મારી સાથે લાવ્યો હતો. અને જાહેરખબર સંબંધી વાત નીકળતાં મેં જાહેરખબર આપવાનું કારણ પુછ્યું. તેના જવાબમાં મને જણાવવામાં આવ્યું કે રમણી નામની એક બાળા છે તેમના ફરમાનથી તેમ કરવામાં આવ્યું હતું. મેં પણ રમણી નામની એક બાળાને અમુક વર્ષો પહેલાં જોઈ હતી. જો કે મેં તેણીને એકજ વખત જોઈ હતી. પણ હજી સુધી તેણીને હું મારા અંતઃકરણમાંથી ખસેડી શકતો નથી. મેં તેણીને જોઈ ત્યારે તે કુમળી વયની બાળા દુખભરો વેઠતી હતી અને તેણી પોતાની માંદગી ભોગવતી માને માટે જોઈતી ચીજો ખરીદવાને જંગલી ફુલોના હાર ગુંથી મેળામાં વેચવા ગઈ હતી. અને ઘોર અંધારામાં અને સખ્ત વરસાદમાં તેણી નીરાશાથી પાછી ઘેર જતી હતી. અરે ગરીબ, બીચારી બાળા! તેણીના દુઃખનો વિચાર હજી મને તેણીને માટે લાગણી ઉત્પન્ન કરાવે છે."

આ વાત સાંભળીને રમણીને પોતાની દુઃખી સ્થિતિ યાદ આવી અને રથયાત્રાના તહેવારની રાત્રીના બનાવનો ચિતાર તેણીની સમક્ષ ખડો થયો. તેણીને હવે ખાત્રી થઇ કે તેવા સમયમાં મદદ કરનાર રૂક્ષ્મણીકુમારદાસ કે જેનું સ્તોત્ર અહર્નિશ રટન કરતી હતી તેજ આ ગૃહસ્થ છે. આ જાણી તેણીના હર્ષનો પાર રહ્યો નહીં. આંખો આનંદાશ્રુથી ભરપુર

થઈ ગઈ અને પોતાના દુઃખમાં મદદ કરનાર ગૃહસ્થને ભેટી આભારની લાગણી દર્શાવવાને તેણી એકદમ આતુર થઈ. પરંતુ મર્યાદને ખાતર તેણીએ શાન્તી ધારણ કરી અશ્રુ અટકાવ્યાં અને પહેલાંની માફકજ વાત શરૂ રાખી.

" તમોને મારે યાદ દેવડાવવું જોઈએ કે તમે મારી સાથેનું ખાનગી કામકાજ સમજાવતા નથી અને એક કંગાળ છોકરીને લગતી તમારી લાગણી દર્શાવો છો માટે તે કંગાળ અને દુઃખી છોકરીની વાત છોડી મુદ્દાની વાતપર આવો. "

" અરે, બાઈ સાહેબ, તે બાળાને માટે એમ કઠોરતાથી ન બોલો. તે રાત્રીની મારી રસ્તાની સાથી જેવી નાની મધુરબાળા આ દુનિયામાં ભાગ્યેજ હશે ! મારી આટલી બધી રખડપટીમાં જો કોઈ બાળા મને મળી હોય કે જે ઉમદા અને ઉદાર સ્ત્રી થવાનાં ચીન્હો બતાવતી હોય તો તે રમણીજ હતી ! તેની મધુર વાણી અમૃત જેવી હતી તેના સ્પષ્ટ અને સાદા શબ્દો સ્વર્ગીય ગાયનનું ભાન કરાવતાં હતાં. "

રૂક્ષ્મણીકુમાર આટલું બોલી શાન્ત રહ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો " શું તે દિવસની રમણી તે આજ રમણી હશે ? હું કેવો મૂર્ખ છું. તે રમણી તો ગરીબ, દુઃખી, ભીક્ષુક અને નાના ઝુંપડામાં રહેતી એક છોકરી હતી; ત્યારે આ રમણી તો એક પૈસાપાત્ર સ્ત્રી છે હું તે બાળા કે જેની યાદી મારા મનમાં રમ્યા કરે છે તેને તે રાત્રીએ બરાબર જોઈ શકયો નહોતો અને જેના શબ્દો થોડાજ વખત માટે સાંભળ્યા હતા, છતાં મારી તે બાળા પ્રત્યેની લાગણીઓ કંઈ ઓરજ હોય તેમ લાગે છે. આ રમણી જો તેજ રમણી હોય તો તે મને ચાહી જીંદગી અર્પણ કરે તો કેવું સારૂં ! "

બીજી બાજુ રમણી આ માણસની સુંદર આકૃતિ તથા મધુર ભાષાથી અંજાય ગઇ હતી અને મનમાં વિચાર કરતી હતી " અરે, તમારી તે રાત્રીની સાથી તમારી સમક્ષજ છે. આઠ વર્ષની ગેરહાજરી પછી તમો એકાએક કયાંથી આવ્યા ? શું દેવ માફક સ્વર્ગમાંથી ઉતરી આવ્યા છો ? શું તમોને ચાહતી દાસીની અંતઃકરણપૂર્વકની ભક્તિથી લાગણી થઈ આવી છે ? શું તમારી આઠ વર્ષ સુધી પુજા કરી છે તેનું ફળ આપવા આવ્યા છો ? "

આ પહેલોજ વખત હતો કે જ્યારે આ બન્નેએ દિવસના અજવાળામાં એક બીજા સામું જોયું હોય. એક બીજા સામું જોઇને દરેકને એવા વિચાર આવવા લાગ્યા કે " તમારા જેવું બીજું કોણ છે ? તમેજ સુંદર છે, ખેંચાણ કરનારા છે" વિગેરે વિગેરે.

થોડીવાર આમ ચાલતાં રહ્યા બાદ રમણીએ બોલવાનું શરૂ કર્યું " મારે તમોને કહેવું જોઇએ કે અત્યારસુધી મારી સાથેનું તમારૂં કામકાજ કંઇ ન જણાવતાં તે ભીક્ષુક બાળા સંબંધીજ વાત કર્યા કરી. "

અરે રમણી ! જે માણસને જોઇને આંખો આનંદાશ્રુથી ભરપુર થએલી છે; જે માણસને વર્ષોથી ભજતી હતી, જેની તરફની તારી પ્રેમની લાગણીઓ ઉત્પન્ન થવાથી અંતઃકરણના રાજાનું પદ આપતી હતી; જેની ગેરહાજરીમાં તેને મેળવવા આતુર હતી; તેનાથી તારૂં ખરૂં સ્વરૂપ છુપાવી તેને ચીડવી આનંદ લેવાનું કારણ ?

જો કે રમણીએ આવો ખોટો આડંબર આદર્યો હતો; પરંતુ તેની ખરી સ્થિતિ જુદા પ્રકારની હતી. આ ખરેખરી સ્થિતિનું વર્ણન કરવું મુશ્કેલ છે અને આવા સંજોગોમાં એક આવી સ્ત્રીની સ્થિતિ કઇ હોઈ શકે તે વાંચકો તમો કલ્પી લેજો !

રમણીને નમ્રતાપૂર્વક જવાબ આપતાં રૂક્ષ્મણીકુમારરાયે જણાવ્યું " હું એમ કહેવાનો હતો કે તમોને જોઇને મને તે બાળા યાદ આવે છે. અને મને એમ લાગે છે કે કદાચ તે અંધારી રાત્રીની સુંદર રમણી તેજ આજ મારી રમણી હશે !

" સાહેબ ! તમારી રમણી ! " તેણીએ એકદમ ગુસ્સો આવ્યો હોય તેવો દેખાવ કર્યો જોકે આવો ઢોંગ કરવા જતાં છુપામણી માટે મનમાં જરા હસતી હતી. " જરા વિચારીને બોલો. "

રૂક્ષ્મણીકુમાર રમણીના ઢોંગ અને બોલવાનો મર્મ સમજી ગયો અને જાણ્યું કે રમણી આનંદને ખાતર આ ડોળ કરે છે તેથી તેણે કહ્યું " હા તેજ મારી રમણી છે. મેં તેણીને એકજવાર આઠવર્ષ અગાઉ અંધારી અને તોફાની રાત્રીએ જોઇ છે, છતાં હું ખાત્રીપૂર્વક કહું છું કે આ તેજ રમણી છે. "

" વાર, સાહેબ, જો તેજ તમારી રમણી હોય તો શું. "

શું તે કહેવાની કે લખવાની જરૂર નથી. બન્ને તેઓના ખરા સ્વરૂપમાં જાહેર થયાં. રૂક્ષ્મણીકુમારે પોતાનું ખરૂં નામ જાહેર કર્યું અને પોતાની જ્ઞાતિ, સ્થિતિ વિગેરે બાબતોથી રમણીને માહિતગાર કરી. રૂક્ષ્મણીકુમાર ધનવાન તથા યુવાન હતો. તે વિધુર હતો અને રમણીનીજ જ્ઞાતિનો હતો.

તેઓ બન્ને પહેલાં મળ્યાં પછીના આઠ વર્ષો દરમિયાન એક બીજાને અંતરમાં કેવા પ્રેમની લાગણીઓ થઇ હતી અને એક બીજાં મળવાને કેટલાં તલપી રહ્યાં હતાં તે પણ જણાયું.

છેવટે દરેક સંજોગ અનુકુળ હોવાથી રમણી અને રૂક્ષ્મણીકુમાર લગ્નની ગાંઠથી જોડાયાં અને શુદ્ધ પ્રેમમય જીવન ગાળવા લાગ્યાં. અસ્તુ.

ગુલેશાનુ.



# પ્રાસંગિક નોંધ ને ખબરો.

**યુરોપમાં ચાલતી ભયંકર લડાઇ**—મનુષ્યથી ન કલ્પી શકાય એવાં ગૂઢ કારણોસર જુદે જુદે સમયે પૃથ્વી ઉપર જુદી જુદી જાતની વિપત્તિઓ આવી પડે છે અને પૃથ્વીના એક યા બીજા ભાગના મનુષ્યોને સંહારજનક થઇ પડે છે. આવી વિપત્તિઓ કોઇવાર દુષ્કાળ, કોઇવાર પ્લેગ, કોઇવાર કોલેરા તો કોઇવાર ધરતીકંપ એવાં જુદે જુદે રૂપે આવે છે. પૃથ્વી ઉપર આવી પડેલી ભુતકાળની સર્વ વિપત્તિઓનું પોતાના મહાન્ વિસ્તારથી વિસ્મરણ કરાવે એવી ભયંકર વિપત્તિ આ વર્ષે પૃથ્વી ઉપર યુરોપી રાજ્યોની મહાન્ લડાઇ રૂપે આવી પડી છે અને જનસંહારના તેના વિસ્તારથી '**न भूतो न भविष्यति**' જેવી થઇ પડી છે.

યુરોપમાં ફ્રાન્સની પૂર્વ બાજુની સરહદ અને બેલ્જીયમમાં ચાલતી લડાઇના ક્ષેત્રનો વિસ્તાર ૫૦૦ માઇલ જેટલો છે અને બંને બાજુનાં થઇને એ ક્ષેત્ર ઉપરજ લગભગ ૩૫-૪૦ લાખ માણસો લડે છે. એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. બીજી બાજુ રૂશીઆ અને જર્મનીની સરહદ ઉપર

**ભાવનગર કપોળ બોર્ડીંગને કલકત્તા મિત્રમંડળની ઉદાર મદદ**—શેઠ ભગવાનદાસ ભવાનભાઇ કપોળ બોર્ડીંગને મળેલી મદદઃ—

૧૦૦૦) એક હજાર રૂપીઆ કલકત્તા મિત્રમંડળ તરફથી એક બોર્ડર રાખવાની શરતે.

૧૦૧) એકસો એક રૂપીઆ દોશી ભગવાનભાઇ ભવાનભાઇ તથા ખીમજી કાળાની કંપની તરફથી, અનામત રાખી વ્યાજ વાપરવાની શરતે.

૫૧) એકાવન રૂપીઆ શેઠ વશરામ ભગવાનદાસની કુંપની તરફથી.

૨૫) પચીશ રૂપીઆ શેઠ પીતાંબર ઍખરામ તરફથી.

ઉપરની સર્વે રકમો ઉપકાર સહિત સ્વીકારવામાં આવી છે.

કોમમાં કેળવણીનો ફેલાવો કરવા માટે કલકત્તા કપોળ મીત્રમંડળ તરફથી આપવામાં આવતી મદદ માટે તેને ધન્યવાદ ઘટે છે.

**સુવાવડખાનાંના વોર્ડ માટે રૂ. ૧ લાખની કપોળ મદદ**—બાઈ લીલાવંતી પુરશોતમદાસ મંગળદાસના નામથી તેઓનાં સ્મરણાર્થે કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલમાં સુવાવડખાનાંનો એક વોર્ડ બાંધવા માટે, શેઠ પુરશોતમદાસ મંગળદાસ નથુભાઈએ રૂપીઆ એક લાખની રકમ આપવાની માગણી કીધી હતી. આ માગણી હવે થોડા વખતમાં અમલમાં આવવા સંભવ છે. કીંગ એડવર્ડ હોસ્પીટલને લગતી યોજના હવે લગભગ નક્કી થવા આવી છે, એમ કોરપોરેશને નીમેલી કમીટીના રીપોર્ટપરથી જણાય છે.

**કપોળ સરક્યુલેટીંગ લાઇબ્રેરી**—કાઠીઆવાડમાં દામનગર નજીક એકલેશખાતે ત્યાંના એક કપોળ સદ્‌ગૃહસ્થ ભગવાન હકાણીના નામથી સ્થાપવામાં આવેલી શ્રી ભગવાન્ લાઇબ્રેરીનો એક મેળાવડો, ગુજરાતનાં જાણીતા કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ. ના પુત્ર મી. છોટાલાલનાં પ્રમુખપણાં હેઠળ થોડા વખત અગાઉ થયો હતો. જે વેળા લાઈબ્રેરીનો રિપોર્ટ વાંચી સંભળાવવામાં આવ્યો હતો. આ લાઈબ્રેરીના અંગે નાનાં નાનાં ગામોમાં વાંચવા લાયક પુસ્તકોની પેટી મોકલવામાં આવનાર છે, આ યોજના સરક્યુલેટીંગ લાઇબ્રેરી તરીકે ઓળખાય છે. આવી એક કપોળ સરક્યુલેટીંગ લાઇબ્રેરીનાં સાહસને અમે ફતેહ ઇચ્છીએ છીએ.

મુંબઇ ઇલાકાનાં લડાઇનાં સંકટ નિવારણ ફંડમાં અમોએ અગાઉ જણાવેલી કપોળ મદદ ઉપરાંત સર જગમોહનદાસ વરજીવનદાસે રૂ ૧૦૦૦, શેઠ રૂગનાથદાસ તથા વિઠ્ઠલદાસ ગોપાળદાસે રૂ ૫૦૦ તથા શેઠ ધ્રુવિરદાસ લક્ષ્મીદાસે રૂ. ૫૦૦ ની મદદ આપી છે.

વિલાયતમાં એકાઉન્ટટનો અભ્યાસ કરતા મી. માધવદાસ વિઠ્ઠલદાસ દેશાઈ બી. એ. ને હીંદી વિદ્યાર્થીઓ વિગેરેને નાણાંસંબંધી લડાઈને લીધે મુશ્કેલી નડે તે દુર કરવા માટે કામ ચલાઉ મદદ મેળવી આપવા નીમાયેલી કમીટીના એક મેમ્બર નીમવામાં આવ્યા છે.

શ્રી અમરેલી કપોળ બોર્ડીંગ સ્કુલને સંવત ૧૯૭૧ નાં બેસતાં વર્ષની ખુશાલીમાં નીચે મુજબ મદદ મળી છે.

| | |
|---|---|
| ૧૧) શા. ચત્રભુજ જીવણદાસ, | ૧) શા. ચત્રભુજ કાનજી |
| ૫) શા. કરશનદાસ ગોવરધનદાસ | ૨) શા. મોનદાસ રતનજી |
| ૧) શા. કીસનદાસ ગોવરધનદાસ | ૦॥ શા. મોહનલાલ લાલજી |
| ૨) શા. કેશવલાલ મુળચંદ | ૧૫) શા. મેઘજી ગંગાદાસ |
| ૧) શા. સોમચંદ પુંજાભાઈ | ૨) શા. વિઠલદાસ રાધાકૃષ્ણ |
| ૨) શા. ગોરધનદાસ ગીરધરદાસ | ૩) શા. કલ્યાણદાસ બેચરદાસ |
| ૫) શા. ભગવાનદાસ ભવાનભાઈની કું. | ૨) શા. છોટાલાલ મંગળદાસ |
| ૨) શા. એ. કે. પ્રેમચંદની કું. | ૧) શા. જમનાદાસ કરશનદાસ |
| ૨) શા. મોહનલાલ હરજીવનદાસ મહેતા. | ૧) શા. લક્ષ્મીદાસ દામોદર મુની |
| ૨) શા. બાપુભાઈ ભગવાનદાસ | ૨) શા. ડાહ્યાભાઈ ઓધવજી |
| ૨) શા. પ્રાણજીવનદાસ નારણદાસ | ૨) શા. જીવાભાઈ વાડીલાલ |
| ૨) શા. નાનજી સુંદરજી | ૨૫) શેઠ પીતાંબરદાસ અમેશમજીના પુન્યાર્થે વિશ્વેશ્વર મણીલાલ ની કું. હ. ભાઈદાસ |
| ૨) શા. બચુભાઈ વિઠલદાસ | ૨) શા. વ્રજલાલ બાલાભાઈ |
| ૨) શા. ડી. ઓધવજી | ૫) શા. વિઠલદાસ ભવાનીદાસ |
| ૧) શા. બાપુલાલ નરશીદાસ | ૫) શા. મોહનદાસ કમળશી |
| ૨) શા. હરજીવનદાસ જગજીવનદાસ ની કું. | ૧) શા. હરજીવનદાસ પરશોતમદાસ |
| ૧) શા. માધવદાસ ખુશાલદાસ | ૫) શા. ચત્રભુજ ભવાનીદાસ |
| ૫) શા. હરીદાસ નાગજી વોરા. | ૪) શા. દુલભદાસ ધનજી |

૫) શા. વિશરામ ભગવાનદાસની કું.
૨) શા. જગમોહનદાસ હરીદાસ
૨) કાનજી વસનજી
૫) નાગરદાસ પરશોતમદાસ
મહેતાની કું.
૨) શા. માધવજી નવરોજજી
૨) શા. લક્ષ્મીદાસ પરભુદાસ
૧) શા. વરજીવનદાસ મનોરદાસ
૨) શા. રણછોડલાલ બાઇચંદભાઈ
૧) શા. પ્રેમજી રણછોડદાસ દોશી
૧) શા. વ્રજલાલ વનમાળીદાસ
૫) શા. મોહનલાલ ભવાનીદાસ
૧) શા. કેશવજી જીવા.
૫) કલ્યાણજી સુંદરજી મોદી
૨) શા. ગોવિંદજી હરજીવન
૫) શા. છગનલાલ હેમરાજ
૫) શા. લક્ષ્મીદાસ મહમદઅલી
૫) શા. મોતીલાલ લખુભાઈ
૫) શા. હરજીવનદાસ ધારશી
૧૦) શા. પરમાણંદદાસ જાદવજી
મોદી
૫) શા. લક્ષ્મીદાસ મકનદાસ
૫) શા. ભગવાનદાસ ગોકળદાસ
૩) શા. જગનાથદાસ પ્રેમજી
૫) શા. ભગવાનદાસ ડાહ્યાભાઈ
૨) શા. કરશનદાસ ભાણજીભાઈ
૧) શા. કરશનદાસ પદમશી
૨) વોરા નંદલાલ શવજી
૨) શા. કરશનદાસ નાનાલાલ
૨) મહેતા જેઠાલાલ ભગવાનદાસ
૩) શા. નાથાલાલ ભગવાનદાસ

૨) શા. જમનાદાસ ખધંર્સ
૨) શા. હરીલાલ કરશનદાસ
૨) શા. ધીરજલાલ વ્રજલાલ
૨) શા. કેશરીમલજી હીવધનજી.
૨) શા. ઓધવજી મંગળદાસ
હા. મગનલાલ ઓધવજી
૨) શા. ગંગાદાસ મુળજી
૨) શા. નરશીદાસ હીરજી
૩) શા. રામજી પુરશોતમદાસ
૨) શા. મટુભાઈ વસનજી
૧) શા. ત્રીભોવનદાસ માવજી
૨) શા. પરશોતમ નાગરદાસ
૨) શા. જગજીવનદાસ ભીમજી સાધુ
૨) શા. લક્ષ્મીદાસ વનમાળીદાસ
મહેતા
૨) શા. ગોવિંદજી ભીમજી
૧) શા. જગજીવન મેઘજી
૩) શેઠ જીણા ફીકા
૨) શા. હરજીવનદાસ ત્રીકમદાસ
૨) શા. ગંગાદાસ નાગજી
૨) શા. ભગવાનદાસ માધવજી
૨) શા. દયાળ ગોપાળજી
૨) શા. ખુશાલદાસ હરગોવિંદદાસ
૧) શા. હીરજી દેવકરણ
૧) શા. તુલશીદાસ જેરામ
૧) શા. ગોકળદાસ કાળીદાસ
૦।। શા. રણછોડદાસ ગોકળદાસ
૧) શા. ડાળીદાસ પ્રેમજી
૧) શા. મનોરદાસ દીપાળદાસની કું.
૧) મેતા મગનલાલ છગનલાલની કું.

૧) શા. ધનજી નથુ
૩૬) શેઠ મનજી કરશનદાસ તરફથી વરસ ૩ ની મદદના રૂ. ૧૨) લેખે.
૧૦) એક ગૃહસ્થ અમરેલી.

રૂ. ૩૧૯

ઉપરની મદદ અમરેલી બોર્ડીંગ ના સેક્રેટરીઓ આભાર સહિત સ્વીકારે છે.



# સાંસારિક બનાવો.

મુંબઇ-મરણ—મી. કલ્યાણદાસ વીઠલદાસ કાપડીઆ ઉ. વ. ૪૨. મી. લક્ષ્મીદાસ દ્વારકાદાસ બારભાયા ઉ. વ. ૫૦. મુની ત્રંબકલાલ ત્રીભોવનના પુત્ર હિમતલાલની પત્ની બ્હેન હરકુંવર ઉ. વ. ૧૭ ક્ષયરોગથી. શ્રી. લક્ષ્મીદાસ પરસાણુંદદાસ પારેખ ઉ. વ. ૪૦.

જન્મ—શેઠ ગોરધનદાસ ત્રીભોવનદાસ મંગળદાસને ત્યાં પુત્ર. ઓ. શેઠ મનમોહનદાસ રામજીના પુત્ર મી. કીસનદાસનાં પત્ની સૌ. જયવન્તીને પુત્ર.

સીહોર-જન્મ—મહેતા ઓધવજી પ્રાગજીના પુત્ર પુરૂષોતમદાસની પત્ની સૌ. ગીરજાને પુત્ર.

મરણ—બ્હેન અંબા, તે પારેખ પોપટલાલ મણીલાલનાં સ્ત્રી અને સાયર દુર્લભદાસ ખેચરનાં પુત્રી, ઉ. વ. ૧૪. મુની છગનલાલ પુરૂષોતમદાસ. ઉ. વ. ૫૨ ધાસણીથી.

વેશવાળ—બ્હેન દેવકુંવર, તે વકીલ નથુભાઇ હરખજીનાં પુત્રીનું વેશવાળ ભાવનગરવાળા મહેતા મનમોહનદાસ કમળશીના પુત્ર પ્રતાપરાય સાથે. મુની રતીલાલ આણંદજીનું વેશવાળ મહેતા વલભદાસ જગજીવનદાસની પુત્રી સાથે. પરિખ પોપટલાલ મણીલાલનું વેશવાળ સયરાવાળા મહેતા છગનલાલ અભજીની પુત્રી સાથે.

સીમંત—દોશી વ્રજલાલ કલ્યાણજીનાં પત્નીને અને લુતા દુર્લભદાસ આણંદજીનાં પુત્રી બ્હેન ગીરજાને.

જલાલપુર-વેશવાળ—વળીઆ હીરજી લાલજીનાં પુત્રી બ્હેન નર્મદાનું વેશવાળ લાઠીવાળા સંઘવી લવજી વીશ્રામના પુત્ર ભાઇ રામજી વેરે.

કુંડલા-વેશવાળ—ગાંધી ભગવાનદાસ પ્રાગજીના પુત્ર ભી. મગનલાલનું વેશવાળ પારેખ ત્રીભોવનદાસ રામજી જીવાની પુત્રી બ્હેન ભાગીરથી વેરે.

જાફરાબાદ-વેશવાળ—મહેતા ગોકળદાસ. હરજીવનદાસના પુત્ર ભાઇ મોહનલાલનું વેશવાળ ગોરડીઆ ભાણજી દ્વારકાદાસના ચી. અમીદાસની પુત્રી બ્હેન નર્મદા વેરે.

રાજુલા-વેશવાળ—શંઘવી ગોપાળજી તેજપાળ ભાવનગરવાળાના પુત્ર ભાઈ બાળકીશનની પુત્રીનું વેશવાળ રાજુંલાવાળા વોરા ચકુ વીરજીના પુત્ર મગનલાલ વેરે. મુંબઇવાળા શેઠ રણછોડદાસ બાપુભાઈ વિઠ્ઠલના પુત્ર ગોરધનદાસનું વેશવાળ તળાજાવાળા મહેતા રગનાથ આણંદજીના પુત્ર હરજીવનદાસ વેરે.

મુંબઇ-વેશવાળ—ભી. મગનલાલ નથુભાઈ શંઘવીનું વેશવાળ મહુવાવાળા ગાંધી ઓધવજી પરમાણંદની પુત્રી બેન દેવકુંવર વેરે. રાજુલા-વાળા વોરા હરજીવન પુરૂષોત્તમના પુત્ર ભાઈ મગનલાલનું વેશવાળ અમરેલીવાળા શેઠ ઓધવજી દેવકરણની પુત્રી વેરે.

મરણ—શા. કરશનદાસ રગનાથદાસ મહેતા. શા. જગજીવનદાસ ખીમજી ઉ. વ. ૩૦.

Reg No. B-936




# કપોળ.

પુસ્તક ૫ મું.] ડીસેમ્બર ૧૯૧૪. [અંક ૧૨ મો.



---

"કપોળ" સંબંધી પત્રવ્યવહાર "કપોળ ઑફીસ" ગીરગામ-મુંબઇને સરનામે કરવો—




નમુનો મફત મંગાવી ખાત્રી કરો.

## સુન્દર, સુશોભિત વાળ !

તમારા અંગને ખોરાક અને જતનની જરૂર છે, તેટલીજ તમારા વાળને પણ છે. કારણ કે વાળ એ સ્ત્રીનો શણગાર છે. જો તમારા વાળ ખરી પડતા હોય અથવા તેની તેજસ્વિતા ઓછી થતી માલમ પડતી હોય તો–

# કામીનીઆ ઓઇલ.

(રજીસ્ટર્ડ)

ગુણકારક, સુખાકારી તેલ—

જરૂર વાપરો. કામીનીયા તેલ વાળને માટે ઉત્તમ છે અને તેમાં ઘણાંજ ગુણકારક વસાણાંઓનો સમાવેશ થયલો છે. આ તેલ લગાડવાથી તાલકાનાં છિદ્રો ખુલ્લાં થાય છે, ખોડો નાબુદ થાયછે, વાળ ખરી પડતા અટકેછે, અને સુંવાળા, તેજસ્વી બનેછે માટે આજેજ વાપરી અનુભવ મેળવી જુઓ; પછી હમેશ વાપરશો એમ અમારી ખાત્રી છે! આ ગુણકારક તેલ વાપરનાર શું કહેછે ?

મિ. કે. કે. પીલે, ઝવેરી, કોલંબો (લંકા) થી–લખે છે કે, "તમારૂં કામીનીઆ ઓઇલ ખરેખર ઉમદા બનાવટ છે. મારા કુટુંબે આ તેલ વાપરવાથી ફક્ત ૧૫ દીવસમાં ફાયદો મેળવ્યો છે. માથાનો દુખાવો અને મગજનું તપી જવું, એ સર્વે તરત દુર કરી નાંખે છે."

ડા૦ હરીનારાયણ, સીવીલ સરજ્યન કમાલપુરથી લખેછે કે, "તમારે કામીનીઆ ઓઇલ સર્વે કરતાં વધુ પસંદ કર્યું. બીજી ત્રણ બાટલી મોકલો."

કિંમતઃ બાટલી ૧ નો રૂ. ૧-૦-૦ વી. પી. ખર્ચના રૂ. ૦-૪-૦
કિંમતઃ બાટલી ૩ ના રૂ. ૨-૧૦-૦ વી. પી. ખર્ચના રૂ. ૦-૬-૦

દરેક દવા વેચનાર પાસેથી મળશે. જો તેઓ પાસે ન હોય, તો નીચે જણાવેલા સોલ એજંટ પાસેથી મંગાવવી.

ધિ એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમિકલ કંપની.

નં૦ ૧૫૫, જુમ્મા મસજીદ—મુંબાઇ.

# કપોળ.

જ્ઞાતિ સમસ્ત જનનાં હિત સાધવાને,
ધાર્મિક બોધ કરીને સુખ અર્પવાને;
જ્ઞાતિ તણો ઉદય સંપ સુનીતિ કાજે,
જન્મી "કપોળ" સ્વબળે કૃતકૃત્ય થાજે.

પુસ્તક ૫ મું. ]　　ડીસેમ્બર ૧૯૧૪.　　[ અંક ૧૨ મો.

## પુરસદનો વખત કેમ ગાળવો.

(કપોળના સ્ત્રી લેખના ખાસ અંક માટે લખનાર અ. સૌ.
વિદ્યાગૌરી રમણભાઈ બી. એ.)

દરેક માણસ પછી તે પુરુષ કે સ્ત્રી કે બાળક હોય તેને હમેશ સવારથી સાંજ સુધીમાં કાંઈ કામ કરવાનું હોય છે. એટલે હરરોજ નિયમિત કામ કરી રહ્યા પછી જે કાંઈ વખત મળે તેમાં શું કરવું એ વિશે કાંઈ વિચાર કરીએ.

પુરુષોને એકંદરે પોતાના તથા કુટુંબના નિર્વાહ માટે ધંધો કરવાનો હોય છે. તેમાં તેમના વખતનો મોટો ભાગ રોકાય છે અને ઘણો જુજ વખત તેઓ ફુરસદનો મેળવી શકે છે. પરંતુ જેટલો મળે તેટલો વખત સારાં કામ કરવામાં ગાળવો એ તો બહુ અગત્યની ફરજ છે. આપણે ખાસ કરીને સ્ત્રીઓએ નવરાશની વેળા કેમ ગાળવી તે પર લક્ષ આપીશું. સ્ત્રીઓને મોટે ભાગે ધન કમાવાનું નથી હોતું તથાપિ ઘર કામમાં તેમને રોકાવું પડે

છે. છોકરાં સંભાળવાં, રસોઇ કરવી, ઘર સાફસુફ રાખવું, અનાજ સંભાળવું, કપડાં સ્વચ્છ રાખવાં, એટલું કામ લગભગ બધી સ્ત્રીઓને હોય છે. માણસ નોકર હોય તો પણ થોડું ઘણું કામ કરવાનું હોય છેજ. તે કરતાં જે વખત વધે તેનો સદુપયોગ કરવો જોઇએ. જ્યારે આપણે કોઇને નવરાશનો વખત સારી રીતે ઉપયોગમાં લેવાનું કહીએ છીએ ત્યારે એવો જવાબ મળે છે કે અમને નવરાશ જ ક્યાં મળે છે. ઘર ધંધામાંથી પરવારીએ ત્યારે કાંઈ કરીએને. હવે વિચાર કરીશું તો એ એકંદરે આપણું આળસ બતાવે છે. કામ કરવાનું ધાર્યું હોય તો આપણે ગમે તેમ કરીને નવરાશ મેળવી શકીએ છીએ. કામ કરવાની ધારણાજ ન હોય તેથી પરવારી શકતાં નથી. નવરાશ જરા મળે તો ચાર જણાં એકઠાં મળી બીજાની કુથલી કરવા મંડી જઇએ છીએ એ શોચનીય દશા છે.

વખતનો સદુપયોગ કરવાનો શ્રેષ્ઠ માર્ગ તે સારૂં વાંચન છે. હાલના વખતમાં ગુજરાતી ભાષામાં પણ ઘણાં સારાં પુસ્તકો છે અને દિવસે દિવસે તેમાં વૃદ્ધિ થતી જાય છે. તો આપણે તેનો લાભ અવશ્ય લેવો જોઇએ. અમુક પુસ્તકો વાંચવાંજ છે એવો ઠરાવ કરીએ અને જ્યારે જ્યારે નવરાશ મળે ત્યારે તે થોડાં બને તો થોડાં થોડાં પણ વાંચીએ તો ઘણે દિવસે પણ પૂરાં થાય. કાંઇ વાંચવાનો નિશ્ચય કર્યો નહોય તો નવરાશ મળે જ નહીં. નવરાશ મળે ત્યારે વાંચીશું એમ ધારી રાખવાથી નવરાશ મળશે જ નહીં. પરંતુ અમુક પુસ્તક વાંચી નાંખવું છે એમ નિશ્ચય કરીશું તો અવકાશ મેળવી ગમે ત્યારે તે પુરૂં કરી શકાશે. સારા વાંચનથી એટલા બધા ફાયદા છે કે તે ગણતાં પાર આવે તેમ નથી. સારાં પુસ્તકો વાંચવાથી આપણી બુદ્ધિ ખીલે છે એટલુંજ નહિં પણ આપણી નીતિ પણ સારી થાય છે. સારાં આચરણ કરવાનો ઉત્સાહ અને હિંમત આવે છે. જગતમાં જન્મીને જેવાં આવીએ તેવાં પાછાં જઇએ, જ્ઞાનમાં કિંચિત્ માત્ર વધારો ન કરીએ તો આપણો જન્મ એળે જાય છે. સારા વાંચનથી આપણા જ્ઞાનમાં વધારો થઇ આપણું વર્તન સુધરે છે. શાળામાં ગમે તેટલો અભ્યાસ કર્યો હોય અગર કોલેજમાં અભ્યાસ કર્યો હોય તોપણ જ્ઞાનનો મહાસાગર એવો મોટો છે કે તેમાં ચંચુપાત કર્યા બરોબર થાય છે અને આખી જીંદગી બીજું કશું ન કરીએ ને પુસ્તકો વાંચીએ તો પણ પર્યાપ્તિ થાય એમ નથી. ત્યારે જે કિંચિત્ માત્ર અવકાશ મળે તે તેવા સારા કાર્યમાં ગાળીએ તો

કેટલું ઉત્તમ ? વળી આપણામાં સ્ત્રીઓને શાળા પાઠશાળામાં પુરતો અભ્યાસ કરવાનો વખત અને સાધન સાધારણ રીતે નથી મળતાં, તો અવશ્ય જે વખત ફુરસદનો મેળવી શકીએ તે આપણું જ્ઞાન વધારવામાં વાપરવો એ આપણી મોટી ફરજ છે. ટીપેટીપે સરોવર ભરાય એ કહેવત અક્ષરશઃ ખરી છે. થોડું થોડું કરતાં આપણું જ્ઞાન વધારી શકીએ. અને સારા વાંચનથી એ રીતે જ્ઞાનમાં વધારો કરેલી કેટલી બધી બહેનો આપણે જાણીએ છીએ. મોટાં શહેરોમાં વાંચવાનાં સાધન ઘણા થોડા પૈસા ખરચવાથી મળી શકે છે.

વાંચન ઉપરાંત વખત મળે તો ભરવું, ગુંથવું, ગાવું, વગાડવું, ચિતરવું તે કળાઓ પણ સ્ત્રી જાતિને ભૂષણરૂપ છે. સંસારમાં અનેક જંજાળો, મુંઝવણો, અને કંકાશ હોય છે. તે સર્વમાંથી આપણાં તથા કુટુંબીઓનાં મનને મુક્ત કરવાં એ આપણી ફરજ છે. સાધન હોય તેણે ફુરસદના વખતમાં એ કળાઓ ખીલવવા બનતો પ્રયાસ કરવો જોઇએ. ભરવા ગુંથવાનું કામ સ્ત્રીઓમાં વિશેષ પ્રચાર પામતું જાય છે એ સંતોષની વાત છે. એ હુન્નર ઉપયોગી તેમજ શણગારના કામના છે. તે કામ કરતાં વાતચીત વગેરે સહેલાઇથી થાય છે અને બુદ્ધિ પણ ખીલે છે. આપણાં મહારાણી મેરી ભરવામાં કુશળ છે. એમના સરખા દરજ્જાનાં બાનુને ખાસ કાંઈ કરવાની જરૂર નથી હોતી. ઘર શણગારની ચીજો તે મરજી મુજબ ખરીદ કરી શકે છે તે છતાં રાણી ભરવાનો શોખ ધરાવે છે. એટલું જ નહીં પણ તે શોખનો ઉપયોગ ગરીબોના લાભ માટે થાય માટે તે પોતાનાં સર્વ ભરત કામો ગરીબ વર્ગના ઉદ્ધાર માટેજ સંસ્થાઓમાં તેમજ ગરીબ લોકોમાં વહેંચે છે. તેઓ ધારે તો તેથી વધારે પૈસા એ ખાતાઓમાં આપી શકે, પણ જાત મહેનતથી કરેલા કાર્યની કીમત વધારે અને તેમાં વિશેષ પુણ્ય છે એમ માની તેઓ દરવર્ષે પચાસ સાઠ જભ્ભા ગુંથે છે. આપણી શ્રીમન્ત સ્ત્રીઓ જેમને કાંઇપણ ઘરકામ કરવાનું નથી હોતું તેમાંની કેટલી આટલું કામ કરતી હશે. રાણીને માટે એવું લખવામાં આવ્યું છે કે તેમના દરેક બેસવા ઉઠવાના ખંડમાં ભરતકામ રાખી મૂકેલું હોય છે. તે તેઓ જે જગાએ બેઠાં હોય ત્યાં કામ કર્યા કરે છે. નવરાશ મેળવવા માટે ઉદ્યોગી સ્વભાવ એ મુખ્ય જરૂરનો છે. આળસ હોય તો કદી કાંઇ કામ કરવાની નવરાશ મળે જ નહીં. ભરવા ગુંથવામાં અવકાશનો સમય કાઢવો એ સારૂં છે પરંતુ તેમાં શક્તિ ઉપરાંત પૈસા ખરચવા એ ભૂલ છે. તેમજ વાંચન કરતાં તેનો

દરજ્જે કાંઈક ઉતરતો છે એ પણ ધ્યાનમાં રાખવું. જ્ઞાન પ્રાપ્તિને ન ગણકારીએ એમ કરવા જેવું નથી. તેજ પ્રમાણે સંગીત અને ચિત્રકળા પણ વખત ગાળવાનાં સારાં સાધન છે. આપણી સ્ત્રીઓ આ બે કળાઓમાં ઘણી પછાત છે. એ કળાઓ મનને કેટલું ઉંચે દરજ્જે પહોંચાડે છે તેનો ખરો ખ્યાલ હજી આપણી સ્ત્રીઓને નથી. એવી કળાઓ કુટુંબી સ્ત્રીઓમાં ન હોવાથી તેનો શોખ રાખનારા પુરૂષોને હલકી સંગતિમાં ફરતા આપણે જોઇએ છીએ

નવરાશનો વખત સ્વાર્થ—આપણા પોતાના હિત માટે કાઢવા ઉપરાંત પારકાનું હિત કરવામાં પણ યથાશક્તિ આપણે પ્રયત્ન કરવો જોઇએ. જેઓ પરોપકાર એજ પોતાના જીવનનો મુખ્ય હેતુ કરીને રહ્યાં હોય તેમનું જીવન ધન્ય છે પરંતુ સર્વ કોઇ પોતાનું કુટુંબ કે ઘર છોડી તેમ કરી શકે. નહીં તેમ સર્વને તેમ કરવાની જરૂર પણ નથી. તોપણ આપણી આસપાસ જે કાંઇ અજ્ઞાન, દરિદ્રતા, વ્યાધિ, અનીતિ વગેરે અનિષ્ટ સ્થિતિઓ હોય તે દૂર કરવા કાંઇ કાંઇ પ્રયત્ન કરવા જોઇએ. બીજાનાં દુઃખ દૂર કરવા માટે સ્ત્રીઓએ એકઠાં મળી પ્રયાસ કરવો જોઇએ. એ કામ એક બે જણનું નથી એકાદ જણ થોડું કરી શકે પણ ઘણાં એકઠાં થઇને એ કાર્ય કરે તો ઘણું વધારે કામ થાય. કાંઇ ન બને તો આપણા સમાગમમાં આવતાં માણસોને કાંઇ કાંઈ બોધ આપણે આપી શકીએ તથા આપણું વર્તન એવું રાખી શકીએ કે તેનું અનુકરણ કરવા આપણા સહવાસમાં આવનારાં દોરાય તોપણ આપણી ફરજ કેટલેક દરજ્જે બજાવી કહેવાય. નવરાશનો વખત બીજાનાં દુઃખ દૂર કરવાના કાર્યમાં ગળાય તો આપણું જીવન સફળ થાય. વખત નથી મળતો એમ કહેવું એ માત્ર આપણું આળસજ બતાવે છે, આપણી કામ કરવાની વૃત્તિ નથી એમ કહેવા બરોબર છે. આપણે સર્વ એ ભૂલ કરીએ છીએ. કામ કરવાનો ઉત્સાહ ન હોય એટલે વખત ક્યાં મળે છે એમ ધારી લઇ મનને સંતોષ—ખોટો સંતોષ, પમાડીએ છીએ. વખત મેળવીએ તો બહુ નહીં તો થોડો તો મળે જ. માટે પ્રથમ મનથી દૃઢ ઠરાવ કરવો જોઇએ કે અમુક કાર્ય મારે કરવું જ છે. એવો દૃઢ નિશ્ચય થાય તો ગમે તેવી મુસ્કેલીઓ દૂર થઈ શકે. પરંતુ જો આપણો નિશ્ચય જ ન હોય કે હોય તો ઢીલો હોય તો વખત કોઈ દહાડો મળવાનો નથી એ નક્કી સમજવું. કોઇ લક્ષ્ય સ્થળ રાખીએ તો ત્યાં પહોંચવાનો આરંભ

કરી શકાય. ગમે ત્યાં જવાશે ત્યાં જઇશું એમ ધારીએ તો જ્યાં હોઇએ ત્યાંનાં ત્યાંજ રહીએ. સવાર પડી સાંજ થઇ એમ દિવસ ઘટમાળ પેઠે ચાલ્યા જાય છે ને આપણા આયુષ્યમાંથી પળે પળે ઓછું થતું જાય છે તો આપણી જીંદગીનું સાર્થક થાય એવાં કાર્ય કરવા તરફ બેદરકાર રહીએ તે કેવી ભૂલ છે. ઘર કામ કરીએ તેટલાથી બસ નથી આપણા ઉત્તમ દેહનું સાર્થક કરીએ તો જ જન્મ ધર્યાનું પ્રયોજન છે નહિ તો આપણામાં ને પશુમાં કાંઇ ફેર નથી. પરમકૃપાળુ પ્રભુ સહુને સદ્દબુદ્ધિ આપો ને જીવન સફળ કરવામાં સહાયતા કરો.

---

# આપણાં બાળકોની જીવનદશા.

## હિંદની ભવિષ્યની પ્રજા માટે માબાપોની બેદરકારી.

### હિંદુ ગૃહસંસારની અફસોસકારક હાલત.

("કપોળ" ના સ્ત્રિલેખના ખાસ અંક માટે લખનાર—ગંગાસ્વરૂપ જમનાબાઇ નગીનદાસ સકકઇ.* )

પ્રથમ થોડુંક લખવાની જરૂર છે, કે પ્રજામાં પથરાયલો અજ્ઞાનરૂપી અન્ધકાર દૂર કરવામાં દેશના વર્તમાનપત્રો, માસિકો પુસ્તકો અને પ્રસંગોપાત લખાતાં લખાણો આપણા આચાર વિચાર અને ધર્મનું ખરેખરૂં સ્વરૂપ નીહાળવાને એક સુન્દર બગીચાની ગરજ સારે છે. આવા સાહિત્યરૂપી બગીચાનું રક્ષણ પુખ્ત પ્રૌઢ વિચારના બાહોશ લેખકોથીજ

* ગુજરાતી હિંદુ સ્ત્રિમંડળનાં પ્રમુખ.

થાય છે અને તેટલા માટે આવા ઉત્તમ લેખકોનો આપણે ઘણો આભાર માનીશું.

## પશુ જેવો ગૃહસ્થાશ્રમ.

ચર્ચા એવી થાય છે કે હાલમાં આપણો ગૃહસ્થાશ્રમ પશુ જેવી સ્થિતિમાં પસાર થાય છે. જો તેમ છે તો ખરેખર આ અફસોસ કરવા જેવી સ્થિતિ કહી શકાશે. ખાવું, પીવું, પ્હેરવું, ઓઢવું, હરવું, ફરવું, સાંસારિક વૈભવો મહાલવા અને સત્યાસત્યના વિચારો રહીત આ ભવાબ્ધિમાં વારંવાર ભટકયાં કરવું એ આ ઉત્તમ મનુષ્ય દેહ માટે સંસારનો ફેરો અફળ કીધાં બરાબર સમજાય છે. પશુઓ તો અવાચક છે-આપણે વાચા-વાળા છૈયે તે છતાં આપણા સુખ માટે તેઓ ઘણાં ઉપયોગી અને નિય-મિત છે. તે છતાં પશુ તુલ્ય આપણી સ્થિતિ લઇને બેઠાં છૈયે, પણ વખતનો પ્રવાહ બદલાયો છે. આપણી સ્થિતિનું આપણને ભાન થવા લાગ્યું છે આપણે આપણો સંસાર સુધારવાને માટે પ્રયત્ન કરવા લાગ્યા છૈયે. આપણે કર્મ અકર્મનું નિરિક્ષણ કરી તત્ત્વ ગ્રહણ કરવા લાગ્યાં છૈયે. આટલી નીશાનીઓ આપણે માટે શુભ અને ફળદાયક થઇ પડશે.

## કલિયુગનાં કૌતક.

આશા નિરાશા જેવી થઇ પડી છે. દેશની નાગરિક પ્રજા શૌર્યહીન, બળહીન, રોગીષ્ટ અને દુઃખી દશા ભોગવતી અનુભવાય છે. આપણી છોકરીઓ હજુ છોકરી જેવી સ્થિતિમાં ગણાતી હોય તે સમયમાં તો તે બિચારીને એક માતા થવું પડે છે. આવી માતાઓ અને તેની દુર્બળ પ્રજા દેશનું કલ્યાણ શું કરી શકશે ! બાળપણામાં પ્રજાને ઉત્પન્ન કરનારી માતાઓ અનેક ઘાતકી રોગોમાં સડયાં કરે છે. અને વૈદ્ય ડાકટરોની દવા પીવામાંજ આખી જિંદગી બાળીને ભસ્મ કરી નાંખે છે. પોતાની પ્યારી પ્રજાને ઉછેરવા વગેરેની શક્તિ હોતી નથી. આપણાં વ્હાલાં બાળકો હલકા નોકર ચાકરોના હાથમાં ઉછરે છે. શ્રીમંતો ધાવણ, આયા અને માણસો રાખીને પોતાની સંતતી ઉછેરે છે. મધ્યમ વર્ગનાં બાળકો ગરીબાઇમાં સડે છે. એકંદરે આપણાં બાળકોનાં ઉચ્ચ જીવનની આશા માટે નાશીપાસ થવા જેવી સ્થિતિ થઇ પડી છે. બાળકો કુચ્છંદ અને દુરવ્યસનમાં પડી જાય છે.

## ખરાબ સોબતથી બગડતાં છોકરાંઓ.

આવી બાબતો ઉપર માબાપો ઘણુંજ ઓછું લક્ષ આપે છે શ્રીમંતના છોકરાંઓને છૂટે હાથે ખર્ચવાને પૈસા મળતા હોવાથી આ મુંબાઇ જેવી અલબેલી નગરીમાં મોજશોખ કરવા સિવાય બીજું કાંઇ શીખતાં હોય તો તે ફક્ત ગાડી ઘોડે કે મોટારમાં નિશાળે જવું, ત્યાં મસ્તી તોફાન-એક બીજા સાથે મશ્કરી અને ભણવાના નામનું મોઢું મીંડું. ખરાબ સોબતમાં જ્યાં ત્યાં રખડવું-વારંવાર નાટકો-તમાસા વગેરે જોવાના છંદમાં પડવું, જુદાં જુદાં હોટેલોમાં જઇને ખાવું-ક્રિકેટની રમતમાં બહાદુર થવાને બોલ ને બેટ લઇ મેદાનમાં ઉતરી પડવું. હાલમાં એવું થઇ પડયું છે કે આપણા વિદ્યાર્થીઓ પોતાનો ઘણોખરો વખત આવી ક્રિકેટ જેવી રમત ગમતોમાંજ ગુમાવે છે. આધુનિક સમયમાં આવી રમતો છોકરાંઓની તંદુરસ્તી ખાતર અને આનંદ મેળવવા માટે ધારવામાં આવે છે, પણ સંખ્યાબંધ વિદ્યાર્થીઓને રમત ગમતનો છંદ પડવાથી પોતાનો ઘણો વખત તેમાંજ ગુમાવે છે, અભ્યાસમાં ચિત્ત લગાડી શકતા નથી. કેટલાક નબળા બાંધાના વિદ્યાર્થીઓ એક બીજાનું જોઇને આવી રમતો રમવાથી પોતાની તંદુરસ્તી બગાડે છે-શરદી કે ગરમી સહન કરવાની શક્તિ નહિ છતાં રમતો રમી પોતાની આંખોને નુકસાન કરે છે-કમરમાંથી વાંકા વળી જાય છે-ઉધરસ અને ઝીણા જ્વરને ભોગ થઇ પડે છે. નિશાળમાંથી છૂટયા કે રમતજ રમવાનો ધખારો લઇ બેઠા છે-ભાઇબંધ દોસ્તદારો સાથે કલાકના કલાક જ્યાં ત્યાં ફરવા ઉતરી પડે છે અને રાત્રે ઘણા મોડા આવા વિદ્યાર્થીઓ ઘેર જાય છે. માબાપ પૂછે કે કેમ મોડુ થયું ! તો જેમ તેમ વાત કરી માબાપોને સમજાવી દેવામાં છોકરાંઓ ચતુર અને કુશળજ હોય છે. કેટલીક વખતે કેટલાંક છોકરાંઓ ઘરેથી નીકળી નિશાળે જાય પણ-નિશાળમાં હાજરી નહિ આપતાં રખડવા નીકળી પડે છે. આવી આદતો પડી જવાથી નિશાળમાં માસ્તરોને અને ઘરે માબાપોને જુઠું જુઠું બોલી છેતરવાની કળામાં પ્રવીણ થાય છે. બધોજ વર્ગ આવો થતો હશે એમ માની લેવાનું કશું કારણ નથી પણ એકંદરે મોટા પ્રમાણમાં હીંદી વિદ્યાર્થીઓનું જીવન બારીકીથી અવલોકન કરી તેઓનું જીવન પવિત્ર અને ઉચ્ચ બનાવવા માટે જ્યાં સુધી પ્રમાણિક, બાહોશ અને અનુભવિ નિશાળના માસ્તરો-શિક્ષકો અને તેઓના માબાપો યોગ્ય લક્ષ આપશે નહી ત્યાંસુધી હીંદી વિદ્યાર્થીઓની દશા ખરેખર ભયસૂચક થઈ પડવાનો સંભવ છે.

વિદ્યાર્થીનું જીવન શિક્ષકોને સોંપાયલું છે. પ્રથમ આવા શિક્ષકોનું ચારિત્ર પવિત્ર અને ઉત્તમ ઘડાયું જોઇએ–હમણાં, હમણાં તુરત પરિક્ષાઓ પસાર કરનારા છોકરાંઓને બીન અનુભવે શિક્ષકોનું. જોખમ ભરેલું કામ સોંપવામાં આવે છે. આટલું ધ્યાનમાં લાવવાની ખાસ અગત્ય છે. શિક્ષકો એક ગુરૂ રૂપે છે ગુરૂઓને ઘણી ફરજ બજાવવાની હોય છે–આપણા દેશમાં કેળવણી લેના કરોડો છોકરાઓનું જીવન અને દેશનું કલ્યાણ શિક્ષકો ઉપર મુખ્ય આધાર રાખે છે. જ્યાં સુધી ઉત્તમ પ્રતિના શિક્ષકો આપણા દેશની ભાવિ પ્રજાને યોગ્ય શિક્ષણ આપવાને મોટી સંખ્યામાં તૈયાર થાય નહિ ત્યાં સુધી આપણા દેશના વિદ્યાર્થીઓનું જીવન યોગ્ય કરવાને ખોટી થવું પડશે. પુસ્તકોના થોકડા નિશાળમાં લઇ જતાં છોકરાંઓને આપણે જોઇએ છૈયે. ગોખણપટ્ટીનો અને લખ લખ કરવાનો બોજો માસ્તરો તરફથી છોકરાંઓના મગજ ઉપર વધારે થઈ પડે છે. ગરીબ વિદ્યાર્થીઓ એક ચિત્તે પોતાનો અભ્યાસ બુદ્ધિપૂર્વક ચલાવે છે-પણ માબાપોની ગરીબાઇને લીધે-નિશાળોની ભારે ફી અને વારંવાર. ફેરફાર થતાં ભારે કીંમતના પુસ્તકોના બોજાથી ઘણા બિચારા ગરીબ વિદ્યાર્થીઓ અધવચ્ચથી કેળવણી છોડી દે છે. શ્રીમંતનાં છોકરાંઓને તેઓની ઉપર જોઇએ તેવો અંકુશ હોતો નથી. પહેરવાને કોટ, પાટલુન, ખમીશ, જાકેટ, ગળુ બાંધવાને "નેકટાઇ" તેમાં ખોસવાને પીન–પગમાં "હાફ બૂટ" મોજાં-હાથને કાંડે બાંધવાને નાજુક "વોચ"–હીરા કે સોનાનાં બટન, આટલાં શ્રીમંત વિદ્યાર્થીઓનાં આભુષણ જણાય છે. મધ્યમ વર્ગના અલ્પ-બુદ્ધિવાળા છોકરાંઓ આવા છોકરાઓનું કેટલુંક અનુકરણ કરતાં શીખે છે. ગરીબ છોકરાઓ બિચારા મહેનત કરી જેમતેમ થોડું ઘણું ભણીને નોકરી ધંધે. ચડે છે–કારણ કે આધુનિક શિક્ષણનો. અસહ્ય બોજો તેઓનો ગરીબ માબાપો. બીલકૂલ પુરો પાડી શકતો નથી. વિદ્યાર્થીઓ માટે નીતિ રીતિના મુખ્ય ધોરણોની જરૂર છે–કેટલાંક છોકરાંઓ ખરાબ વ્યસનમાં પડે છે– "કોકેન" ખાતાં શીખે છે, બીડીઓ પીતાં શીખે છે–કેટલાંક છોકરાંઓ નિશાળમાંથી સાંજે પાંચ વાગે છૂટે છે–તે વખતે રસ્તે ચાલતાં કેવું વર્તન ચલાવે છે–કેટલાંક રસ્તે ચાલતાં મસ્તી તોફાન અપશબ્દોવડે સામસામી ગાળાગાળી આપરી–કેટલાંક છૂપી રીતે નાટક, તમાસા વગેરે મોજશોખના છંદમાં પડેલા હોવાથી પૈસાને માટે ઘરમાં ચોરીઓ કરતા હશે ! આવી બાબતોમાં માબાપો બીલકુલ દરકાર રાખતા નથી. જુવો ! આ દુઃખની

કહેવાણી જરાક ધ્યાન દઇને વાંચવા જેવી છે. બાપ બિચારો કુટુંબનું પોષણ કરવા માટે ધધે કે નોકરીએ લાગેલો હોય છે–એટલે કે આ બિચારા બાપને પોતાના છોકરાનો અભ્યાસ સંબંધી કે છોકરાના વર્તન માટે–પૂછવાનું કે સાંભળવા માટે–કે બે ઘડી રોજ પાસે બેસાડી સદબોધ કરવા માટે ભાગ્યેજ વખત મળતો હોય–કદાચ કોઇ વખત આવી બેઅદબી વર્તન ભરેલી ફરિયાદ પોતાને કાને આવે તો ફક્ત ધમકાવે પણ પાછું તુરત પુત્ર–સ્નેહને લીધે વીસરી જાય. ઘણીખરી આવી સ્નેહાળ–પ્રેમાળ માતાઓજ ઘણે ભાગે છોકરાંઓને બગાડી મૂકે છે. પ્રેમને ખાતર છોકરો ગમે તે લાડ કરી માગે તો તેનાથી છોકરાને ખુશ રાખવામાં આવે છે. માતા તરફથી આવી મળતી છૂટથી છોકરો મનમાનતા મોજશોખ ભોગવવાને રસ્તે ઉતરી પડે છે.

## આપણી પુત્રીઓ.

પુત્રી પારકું ધન છે. પણ તે અમુલ્ય રત્ન છે. પણ તે તરફ માબાપોનું લક્ષ બેદરકાર જેવું છે. કહેશે કે એતો પારકું ધન છે, વ્હેલી મોડી સાસરે જશે. આવી પરતંત્ર પુત્રીઓને ન્હાનપણથી કેવા વર્તનમાં ઉછેરવી પુત્રીઓને કેવા લાડ લડાવવા ? આ પથરો નથી પણ દેશ અને પ્રજાનું તુર છે, અને સર્વનું હિતકર્ત્તા છે. પ્રભુને ખાતર કોઇપણ માબાપો પોતાની પુત્રીઓ તરફ કદિપણ બેદરકારી બતાવશો નહી. શું વાંચે છે–શું લખે છે–ક્યાં અને કેવી બ્હેનપણીઓની સાથે હરે ફરે છે, મગજ શક્તિ કેવું વર્તન ચલાવવાને આતુર રહે છે–રસોઇના તમામ કામોમાં, અનાજ, કપડાં, દાગીના વગેરે યોગ્ય રીતે સાચવવામાં કેવી કુશળ છે–બોલવામાં, ચાલવામાં, વિવેકમાં, સદગુણમાં, લાજ મર્યાદામાં, પહેરવેશમાં, સાથે પોતાની તંદુરસ્તી સાચવવામાં, અને સુખદુઃખમાં સંતોષ ધીરજ અને સહનશીલતા રાખવા માટે આપણી છોકરીઓ શીખે. આ પ્રથમ ફરજ માબાપોની છે. પોતાની પુત્રીનું જીવન પવિત્ર અને ઉચ્ચ બનાવવા માટે ઇશ્વરે માબાપોને જોખમદાર ગણેલાં છે. પુત્રીઓને યોગ્ય શિક્ષણ આપી તેમનું જીવન સુધારવું જોઇએ. હાસ્ય, શૃંગાર કે અસભ્ય વાતોનાં પુસ્તકો વાંચવાની ટેવ કુમળા મગજ

ઉપર ખરાબ અસર કરે છે હે માબાપો ! તમારૂં અને તમારા દેશનું કલ્યાણ ઇચ્છતા હોય તો તમારા બચ્ચાંઓની નીતિ રીતિ અને સદ્‌ગુણી વર્તન સુધારવા માટે કદી પણ બેદરકાર બનતા નહી. હે ! પુત્રીઓ પિતાના ઘરના કે પતિના ઘરના વૈભવમાં કદિ લોભાતી નહીં. સદાચરણનું સેવન રાખજો. ખાનપાનમાં વિવેક અને લાજમર્યાદાથી તમારી કીર્તિ વધારજો-હમેશાં ઉત્તમ વિચારો ધારણ કરજો. દઃ ઉપરાંત અવિચારીપણે ઘરના ખર્ચ વધારી મૂકતા નહીં. જેવી ટેવ પાડશો તેવી પડશે. ફેન્સી અલંકારો ખરીદ કરવા દોડાદોડી કરશો નહી. મર્યાદાપૂર્વક તમારાં સાદાં સ્વચ્છ વસ્ત્રોનો શણગાર સજી તમારી બીજી બ્હેનપણીઓમાં ઉત્તમ દાખલો બેસાડજો. તમારૂં જોઇને તમારી બીજી બ્હેનો શીખશે. પુત્રીઓ ભલે આનંદમાં હરો ફરો પણ એટલું ધ્યાનમાં રાખજો કે તમારા ઘરની, તમારા માબાપની, તમારા કુટુમ્બની, તમારી કોમની અને તમારા આ પવિત્ર હિંદ દેશની કીર્તિનો સ્થંભ સદાચરણથી સ્થાપો ! !

છેવટે—હે બ્રહ્મચારી સ્વરૂપ વિદ્યાર્થીઓ તમારૂં જીવન શુદ્ધ વર્તનથી કરજો. ગૃહસ્થાશ્રમ ચલાવો, દેશના કલ્યાણ માટે હુન્નરકળા શીખો, તમારા ગરીબડા દેશને શ્રીમંત બનાવો. પરદેશો સાથે વેપાર હુન્નર કળાની હરીફાઇથી તમારા દેશને તાલેવંત બનાવવા આળસ અને મોજશોખ હમણાં એક બાજુએ મૂકી દ્યો. હે સુરવીર બહાદુર વિદ્યાર્થિઓ તમારા શુદ્ધ જીવન ઉપરજ દેશોન્નતિનો ગુપ્ત મંત્ર સમાયલો છે એ નક્કી સમજો અને રૂડાં કૃત્યોથી દેશની કીર્તી વધારો—સુખી રહો અને તમારી પ્રજાને સુખરૂપ બનાવો.

# પ્રભુ લીલા.

"આવત મોરી ગલીયનમેં ગીરિધારી" એ રાગ.

પ્રભુ તણી રચના છે અદભૂત ન્યારી,
હું તો વરણી શકું ન લગારી. પ્રભુ. ૧

જળ સ્થળ વસીયા અંતરયામી,
ભૂચર જળચરના સ્વામી,
વિશ્વવિહારી વિશ્વપતિના,
નામ ઉપર જાઉં વારી. પ્રભુ. ૨

અન્ન ફળ મેવા સૃષ્ટિમાં કીધા,
પ્રાણીના પોષણકારી;
નાના વિધનાં પય પ્રગટાવ્યાં,
મહિષી ગૌ વળી નારી. પ્રભુ. ૩

અકળ ગતિ અગણિત ઉપકારો,
ભૂમંડળ સુખકારી;
જગતપિતા, એ જગત જનુની,
થઇ રહ્યા વિશ્વધારી. પ્રભુ. ૪

હરિસુખ વંદે નિત્ય આનંદે,
નિરંજન નિરાકારી;
સૃષ્ટિનું કારણ ભક્ત ઉધારણ,
વિવિધ રૂપે છે સાકારી. પ્રભુ. ૫

સૌ. હરિસુખગૌરી વામનરામ
કપિલરામ મહેતા.

# ગુલાબનું ફુલ.

## એક શંકા.

" વસન્ત હું જાઉં છું હો " કહી રમણ કામે ગયો.

હવે બપોર કેમ ગાળવી તે વસન્તને વીચાર થયો.

હા, ઘણા દિવસથી ' લાઇબ્રેરી ' માં જોયું નહોતું; રમણની ચોપડીઓ ઘણા દિવસ થયાં સાફ કરી નહોતી. બહુ ધુળ વળગી હશે. આ બપોરનું કામ મળવાથી વસન્ત ' લાઇબ્રેરી ' માં ગઈ. રમણના અભ્યાસની ચોપડીઓ સાફ કરવા લાગી. સાફ કરતાં કરતાં કંઇક નજરે પડ્યું.—એક નાની સુંદર લાકડાની દાબડી. વસન્તને એની અંદર શું હશે તે જોવાની તીવ્ર ઉત્કંઠા થઇ. કંઈ નહીં. રમણની દાબડી હતી અને એની અંદર શું હતું તે જોવાનો તેની પત્નીને હક નહીં ? દાબડી બહાર કાઢી અને ઉઘાડી. અંદર એક મ્લાન થએલું ગુલાબનું ફુલ અને એક કાપલી હતી જેના ઉપર રમણના અક્ષરમાં " મ્હારૂં સર્વસ્વ સુખ " એમ લખાયલું હતું. વસન્ત જોઇજ રહી, ફરી ફરીને શબ્દો વાંચવા લાગી, કરમાયલા કુસુમને નીહાળવા લાગી. વીચીત્ર લાગણીઓ અનુભવવા લાગી. આ પ્રેમ ઘાતક વસ્તુઓ અહીં રમણના કબાટમાં ક્યાંથી ? કોણે આપી હશે ? એનો રમણ એનો પ્રેમાળ રમણ શું કોઇ બીજીને ચાહતો હશે ? રમણને માટે એમ વિચારાયજ કેમ ? એતો અશક્યજ. અશક્ય કેમ ? એમ કાં ન હોય ? પોતામાં શું હતું કે રમણ પોતાને ચાહાયાજ કરે ? રમણમાં શું હતું કે પોતે એને આટલી ચાહતી ? હોંશીઆર તો તેમાં રમણ, પ્રેમાળ તો તેમાં રમણ, ખુબસુરતતો તેમાં પણ રમણજ શ્રેષ્ઠ એમ કેમ માનતી ? હશે. પણ આમાં કંઈ પણ હોવું-જોઇએ. પુષ્પ અને રમણના હસ્તાક્ષર બતાવી આપતા નહોતા ?

અદેખાઇના ક્રુર પંજામાં સપડાયલી અને પતિપ્રેમને ખોઈ બેઠી હતી એમ માનતી વસન્ત આવા અનેક વિચારો કરવા લાગી. સાંઝ પડી ગઈ હતી, પણ તેની વસન્તને ખબર નહોતી, બારણું આસ્તેથી ઉઘડયું અને

રમણે પ્રવેશ કર્યો. પ્રેમાળ પતિપરાયણ પત્નીને પોતાની. રાહ જોતી બારીએ આજે ન દીઠી, કંઈ કામમાં પડી હશે એમ સમજ્યો, વસન્ત! વસન્ત! એમ બુમો પાડવા લાગ્યો, ઘરમાં શોધવા લાગ્યો અને છેવટે લાઇબ્રેરીમાં આવ્યો અને ત્યાં વસન્તને જોઇ. રોજ કરતાં કંઇક જુદીજ વસન્ત નજરે પડી. પાસે ગયા. " વસન્ત, મ્હારી વસન્ત, શું થયું? બોલતી કેમ નથી?" વસન્તથી હવે ન રહેવાયું. તે રડી પડી, રમણ બીજી ખુરશી લઇ પાસે બેઠો અને મૃદુ પ્રેમથી ઉભરાતા સ્વરે બોલ્યો " શું છે વસન્ત? મને નહીં કહે?"

"જુઓ પેલું શું છે?" વસન્ત દાબડી તરફ હાથ કરી બોલી અને વધારે બોલી શકી નહીં. અશ્રુ પ્રવાહ ફરી શરૂ થયો. રમણે દાબડી લીધી પુષ્પ અને કાપલી જોયાં અને મ્હોટેથી હસી પડયો. ગાંડી, અરે ગાંડી; આને માટે આટલી દુઃખી થઈ. ચાલ હવે પુષ્પનો ઇતિહાસ કહી સુખી કરૂં. વસન્ત, રડ નહીં, મ્હારી સામું જો. તે દિવસે ત્હારો જન્મ દિવસ હતો. સત્તરમું વર્ષ બેસતું હતું. ત્હારા પીતા અને મારા પીતા સ્નેહી મિત્રો હતા, તેતો તું જાણે જ છેને. આપણે પણ બાળકો હતાં ત્યારે એવાંજ મિત્રો હતાં. પણ મ્હારે અભ્યાસ કરવા મુંબઇ જવાનું થયું એટલે તે મિત્રતા તુટી. હું આઠ વર્ષે પાછો ફર્યો અને તે દિવસે ત્હારે ત્યાં પહેલીજ વાર આવ્યો હતો. ત્હારો જન્મ દિવસ એટલે ત્હારા પીતાએ મીત્ર મંડળ જમવા તેડયું હતું. હું અને મ્હારા પિતા પણ આવ્યા હતા. સાંજના ૭ વાગ્યા હતા. તું બાગમાં ફરવા નીકળી હતી, મ્હને પણ મ્હારા લાયકના મિત્ર ન મળવાથી અંદર ગોઠયું નહીં એટલે હું પણ ફરવા નીકળ્યો, ત્યાં મેં તને જોઇ. હું આવતો હતો ત્યાં તને સામી ઉભેલી જોઈ. ત્હારા હાથમાં આ પુષ્પ હતું અને તું એને જોતી હતી. આઠ વર્ષની નાનકડી બાળાને બદલે સોળ વર્ષની નવયૌવના જોઈ, કાળીદાસના શાકુન્તલનો શ્લોક યાદ આવ્યો. અને મોટેથી બોલાઇ ગયોઃ—

अनाघ्रातं पुष्पं किसलयमलुनंकररुहै
रनाविद्धंरत्नं मधुनवमनास्वादितरसं ।
अखण्डं पुण्यानां फलमिवचतद्रुपमनघम्
नजाने भोक्तारं कमिह समुपस्थास्यत इति ॥

આ કાને પડતાં તું ચમકી પુષ્પ હાથમાંથી પડી ગયું અને તું શરમાઇને ઘરમાં દોડી ગઇ. નીચે પડેલું પુષ્પ મેં ઉંચકી લીધું અને રાખ્યું. પછી આપણો વીવાહ થયો અને લગ્ન થયાં. બોલ હવે એ પુષ્પને "મ્હારૂં સર્વસ્વ સુખ". ન કહું ?

" આવો વ્હેમ લાવવા માટે મ્હને માફ કરશો ? " વસન્ત ધીમેથી ગળગળા સ્વરે બોલી.

" ઓછી ગાંડી થઇ હતી તે માફ માગીને પુરી થાય છે. નહીં કરૂં તો ? "

વસન્તને મારી મળી. સુખની ઘડીમાં બપોરનું દુઃખ વિસરાઇ ગયું અને દંપત્તિનાં હૃદય ફરી મળ્યાં.

એક કપોળ બ્હેન.

---

# સંસારમાં સ્ત્રીઓનું કર્તવ્ય.

(લખનાર—લેડી જગમોહનદાસ વરજીવનદાસ.)

---

દોહરો.

શ્રેષ્ટ લક્ષ્મી સંસારમાં, સર્વ સારમાં સાર,
સાચું સુખ સંસારનું, સુઘડ સલુણી નાર.

સુજ્ઞ બ્હેનો,

અભણ માણસ પંડીતાઇનું, અને કૃપણ માણસ ઉદારતાનું ડોળ દેખાડે તે કદી નીભી શકતું નથી. આ ઉપરથી આપણે સુદ્દઢ જ્ઞાન મેળવવાનો બોધ મળે છે, કહેવત છે કે ( અધુરો ઘડો છલકાય ) માટે આપણને જરા થોડું લખતાં વાંચતાં આવડયું એટલે ભણી ચુક્યાં એમ સમજવું નહીં, પણ જે ભણી ગણી લાજ આબરૂ વધારે અને બીજાને ઉપયોગી થાય, એજ સાચું ભણતર સમજવું.

બ્હેનો સાચાં ભણતરનો અર્થ હાલના સમયમાં નિશાળે જઈ ભણવાથી લખતાં, વાંચતાં, આવડે એટલામાંજ સમાઈ રહેલો હોય એવી માન્યતા આપણી બ્હેનોમાં વીશેષ કરી જોવામાં આવે છે. પણ ખરી રીતે જોતાં સ્ત્રીઓને ભણવાની સાથે સંસારિક, વ્યવહારીક, ધાર્મીક વગેરે બાબતોનું જ્ઞાન પણ પુરતા પ્રમાણમાં હોવું જોઈએ.

ઘર તેમજ સંસારિક કાર્યમાં સ્ત્રીઓનું કુશળતાપણું હોવું જોઈએ. તે કાંઈ આજનું નવીન નથી. પણ એ રચના સર્વ શ્રષ્ટી રચનાર પરમાત્માએ પ્રથમમાંજ સ્ત્રીશરીરે રચી નીર્માણ કરેલી છે. તથા આપણા આર્યાવર્તમાં મહાન કવિઓ તેમજ શાસ્ત્રકારોએ પણ અનેક સ્થળે વર્ણવેલું છે, કે ઘર તે ઘર નથી પણ જે ઘરમાં ઉત્તમ ગૃહણી હોય તેજ ઘર કહેવાય છે. તે માટે તે કાર્ય સ્ત્રીઓ માટેજ નીર્માણ થયેલું છે. તેમજ હાલના સમયે પશ્ચિમના મહાન સુધારકો પણ તે ક્રમને સહાનુભુતિ આપતા થયા છે.

સ્ત્રી, પુરૂષોને એક સરખું ભણતર ભણાવવાની કેળવણી આપવાથી પશ્ચિમમાં સ્ત્રીઓમાં સમાન હક માંગવાનો જે સખ્ત પવન ફુંકાયો હતો, ત્યારથી તે લોકોને પણ પુરૂષોને લાયકની કેળવણી સ્ત્રીઓને આપ્યાથી તે કેળવણીનો કડવો અનુભવ મળવાથી તેઓ પણ હવે તેવી કેળવણીથી ચેતતા રહેવા ઈચ્છા ધરાવતા હશે. માટે બ્હેનો આપણે તેવા દાખલાઓ પરથી ચેતીને ચાલવા સાથ ભણતરનો ખરો ઉપયોગ કરતાં શીખવાની ઘણી જરૂર રહેલી છે. આપણે કેળવાવું એટલે (ઘડાવું) એમ અત્રે સાધારણ અર્થ લેશું, તો ચાલશે. કારણ ઘણીક વખતે આપણા સાંભળવામાં આવે છે કે કોઈની વહુ, દીકરી, બાણેજ, ભત્રિજી, નણંદ, ભોજાઈ, દેરાણી, જેઠાણી, વીગેરે કોઈ પણ સ્ત્રીને પોતાના ઘરમાં, કુટુંબમાં, તેમજ બહારના કોઈ પણ કાર્યોમાં સુવ્યવસ્થિત જોશું ત્યારે કુદરતી રીતે એમજ બોલશો કે તે કોના હાથ નીચે કેળવાએલી છે. તો ઉપરના વાક્યપરથી એટલું તો નિશ્ચે થાય છે કે આપણા સર્વને કેળવવાની એટલે (ઘડાવાની) જરૂર રહેલી છે. તેનાથી સ્પષ્ટ માલુમ પડે છે કે કેળવણી ફક્ત એટલું ભણતર ભણવાથી મળી શકતી નથી. પણ તે ભણતરની સાથે સ્ત્રીઓપર બીજી અનેક બાબતોની જોખમદારીઓ રહેલી છે.

પ્રથમમાં જો ફક્ત ઘર પ્રત્યેજ નજર કરશું તો ત્યાં આપણા વડીલો

પ્રત્યેની આપણી ફરજો ધ્યાનમાં રાખી તેઓની તરફ હમેશાં હૃદયમાં પુજ્ય ભાવ ધારણ કરતા રહેવું. તેમના તરફથી જે સુબોધ મળે તે અહર્નિશ ગ્રહણ કરવો, નમૃતા રાખવી, દ્વેષ, અભિમાન, ઉચ્છૃંખલપણું, અસંતોષ, કુસંપ, ઇત્યાદી દુર્ગુણો ત્યાગ કરી, જેમ બને તેમ સરળતા, શાન્તિ, સંતોષ, સંપ, આદિ સદ્ગુણોને વધારવાથી આપણે અનેક તરેહના લાભ મેળવી શકશું. બ્હેનો સત્યમાનજો કે જ્યાં સુધી આપણે ગુણગ્રાહી થશું નહીં ત્યાં સુધી ગુજરાતી, ઇંગ્રેજી, સંસ્કૃત, મરાઠી, ભાષાની ચોપડીનું ઉપલકજ્ઞાન મળવાથી આપણા આર્ય સંસારને ઉપયોગી કેળવણી કદી પણ મેળવી શકશું નહીં.

બ્હેનો ઘણાંક કુટુંબોમાં આપણે કુસંપ જોઇએ છીએ. અને તે પણ વીશેષ પ્રમાણમાં તેના કારણભુત સ્ત્રીઓજ હોય છે.. એવી માન્યતા છે. અને તેમાં કેટલેક સ્થળે સત્યતા જણાય છે. તે પરથી હું એમ માની શકું છઉં જે ઘણે ભાગે પુરૂષોને પોતાના વેપાર ધંધાને સબબે બહાર રેહેવું પડે છે. તેમજ સ્ત્રીઓને મોટે ભાગે ઘરમાં રહેવાનું હોય છે. વીશેષે કરીને પુરૂષોને બહારના ધંધા પોતપોતાને માટે જુદા હોય છે. પણ સ્ત્રીઓને ઘરસંસારનું કામ સાથે ચલાવવાનું હોય છે. બ્હેનો ઇશ્વર કૃપાથી કુટુંબમાં બેચાર ભાઇઓ સાથે હોય તેમાંથી કદાચ કોઇને સંતતિ હોય, કોઇના પતીની આવક વિશેષ હોય, કોઇની સ્ત્રીનું શરીર રોગી હોય, એકાદ બે ભાઇઓ કુંવારા હોય, પરણેલી તેમજ કુંવારી નણંદો હોય, અને કદાચ વૃદ્ધ સાસુ, સસરા પણ હોય તો તેવા કુટુંબમાં આપણે ઘરકામ કાંઇક વીશેષ પ્રમાણમાં કરવું પડે. તો શું? તેટલા માટે કુટુંબમાં કલેશ કરવો તે ઉચીત છે? કદી નહીં.

બ્હેનો જો આપણને બાળકો ઉપર પ્રેમ હોય તો પ્રથમ આપણા કુટુંબના બાળકોને જોઈ આપણે રાજી શા માટે ન થવું? તે બાળકો ઉપર દ્વેષ કર્યાથી, આપણે તેના માબાપનું અંતઃકરણ દુઃખવીએ છીએ. તેટલુંજ નહીં પણ ઇશ્વરના પણ આપણે ગુનેહગાર ઠરીએ છીએ, બાળક જ્યાંસુધી અજ્ઞાન દશામાં હોય છે. ત્યાં સુધી તેનું જીવન એક સદ્વર્તન કરનાર સાધુ તુલ્ય હોય છે. તેને માન, અપમાન, દ્વેષ, રાગ, ક્રોધ, કંઇ પણ હોતું નથી. એવા પ્રાણીપર દ્વેષ કરવાથી થતા મહાન પાપથી ડરવું જોઇએ. એક તરફ કથા વાર્તામાં આપણે સાંભળીએ છીએ જે કોઇ પ્રાણીપર દ્વેષ કરવો

નહીં. ઈશ્વિરનાં ઉત્પન્ન કરેલાં સર્વ પ્રાણીપર સમાન ભાવ રાખવો. અને બીજી તરફ આપણાં ઘરનાંજ નિર્દોષ બાળકો ઉપર દ્વેષ થાય તે ઘણુંજ શોચનિય ગણાય. માટે બાળથી તે વૃદ્ધ પર્યંત કોઇનાપર બનતાં સુધી દ્વેષ રાખવો નહીં. દ્વેષ તે આપણી ઉન્નતિનો નાશ કરનાર છે તેમજ સંપ તે સંપત્તિને સ્થીર કરનાર છે માટે બ્હેનો હમેશાં સંપને ચાહતા રહેવું. જો તમે સંપને ચાહશો તો શાન્તી, તેની સાથેજ આવશે. સંપથી રેહેવામાં કદાચ એકાદ વસ્તુ આપણને ઓછી મળી તો શું થયું? તમે સંપને ચાહતા હશો એટલે તે વસ્તુ માટે તમને શાન્તી રહેશે. પણ જો તમને સંપની દરકાર નહીં હોય તો તેજ સમયે તમારૂં મન તે વસ્તુ માટે લલચાઇ અશાન્તિને પ્રાપ્ત થશે. અને અશાંત થયલું મન કોઈ પણ વખતે તૃપ્ત રહી શકશે નહીં.

બ્હેનો? મનની શાન્તી માટે વૃતીઓને સ્થીર કરવાની આવશ્યક્તા રહેલી છે. માટે જો તમારા મનની વૃતીઓને તમો વશ વરતાવી શકશો તો તમોએ ધારેલાં સર્વ કાર્ય કરવાને શક્તિમાન થશો, અને ત્યારેજ તમારી સંસાર સ્થીતિમાં અનેક પ્રકારનાં સુખ દુઃખરૂપી સમયે ધૈર્ય ધારણ કરી તમારાં કુટુંબ પ્રતે સરળભાવથી વર્તી તેમને સહાયભુત થઈ શકશો. અને ત્યારેજ તમારા સદ્ગુણોથી તમો એક સ્ત્રીજાતીને શોભારૂપ બની આપણી સ્ત્રીઓ ઉપર હાલમાં જે કલંકો મુકાયાં છે તેને નીર્મુલ કરી શકશો. માટે બ્હેનો એવું ઊંચ જીવન ગાળવા માટે ઘણા ભપકાદાર વસ્ત્રો અને આભુષણોના દેખાતા ક્ષણીક આનંદ માટે મનુષ્ય જીંદગીનો જે અમુલ્ય સમય છે તેને વીશેષ પ્રમાણમાં ન વ્યતીત કરતાં જેમ એક ચતુર રાજા પોતાના મનને વશ કરી પછી મંત્રીઓને સુધારી શત્રુઓને કબજે કરી લે છે. તેમ આપણે મનને અંકુશમાં રાખી બાળકો, સગાં સંબંધીઓ, તથા ગ્નાતી તેમજ દેશ બંધુઓને ઉપકારી બની પોતાનાં કરી લેવાં જોઇએ.

બ્હેનો? સ્વાર્થી સંસારમાં પણ જો મનુષ્ય લોભ, લાલચ, તજીને જે નીષ્કામપણે બીજાનું સારૂં કરે છે. તેને ઘણી સહાયતા મળે છે. માટે દ્વેષ બુદ્ધી દુર કરી સર્વ સાથ સંપ વધારવા યત્ન કરવો. સંપથી શાન્તી, સંપથી સુબોધ, સંપથી સ્નેહ, સંપથી સરળતા, એવો જે સંપ તેને ઘરમાં, કુટુંબમાં, પડોશમાં, દેશમાં, તથા પરદેશમાં પણ વધારતા રેહેવું. આહાહા?

તે સંપની કેટલી મહત્તા છે. તો બ્હેનો પ્રથમ સંપ કરો. સંપ કરો. એ સંપનું જે વર્ણન કરીએ તેટલું ઓછું છે. માટે બનના પ્રમાણમાં સંપ વધારવા કાળજી રાખવી.

બ્હેનો ? સંપ સાથે આપણા કરતાં બીજા મનુષ્યનું વીશેષ પ્રમાણમાં સુખ, ધન, રૂપ, ગુણ, યશ, આદિ જોઈ તેની ઈર્ષા કરવી નહીં. પરંતુ તે આપણા કુટુંબનું, જ્ઞાતીનું, અથવા તો દેશનું જ છે એમ માની ખુસી થવું. તેની ઇર્ષા કરવાથી તે ઈર્ષા કરનારના શત્રુ ઉત્પન્ન થાય છે, અને તેને કદી સુખ મળતું નથી. માટે આપણી ભાવના તથા વિચારો હમેશાં ઉંચ પ્રકારના રાખતા રહો અને કોઈની પણ નીંદા કરવી નહીં. નીંદાને માટે આપણા શાસ્ત્રો પોકારીને કહે છે કે પરનીંદાથી તમો પાપ ભાગી થશો.

બ્હેનો ? મનને હમેશાં નીંદાથી રોકતાં રહી તે સાથે તે મન અભિમાની ન બને તેના પર પુરતું લક્ષ આપવું. ગુણનું, રૂપનું, ધનનું, માનનું, કુટુંબનું, દેહનું, ઈત્યાદી અનેક પ્રકારનાં અભિમાનથી મન ઘેરાએલું રહે છે. અને જ્યાં સુધી આવા દુર્ગુણોરૂપી કીડાથી આપણું મન ઘેરાએલું રહેશે ત્યાં સુધી આવું ઉત્તમ મનુષ્ય શરીર પ્રાપ્ત થયાં છતાં આપણે તેનો સદ્‌ઉપયોગ કરી શકશું નહી. અને આવેલી તક વૃથા ગુમાવવાથી પાછળ પશ્ચાતાપ સિવાય શું રહેશે ? માટે આ સમયે જ્ઞાન, ભક્તી, મનોનીગ્રહ, આદી સંપાદન કરી નીર અભિમાનના ધારી ઈશ્વર-પરાયણ થવું.

બ્હેનો ! આ સર્વે આપણને ચાલુ સમયમાં જ કરવાની જરૂર છે. આ શરીર કેટલો સમય રહેશે તેનો ભરૂસો નથી. માટે સુજ્ઞ મનુષ્યે બાળવયથી ઈશ્વર સંબંધી કર્તવ્યનો વિચાર કરવો અવશ્યનો છે. પરંતુ કેટલાંકોની એવી માન્યતા હોય છે, જે વૃદ્ધ થશું ત્યારે ઈશ્વર ભક્તી કરશું. અથવા તો તે સંબંધી જ્ઞાન મેળવશું. તો વૃદ્ધાવસ્થા આવતાં સુધી શરીર રહેશે કે નહીં તેનો ભરૂશો નથી. અને કદાચ રહ્યું તો જે શરીર, ઇંદ્રીયો, સંબંધી શક્તી બાળ, તથા વૃદ્ધાવસ્થાના વચલા સમયમાં રહે છે તેવી શક્તી રહેવી અસંભવિત હોય છે. માટે આ ક્ષણભંગુર શરીર ઈશ્વર કૃપાથી સશક્ત છે ત્યાં સુધી ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવવા યત્ન કરતા રહેવું.

બ્હેનો ? ઉપલી સર્વ બાબતોને માટે પ્રથમ આપણને વીદ્યાની જરૂર

છે. તે સાથે સંસારિક, વ્યવહારિક, બાબતોને માટે આપણા કુટુંબના વડીલો પ્રત્યેથી આપણને ઘણા પ્રકારના લાભ મળી શકે છે. તેને પણ બનતાં પ્રમાણમાં મેળવતા રહેવું.

બ્હેનો? છેવટે હું મ્હારાં પુજ્ય જેઠાણી રતનબાઈનો દાખલો તમો સમક્ષ રજુ કરીશ કે જેઓ આપણી જ્ઞાતીમાં પોતાનાં ગુણોથી એક રત્ન સમાન જ છે. જેઓ નિરઅભિમાની, ભક્તી પરાયણ, દયાવંત, અને કુટુંબ સ્નેહાળ, આદિ ઘણાં ગુણો ધરાવનાર હોવાથી હું ઈચ્છું છું જે આપણી જ્ઞાતીમાં એવાં ઘણાં સ્ત્રી રત્ન થાઓ. અને કુટુંબના, તથા જ્ઞાતીનાં વડીલ તરીકે પોતાની ઝળકતી કારકીર્દી સંપાદન કરો એવી મ્હારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

---

# સ્ત્રીઓ માટેની એક સંસ્થા.

## સ્ત્રીઓનાં કલ્યાણઅર્થે વનિતા વિશ્રામ તરફથી બજાવવામાં આવતું કામ—તેનો ઉદ્દેશ અને તેને મદદ કરવાની આવશ્યકતા.

( લેખક:—બ્હેન ન્હાની બ્હેન કલ્યાણરાય ગજ્જર. )

કેટલેક અંશે નિરર્થક ગળાતાં સ્ત્રી જીવનનો સદુપયોગ થાય એવા આશયથી સંવત ૧૯૬૩ ની સાલથી વનિતા વિશ્રામની સ્થાપના થઈ છે. વનિતા એ નામ સ્ત્રી માત્રને સંબોધાય છે. અને વિશ્રામ એટલે વિશેષ આરામ—અથવા દરેક જાતના શ્રમથી મુક્ત થવું એ છે.

પ્રાણી માત્રને બે પ્રકારના ભાર વહન કરવાના હોય છે કોઇને શરીરનો ભાર એટલે વ્યવહારમાં અનેક પ્રકારનાં કામો શરીરથી કરવાનાં હોય

છે, એ કાર્યો સહેલાઈથી થાય કે ન થાય તો પણ કર્યા વિના છુટકો થતો જ નથી.

બીજો ભાર મનને વા હૃદયને વહેવાનોછે. મનનો તથા હૃદયનો ભાર અદૃશ્ય છે, તેમ અસહ્ય પણ છે. એ ભારથી ઘણી વ્યક્તિઓ પાયમાલ થઈ છે. ઘણી વ્યક્તિઓ રોગની ભોગ થઈ મનુષ્ય જાતિના ઉપયોગથી રહિત થઈ ગયછે. અને ઘણી વ્યક્તિઓ અકાળ મરણને શરણ થઈ ગઈ છે.

આ બધા માનસિક ત્રાસનું નિવારણ યથાર્થ ધર્મ સમજ્યા વિના કોટી કલ્પે પણ થઈ શકતું નથી. જે પ્રાણીએ પોતાનો યથાર્થ ધર્મ (ફરજ) જાણી તેને આચારમાં મુક્યો હોયછે તેજ પ્રાણી વાસ્તવિક સુખનું ભોક્તા થાય છે. અન્ય વ્યવહારમાં અનેક સુખનાં સાધનો પ્રાપ્ત હોવા છતાં પણ પ્રાણીઓ નિરંતર સુખનો સ્વાદ લઈ શકતાં નથી માટે સુખ પ્રાણી પદાર્થમાં નથી. પણ હૃદયના બંધારણમાં અને તેને યોગ્ય માર્ગે દોરવવાથી મળનારૂં છે. આવાં નિરૂપાધિ સુખનાં હક્દાર પ્રાણીમાત્ર છે. એ સુખ માટે રંક, કે શ્રીમાન, ઉચ્ચ કે નીચ, સુખી મનાતા જીવો કે દુઃખી મનાતા જીવો, સધવા કે વિધવા સર્વ સરખાં અધિકારી છે. જેણે પોતાના હૃદયગત સર્વ વિકારોને દબાવી ઉચ્ચ સાધનોને પ્રાપ્ત કરી ઉચ્ચ માર્ગે વહન કર્યું હોય છે તે, તે સુખને સદાને માટે ભોગવવા ભાગ્યશાળી થાય છે.

સ્ત્રી જીવન અતિશય અંધકારમાં વ્યતીત થાય છે. તેને પોતાની દૃષ્ટિ આગળ આવનારી દુનિયાંનીજ માહિતી હોય છે. અને તે પોતાને પ્રાપ્ત સંપત્તિને કુવામાંનાં દેડકાંની પેઠે સર્વોત્તમ માને છે.

આર્ય સ્ત્રીઓના વ્યવહારમાં જોઇશું તો ઘણે ભાગે આવા પ્રકારનુંજ જીવન જણાશે. અપવાદ રૂપે કોઈક સ્વ. સાક્ષર નવલરામભાઇની ગરબીના ભોગરૂપે નહિં થયું હોય, બાકી ઘણે ભાગે તો હશેજ.

એવા સ્ત્રી જીવનમાં કંઈક સુધારો થાય અને આપણો આર્ય સંસાર ક્લેશ રહિત સુખ શાન્તિથી ભોગવી પોતાના ધર્મ પ્રમાણે યુગલ રહી શકે એ આશયથી વનિતા વિશ્રામની સ્થાપના કરવામાં આવી છે.

વનિતા વિશ્રામનો લાભ લેનારી કન્યા, સધવા તથા વિધવાઓની કુલ્લે સંખ્યા ૨૫૧ ની થઈ છે પણ આપણા ગુજરાતી ભાઇઓ આરંભેશરા મનાય છે તે પ્રમાણે ઘણી કન્યા, સધવા, તથા વિધવાઓને તેના વડિલો થોડો થોડો વખત રાખી લઈ જાય છે. વિધા છોકરાઓને ભણતાં પણ અડધી ઉમર વીતિ જાય છે, તો જેને ભણવાની બીલકુલ કાળજી નથી, જેનામાં એવા દૃઢ સંસ્કાર જામી ગયા છે કે અમારે ભણીને શું કરવું છે. તેમ તેમના સંબંધી પણ એમજ કહે છે કે છોકરીને કયાં કમાવા જવું છે, આવા યોગને લીધે બાળાઓ ભણવા તરફ ને વડિલો ભણાવવા તરફ અત્યંત બેકાળજી કરે છે. તેથી તેમાંથી જતાં આવતાં હાલ સેવિકાઓની સંખ્યા ૭૫ ની છે. મોટી ઉમરની સેવિકાઓને પણ આરંભથી અભ્યાસ કરવાનો હોય છે, તેથી તે વધારે ભણી શક્તિ નથી. કેમકે વય વધી ગયા પછી જેવી જોઇએ તેવી તેની મતિ તીવ્ર હોતી નથી આવા કારણથી સ્ત્રી કેળવણીમાં જેવો જોઇએ તેવો વધારો થઈ શકતો નથી. તોપણ ઘણી સંતોષની વાત છે કે મોટી ઉમરની સ્ત્રીઓને તેમના પતિ તરફથી મોકલવામાં આવે છે.

કેળવણીમાં સ્ત્રી પુરુષને સરખો ભાગ આપવો જોઇએ. જેટલી પુરુષને કેળવણીની જરૂર છે તેટલીજ સ્ત્રીને પણ કેળવણીની જરૂર છે. સંસાર બેથીજ છે તે બે ખરોખર હોય તોજ કાર્ય કરવાનો ઉત્સાહ થાય છે. પરમાત્માએ આપણા શરીરમાં પણ જ્યાં બે ઇન્દ્રિયો જોઇએ છીએ ત્યાં બે આપી છે અને તે બેમાં સરખીજ શક્તિ હોય છે. ને ખપ પણ બેનો સરખોજ છે. એમાંથી એક ન્યુન હોય અથવા તેની શક્તિ રોગાદિથી ક્ષીણ થઈ હોય તો વ્યવહારમાં અડચણ નડે છે, તો સ્ત્રી પુરુષ એ પણ જ્યાં લગી એકલાં હોય છે ત્યાં લગી તેની અપૂર્ણતા મનાય છે. માટે બે વ્યક્તિને ખરોખર કેળવીને પછીજ તેનું જોડું બનાવવું જરૂરનું છે.

ઉપલા આશયથી વનિતા વિશ્રામમાં કન્યા તથા સધવાને શખવામાં આવે છે. બાલ્યાવસ્થાથી કન્યામાં અનેક સદ્ગુણોની છાપ પડે તો એમાં સુફળો અલૌકીક આવે છે.

હવે વિધવાની સ્થિતિ વિચારીએ તો કેટલી દુઃખદ, કેટલી કઢંગી, કેટલી નિરૂદ્યમી, કેટલી નિરૂપયોગી, અને કેટલી નિરાશાથી પૂર્ણ છે કે તેમો

છે, એ કાર્યો સહેલાઈથી થાય કે ન થાય તો થતો જ નથી.

બીજો ભાર મનને વા હૃદયને વહેવાનોછે. ભાર અદૃશ્ય છે, તેમ અસહ્ય પણ છે. એ ભારથી માલ થઈ છે. ઘણી વ્યક્તિઓ રોગની ભોગ થઈ રોગથી રહિત થઈ ગઇછે. અને ઘણી વ્યક્તિઓ અકાળ ગઈ છે.

આ બધા માનસિક ત્રાસનું નિવારણ યથાર્થ ધર્મ કોટી કલ્પે પણ થઈ શકતું નથી. જે પ્રાણીએ પોતાનો (ફરજ) જાણી તેને આચારમાં મુકયો હોયછે તેજ પ્ર. સુખનું ભોકતા થાય છે. અન્ય વ્યવહારમાં અનેક સુખનાં હોવા છતાં પણ પ્રાણીઓ નિરંતર સુખનો સ્વાદ લઈ શકતાં સુખ પ્રાણી પદાર્થમાં નથી. પણ હૃદયના બંધારણમાં અને માર્ગે દોરવવાથી મળનારૂં છે. આવાં નિરૂપાધિ સુખનાં હકદાર છે. એ સુખ માટે રંક, કે શ્રીમાન, ઉચ્ચ કે નીચ, સુખી મના કે દુઃખી મનાતા જીવો, સધવા કે વિધવા સર્વ સરખાં અધિકારા જેણે પોતાના હૃદયગત સર્વ વિકારોને દબાવી ઉચ્ચ સાધનોને પ્રાપ્ત ઉચ્ચ માર્ગે વહન કર્યું હોય છે તે, તે સુખને સદાને માટે ભાગ્યશાળી થાય છે.

સ્ત્રી જીવન અતિશય અંધકારમાં વ્યતીત થાય છે. તેને પોતાની દૃષ્ટિ આગળ આવનારી દુનિયાંનીજ માહિતી હોય છે. અને તે પોતાને પ્રાપ્ત સંપત્તિને કુવામાંનાં દેડકાંની પેઠે સર્વોત્તમ માને છે.

આર્ય સ્ત્રીઓના વ્યવહારમાં જોઇશું તો ઘણે ભાગે આવા પ્રકારનુંજ જીવન જણાશે. અપવાદ રૂપે કોઈક સ્વ. સાક્ષર નવલરામભાઇની ગરબીના ભોગરૂપે નહિં થયું હોય, બાકી ઘણે ભાગે તો હશેજ.

એવા સ્ત્રી જીવનમાં કંઈક સુધારો થાય અને આપણો આર્ય સંસાર ક્લેશ રહિત સુખ શાન્તિથી ભોગવી પોતાના ધર્મ પ્રમાણે સુગલ રહી શકે એ આશયથી વનિતા વિશ્રામની સ્થાપના કરવામાં આવી છે.

વનિતા વિશ્રામનો લાભ લેનારી કન્યા, સધવા તથા વિધવાઓની કુલ્લે સંખ્યા ૨૫૧ ની થઈ છે પણ આપણા ગુજરાતી ભાઇઓ આરંભશૂરા મનાય છે તે પ્રમાણે ઘણી કન્યા, સધવા, તથા વિધવાઓને તેના વડિલો થોડો થોડો વખત રાખી લઈ જાય છે. વિધવા છોકરાઓને ભણતાં પણ અડધી ઉમર વીતિ જાય છે, તો જેને ભણવાની બીલકુલ કાળજી નથી, જેનામાં એવા દૃઢ સંસ્કાર જામી ગયા છે કે અમારે ભણીને શું કરવું છે. તેમ તેમના સંબંધી પણ એમજ કહે છે કે છોકરીને ક્યાં કમાવા જવું છે, આવા યોગને લીધે બાળાઓ ભણવા તરફ ને વડિલો ભણાવવા તરફ અત્યંત બેકાળજી કરે છે. તેથી તેમાંથી જતાં આવતાં હાલ સેવિકાઓની સંખ્યા ૭૫ ની છે. મોટી ઉંમરની સેવિકાઓને પણ આરંભથી અભ્યાસ કરવાનો હોય છે, તેથી તે વધારે ભણી શક્તિ નથી. કેમકે વય વધી ગયા પછી જેવી જોઇએ તેવી તેની મતિ તીવ્ર હોતી નથી આવા કારણથી સ્ત્રી કેળવણીમાં જેવો જોઇએ તેવો વધારો થઈ શકતો નથી. તોપણ ઘણી સંતોષની વાત છે કે મોટી ઉમરની સ્ત્રીઓને તેમના પતિ તરફથી મોકલવામાં આવે છે.

કેળવણીમાં સ્ત્રી પુરુષને સરખો ભાગ આપવો જોઇએ. જેટલી પુરુષને કેળવણીની જરૂર છે તેટલીજ સ્ત્રીને પણ કેળવણીની જરૂર છે. સંસાર બેથીજ છે ને બે બરોબર હોય તોજ કાર્ય કરવાનો ઉત્સાહ થાય છે. પરમાત્માએ આપણા શરીરમાં પણ જ્યાં બે ઇન્દ્રિયો જોઇએ છીએ ત્યાં બે આપી છે અને તે બેમાં સરખીજ શક્તિ હોય છે. ને ખપ પણ બેનો સરખોજ છે. એમાંથી એક ન્યુન હોય અથવા તેની શક્તિ રોગાદિથી ક્ષીણ થઈ હોય તો વ્યવહારમાં અડચણ નડે છે, તો સ્ત્રી પુરુષ એ પણ જ્યાં લગી એકલાં હોય છે ત્યાં લગી તેની અપૂર્ણતા મનાય છે. માટે બે વ્યક્તિને બરોબર કેળવીને પછીજ તેનું જોડું બનાવવું જરૂરનું છે.

ઉપલા આશયથી વનિતા વિશ્રામમાં કન્યા તથા સધવાને રાખવામાં આવે છે. બાલ્યાવસ્થાથી કન્યામાં અનેક સદ્‌ગુણોની છાપ પડે તો એમાં સુફલો અલૌકીક આવે છે.

હવે વિધવાની સ્થિતિ વિચારીએ તો કેટલી દુઃખદ, કેટલી કઢંગી, કેટલી નિરૂદ્યમી, કેટલી નિરૂપયોગી, અને કેટલી નિરાશાથી પૂર્ણ છે કે તેમો

અનુભવ પુરુષોને કદિ આવવાનો નહિજ. કારણકે ઉભયનાં શરીર, અંતઃકરણના બંધારણમાં ફેર છે. ઉભયની વ્યવહારિક રીતિ રીવાજોમાં ફેર છે. ઉભયના જ્ઞાનમાં ફેર છે. ઉભયની સંપત્તિમાં ફેર છે. એમ ઉભયમાં અત્યંત વિરૂદ્ધતા છે એટલે એકનો અનુભવ અન્યને થાય એ અત્યંત અસંભવિત જ છે. પછી ભલે કોઈ પુરુષ ફરી લગ્ન ન કરે તો પણ તેની સર્વાંશે સરખામણી થઈ શકતી નથી, માટે જ વૈધવ્ય સ્થિતિ એ સ્ત્રીઓને દુઃખની પરાકાષ્ટા છે.

આપણાં હિન્દમાં વિધવાની ગણત્રી ત્રાસદાયક છે. જે બિચારી કન્યાવસ્થામાં જ વૈધવ્યને પામેલી હોય છે એને વિદ્યાનો સંપૂર્ણ વિયોગ હોય છે. તેથી સદ્‌ગુણ હોય એ તો સંભવજ કયાંથી ? તેથી તેઓ એવાં તો વિચિત્ર પ્રકારે વર્તન કરનારાં થઈ જાય છે કે તે કશા ઉપયોગમાં આવી શકતાં નથી.

આવી વિધવાઓનાં જીવન કંઈ અંશે સુધરે તો તેનું વ્યર્થ જતું જીવન ઉપયોગમાં આવે. આપણા દેશમાં નર્સની સ્વયં સેવિકાની અને શિક્ષકની જે ખોટ છે તે તમામ ખોટ આ વિધવાઓથી પુરી પડે એમ છે. હિન્દુસ્થાનમાં મિથ્યા જીવન એનાંજ જાય છે તેમાં એકતો પેટ ભરવાને નામે નીકળી પડેલા નામ માત્રથી ચરી ખાનારા બાવાઓ, અને નિવૃત્તિ માર્ગને અથવા ભક્તિ માર્ગને નામે આળસ અથવા હરામીને પોષનાર વિધવાઓ. આ બેનાં જીવન સુધરે તો તેઓ ઘણાં ઉપયોગી થઇ પડે.

ત્રિકાલ તથા નિત્ય આનંદ આપનારૂં વાસ્તવિક સુખ સત્ય જ્ઞાનથી મળે છે. એ સત્યજ્ઞાન મેળવવાના ઉપાયો અને તેને યોગ્ય અંતઃકરણની યોગ્યતા પ્રાપ્ત કરાવવી એ પ્રથમ કર્તવ્ય છે. એ જ્ઞાનની કેવી રીતે ઉપલબ્ધિ થાય એનું શાસ્ત્રમાં સારી રીતે વર્ણન કરેલું છે. સ્હેજ સ્હાજ ગુજરાતી ભણવાથી શાસ્ત્રના ગ્રંથો યથાસ્થિત વાંચી શકાતા નથી. કદાપી વાંચી શકાયા તો પણ તેનાં અર્થ તાત્પર્ય તો ન જ સમજાય એ નિઃશંશય છે. માટે પ્રથમ વિધવાઓને સંપૂર્ણ વિદ્યા અને કેળવણી આપવા સારૂ પ્રયાસ કરવો જોઈએ. તે પ્રયાસમાંનો કિંચિત્ અંશે ફલિભુત થનારો પ્રયાસ વનિતા વિશ્રામનો છે.

હૃદયની કેળવણી વિના મનુષ્યો મનુષ્યોની ગણનામાં ગણાતાં નથી. માટે જ પ્રથમ હૃદયને ખીલવવાનું કાર્ય કરવું જોઈએ.

રાત્રી દિવસ દુઃખમાં નિમગ્ન થયેલી વિધવાઓને સન્માર્ગે દોરી દુઃખથી મુક્ત કરી સુખ યુક્ત કરવી એ સર્વેની ફરજ છે.

પ્રાણી માત્રને ઉત્સાહ અને ઉધમની જરૂર છે. નિરૂધમી તથા નિરુત્સાહી જીવન કોઇને ગમતું નથી, વૃદ્ધાવસ્થામાં પણ આવા પ્રકારનું જીવન ગાળવું કઠિન પડે છે તો બાલ્યાવસ્થામાં તે તેને કેમ ગિતાને એ વિચારવા જેવું છે. પ્રકૃત્તિનો સ્વભાવજ છે કે ક્રિયા કરવી તો હવે તેને સત્ કે અસત્ જેવી ક્રિયામાં દોરીએ તેવી ક્રિયાને આધીન આ વૃત્તિ થઈ જાય છે. આથી વિધવાઓને નુતન જીવન મળે એવા સુઉધોગમાં રોકવી જોઇએ?

## વિધવાઓનું દુઃખમય જીવન ને તે સુધારવા શું થવું જોઇએ?

વિધવાની સ્થિતી સાસરા કે પિયેરમાં ઓશીયાળાં થઈ રહેવું તેનું સ્ત્રી ધન પણ તેને બરોબર પાછું મળે નહિ. તેની કોણ જાણે કેની વ્યવસ્થા થઈ ગઈ હોય તે વ્યવસ્થા કરનારનાં મન તથા બીજા પરમાત્માજ જાણે. વિધવાને તો તે સાથે લેવા દેવા નહિ. વખતે તે બિચારી પુછવા જાય તો જવાબ મળે છે કે તને આટલાં વર્ષ ખવડાવ્યું પીવડાવ્યું તે કયાંથી થયું. એમ કરતાં કોઈ વળી કિંચિંત દ્રવ્ય પામે તો તે મૂર્ખ વિંત્રવા સમજ્યા વિનાના ધર્મને નામે કયાંય ઉરાડી દે છે. અથવા એ ચાર યાત્રા જઈ પૈસાને પાર મુકે છે. અને દુઃખી થઈ મરણ લગી કકળતી જીંદગી પુરી કરે છે.

તેની તરફ તનથી મનથી કે ધનથી કોઇ દિલસોજી બતાવતું નથી. માત્ર જ્યાં લગી માતા કે પિતા હોય ત્યાં લગી સહજ ઠીક હોય છે પણ પછીની સ્થિતિ સારૂ તો પુછવુંજ શું. માતા પિતાની હયાતી છતાં પણ કેટલીક જાતની વિટંબણાઓ તો કાયમનીજ હોય છે, પણ તેને સહજ ઠીક કહીએ તો ચાલે.

તેની માનસિક સ્થિતિ-માનસિક દુઃખ અકથ્ય છે, કારણ કે પતિ પત્નિનો સંબંધ એ અપ્રતિમ છે. એ સંબંધના જોડાણનું આકર્ષણ અલૌકીક છે. ગમે તેવો સ્વભાવમાં વિરોધ છતાં ઉભય વ્યક્તિઓ જોડાઈને દરેક

કાર્ય કરે છે. એક એકની સમીપતાથી બધાં દુઃખો દૂર થઇ જાય છે. સુખો ભોગવાય છે આનંદ પમાય છે. અને હૃદય ભાર રહિત થઇ સુખમાં રહે છે.

વિધવાને પોતાના અનુપમ સુખ દેનાર પતિની દુર્દૈવથી ખોટ પડી ગઈ છે. એને સુખનું સ્થાન કોઈ રહ્યું નથી. હૃદયની મનોવ્યથા કોઈ સમીપ કહી શકાતી નથી. રાત્રી દિવસ વિણ અગ્નિએ હૃદયને બાળવાનું વિધવાના લલાટે લખાયું હોય છે. તેના શરીરની પણ બરોબર સંભાળ રાખવામાં આવતી નથી.

આવી અપાર અને અસહ્ય દુઃખને પામતી આપણી હિન્દુ વિધવાઓ સારૂ કેટલું કરવું જોઈએ એ વિચારવું કઠિન નથી. પણ ચાલતી પ્રવૃત્તિ પરથી સહજ અનુમાન થાય છે કે ઘણાં થોડાં સ્ત્રી પુરૂષોને આવી નિરાધાર હિન્દવાણીઓ સારૂ વિચાર આવતો હશે.

यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

'પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુંદરી'—

મનુ ભગવાન કહે છે કે, જ્યાં નારીઓ પ્રસન્ન રહે ત્યાં દેવતા રમણ કરે છે. શું આ વાક્ય એકલી ગૃહસ્થ બ્હેનોને લાગુ પડે છે ? વિધવાઓ શું નારી નામમાંથી પણ નીકળી ગઇ છે ? કે તેની પ્રસન્નતા સારૂ કંઇ પણ પ્રયાસ ન કરવો તેને વિષય ભોગથી પ્રસન્ન ન કરો, પણ વિદ્યા અને ધર્મ નીતિના દાનથી તો પ્રસન્ન કરોજ. વાસ્તવે વિચારતાં તો જ્યારે આપણી સ્ત્રી જાતિની સ્થિતિ હૃદયના તાપથી રહિત થશે અને તેમાં વિધવાઓની આંતરડીની ઉંડી આશીશો લેવા તનમન અને ધનથી પ્રયત્ન કરવાનો આદર કરવામાં આવશે ત્યારે હિન્દની દશા બદલાશે એમાં શંકા નથી.

એવી વિધવાઓના હિતને માટે જીલ્લે જીલ્લે વનિતા વિશ્રામ કાઢવા જોઇએ અને વિધવાઓના માબાપે પોતાના ક્ષુદ્ર સ્વાર્થના કારણે સારૂ તેની જીંદગી બગાડવી નહિ જોઇએ. મા બાપોને પોતાની પ્રજાનું રક્ષણ કરવું એ શિરસાં પુત્રીઓ પાઠ સુકવાનું નથી. એ પુત્રી જો સધવા હોત ને સાસરે હોત તો તમારૂં કામ કરવા ક્યારે આવવાની હતી? પણ તેતો

# ઘરમાં વાપરવા લાયક ભરોસાદાર દવાઓ.

ફિવર ડ્રોપ્સઃ– (જ્વર બિન્દુ) મોટી બાટલી. ૩ ઔંસ. કિં. રૂ. ૧–૦–૦, નાની બાટલી કિંમત રૂ. ૦–૪–૦

દરેક જાતના તાવ ઉપર અસરકારક રીતે લાગુ પડે છે. બીજી તાવ ઉતારનારી દવાઓની પેઠે હૃદય ઉપર નબળાઇ કર્યા વગર વિષનો નાશ કરી તાવ ધીમો પણ અચુક ઉતારે છે. તાવમાં આપી શકાય છે. ડોઝઃ–કાચના વાસણમાં બે ચાર ચમચા બાર પાણીમાં ૧૦ ટીપાં નાંખીને આપવાં.

લિવર સોલ્યુશનઃ– (પેટની દવાઓ) બાટલી એકમાં ૨૪ ભાગ. કિંમત રૂ. ૧–૦–૦

પેટની કબજીઆતથી માથું દુખે છે, તાવ આવે છે તે વખતે શરૂઆતમાં એક ભાગ એકથી બે ચમચીભાર, ત્રણથી ચાર ચમચાભાર પાણીમાં કાચના વાસણમાં લેવાથી પેટ સાફ આવે છે, ને તાવ જલદીથી ઉતારે છે. કલેજાં ઉપર કાર્ય હોવાથી ઝાડો સાફ આવે છે. ને ભુખ ઉઘડે છે. મોઢું વાસ મારતું અટકે છે, ને પાચનશક્તિ પાછી જાગૃત થાય છે. સાંજના સુતી વખતે અને સવારમાં લેવાથી શરીરને વિકારથી સાફ ને નિર્મળ રાખે છે. દરેક અઠવાડીએ અથવા પખવાડીએ એકાદ બે ભાગ લેવાની ખાસ ભલામણ કરવામાં આવેછે.

ટોનિક સોલ્યુશનઃ– (શક્તિની દવા) મોટી બાટલી ભાગ ૬ કિં. રૂ. ૨–૦–૦ નાની બાટલી ભાગ ૪૮ કિં. રૂ. ૧–૦–૦

ખાધા પછી અડધે કલાકે અડધી અથવા એક ચમચી ભરીને પાણી સાથે લેવાથી ખાધેલું હજમ થઇ જાય છે. એ લેવાથી તનની તેમજ મનની શક્તિ (લોહીના ઝડપથી) વહેવાથી ઉત્સાહવાળી અને પ્રદીપ્ત થાય છે. માંદવાડ ગયા પછી લેવાથી સારો ફાયદો થાય છે. ને ગયેલી શક્તિ ઘણી ટુંક મુદતમાં પાછી આવે છે. લોહી મારફતે 'ગલીસરો ફોસ્ફેટ' જવાથી મગજને પુષ્ટિ મળે છે ને યાદશક્તિ પ્રબળ થાય છે. સાધારણ દવા જે ખાંડના સરબતની બનેલી હોય છે તેનાથી આ નિરાળી છે. મીઠી પીસાબવાળાને લેવામાં કાંઇ અડચણ પડતી નથી.

મળવાનું ઠેકાણુંઃ–ધિ આયોનિક ફાર્મસી.
(પ્રોફેસર ગજ્જરની)

ગીરગામ—મુંબઇ.

# ઓટો-દીલબહાર.

## સેંટનો રાજા.

---

દીલને આનંદ આપનારૂં, મનને પ્રફુલીત કરનારૂં, અસંખ્યે ફુલોના અરકની સુગંધીઓથી ભરેલું સર્વોત્તમ સેંટ છે. ઓટો-દીલબહાર સ્પીરીટ વગરનું હોવાથી અતર તરીકે પણ વાપરી શકાય છે. ફક્ત ચાર ટીપાં રૂમાલ અથવા કપડાં ઉપર નાખવાથી એકદમ ખુશબો પસરવા માંડે છે અને વાપરનારને તથા તેની આસપાસનાઓને ફુલોની મીઠી સુગંધીમાં મુંઝી દે છે. હવે બીજું કોઇ પણ સેંટ અથવા અત્તર ખરીદતા પહેલાં ઓટો-દીલબહાર ખરીદો અને તેની અપુરવ ખુશબોનો બે ઘડી વીચાર કરો.

ખરીદતી વખતે જો કોઈ પણ વેપારી બીજુંજ ઓટો સેંટ આપવાનું કરે તો તે લેન નહીં પણ ઓટો-દીલબહારની માંગણી કરજો અને નામ બરાબર વાંચીને સીલબંધ બાટલી ખરીદજો.

| | | | | |
|---|---|---|---|---|
| કીંમત નાની બાટલીના.... | ... | ... | ... | રૂ. ૦—૮—૦ |
| વચલી ,.... | ... | ... | ... | રૂ. ૦-૧૨-૦ |
| મોટી ... | ... | ... | ... | રૂ. ૨ ૦-૦ |

સુગંધી કારડનો એક આનો.

સોલ એજંટ:—

**એંગ્લો ઇંડીયન ડ્રગ એંડ કેમીકલ કંપની,**

જુમામસીદ—મુંબઇ.

પોતાનું કામ કરાવવા આવનારી છે. તો પણ તે દીકરીને હજાર વાતે લડાવેને આ દુઃખીને ત્રાસ આપે એ માતા પિતાને છાજે નહિ. એમણે પાંચે આંગળી સરખી ગણવી જોઇએ. બલકે દુઃખીને સારૂ વધારે સંગવડે કરવી જોઇએ. પૈસાથી તમારી શક્તિ ન હોય તો ભલે પણ કોઈ તેનું જીવેન સુધારા ભાવિ સુખને વિચારી પ્રયાસ કરે તેમાં તમારો સ્વાર્થ આડે લાવો એથી શું માલમ પડે છે કે માબાપ પણ વિધવા પુત્રીના હિત ચિંતક થતાં નથી.

જેમ દીકરાઓને ઘરના રૂપિયા ખરચીને પણ ભણાવાય છે. તેમ વિધવા દીકરી સારૂ પણ ફરજ્યાત ધર્મ નીતિ તથા જન સમુદાયને ઉપયોગી કેળવણી આપાવવાની તજવીજ કરવી જોઇએ. આ કાર્યમાં એકલા માબાપનીજ ફરજ છે એમ નથી પણ આખા દેશના હિતચિંતક ભાઇ બ્હેનોની છે. જે નામ માત્રના સાધુ સારૂ તેમના કહ્યા વગર તેમને સારૂ ધર્મશાળા, સદાવ્રત, વિગેરેની જોગવાઇ કરી આપો અપાવો છો. જો કે તે લોકો ધર્મનું બાઇને કંઇ પણ સત્ ક્રિયા કરતા જણાતા નથી, પણ ઉલટા અનેક દુર્વ્યસનને વશ થઇ બીજાઓને હેરાન કરે છે, તો પણ તેની દયા અથવા તેનાપર અપૂર્વ પ્રેમ આપણી ધર્માંધ પ્રજાને આવે છે; પણ આ બિચારી અનેક દુઃખોને સહન કરતી એવા દુઃખમાં પોતાની પ્રજાને ઉછેરતી તેને ભણાવવા સારૂ લાચાર થયેલી, ઘરમાં એની જીંદગી કેમ વ્યતીત થશે તેનો વિચાર એક ક્ષણ કરવામાં આવે તો પણ તેનું કલ્યાણ થઈ જાય. હું તો એટલુંજ ઇચ્છું છું કે બાવાઓ જેટલી વિધવાઓ સારૂં સવડ કરી આપવામાં આવે.

### સ્ત્રિઓનાં દુઃખ નિવારણમાં સ્ત્રિઓએ ભાગ લેવો જોઇએ.

પુરુષો કરતાં સ્ત્રીઓએ આ વાતપર વધારે લક્ષ આપવાનું છે કારણ કે આપણ સ્ત્રીજાતિ સ્વજાતિના દુઃખના વિભાગી ન થઇએ તો પુરુષો શી રીતે થાય.? અર્વાચીન કાળમાં ઘેરે ઘેરે એક બે વિધવાતો હોય જ છે. કોઈકજ એવું મહા પુણ્યવાન ઘર હશે કે જ્યાં વિધવાનાં દર્શન નહિ હોય માટે બ્હેનોએ એવી દુઃખી ભગિનીઓ પ્રતિ શંકાની દ્રષ્ટિએ ન જોતાં એની ખીલવણીમાં તનમન અને ધનથી મદદ કરવી જોઇએ.

બ્હેનો ! આપણી પાસે જેટલી જોઇએ તેટલી સત્તા તથા સામગ્રી

નથી એ સત્ય છે. તથાપિ જેટલી છે તેમાંથી પણ જો તેને માટે બચ કરવા ઉદાર થઇશું તો તેથી પણ ઘણું કાર્ય થઇ શકશે. આપણો અવકાશનો સમય એશઆરામ તથા પ્રમાદ આળસ કે ગામ ગપાટામાં જાય છે. તેનો આવી બ્હેનોના હિતકર કાર્યમાં વ્યય કરીએ તો કેટલું થઇ શકે? જ્યાં સાચા દીલથી કામ કરનારાં મનુષ્યો હોય છે ત્યાં પૈસાની એટલી બધી જરૂર જણાતી નથી. પણ મનુષ્યો ઉપયોગમાં ન આવે તો ભાડુતી માણસો રાખવાં ભારે પડે છે તો એવે સ્થળે પૈસો ને મનુષ્ય બેની અછતને લીધે સોસાવું પડે છે. તે સોસ બ્હેનોની મદદથી દૂર થાય એમ છે.

આપણા દેશમાં કેટલાંક એવાં ખાતાં છે કે તેમાં પુરૂષો જુજ માસિક પગારથી કામ કરે છે અને પોતાની અમુલ્ય જીંદગી દેશહિતમાં અર્પણ કરી છે. તો આપણી બ્હેનોએ પણ તેમ કરવું જ જોઇએ. પણ મારા ટુંક અનુભવમાં જોઉં છું કે સ્ત્રીઓ પોતે વિધવા, ને નહિ પ્રજા, કે પાલન કરવા યોગ્ય એક પોતાના ઉદર સિવાય કોઇજ નહિ, તે છતાં માસિક વેતન સારૂં સારા નરસાનો વિચાર ભુલી દ્રવ્યના દાસ બની વધારે મેળવવા ફાંફાં મારી કરે છે એ શોચનીય છે.

વિરક્ત અવસ્થાની સ્થિતિ પ્રાપ્ત થયાં છતાં આવા વિનાશી પદાર્થમાં ફસાઇ જવું એ અધીક ગણાય. અને એ ફસાવાનું મૂળ કારણ. એજ કે હૃદય ધર્મ–વિભૂષિત થયું નથી જેમનું હૃદય ધર્મ નીતિના જ્ઞાનથી પરિતોષ પામ્યું હોય છે એ વ્યક્તિ કદાપિ પણ ઐહિક સુખમાં લોભાતી નથી.

આવા વિચારથી વિધવા સ્ત્રીઓને પ્રથમ આશ્રમ ધર્મનું જ્ઞાન આપવું જોઇએ. ઐહિક સુખ અસ્થિર છે. પરિણામી છે. વિગેરે વિગેરે અનુભવ દ્વારા જણાવી તેમાંથી તેમની મનોવૃત્તિને ઉઠાવી એથી ઉત્તમ અલૌકીક સુખનો માર્ગ બતાવી તેનાં સાધનો સધાવી તેમાં પ્રવીણ કરવાથી તે સ્થાયી સુખનો સ્વાદ લઇ શકે છે. દરેક મનુષ્યનું જીવન આશાથી ટકે છે આશા વિના આયુષ પણ વહાલું લાગતું નથી. તો જન્મથી તે મરણ પર્યંતને સારૂ નિરાશ થયેલી વિધવાને કયા પ્રકારની આશા આપી શકાય. સંસારિક પદાર્થો તેને પતિના અભાવથી નિરૂપયોગી છે, તો તેમાં તેની આશા બંધાય નહિ માટે પારમાર્થિક વિષયની આશા આપી તેની જીવન દોરીને સુદૃઢ કરી કાર્ય કરાવવું કે જેથી પોતાને તથા પરને ઉપયોગી થઇ પડે.

જ્યાં સુધી અધ્યાત્મ બલથી આ મન બુદ્ધિ સુદૃઢ થયાં નથી ત્યાં લગી તેની મન બુદ્ધિ સ્વાધીન થઈ શકતાં નથી. મન બુદ્ધિને વશ વર્તાવનાર અધ્યાત્મજ્ઞાનજ છે. તો તેવું જ્ઞાન વિધવા બ્હેનોને આપાવવા પ્રયત્ન કરવા આપણે સર્વેએ પ્રયાસ કરવો જોઇએ.

પ્રાચીન સમયમાં આ જ્ઞાન મેળવવાનાં અનેક સાધનો હતાં તેથી તે સમયમાં તે પ્રાપ્ત થઈ શકતું હતું. પણ હાલ તેની ગેરવ્યવસ્થાને લીધે લાભ મળવો દુર્લભ થઇ પડ્યો છે. તથાપિ યતકિંચિત્ જે શુભ પ્રયાસ કરી શકાય તે અવશ્ય કરવો જરૂરનો છે.

શુદ્ધ હૃદયનું બંધારણ ધર્મનીતિથી છે. ધર્મનીતિજ માણસનું રક્ષણ, પોષણ, કરવા સમર્થ છે. પ્રાચીન મહાસતિઓના વૃત્તાંતો વાંચવાથી આપણને સ્પષ્ટ સમજાય છે, કે તેઓ ધર્મનીતિના સંપૂર્ણ જ્ઞાતા તથા પાલન કરનારાં હતાં અને તેના યથાર્થ પાલનથીજ તેનું અનેક સંકટોમાં રક્ષણ થયું હતું. તે સમયમાં રક્ષણ થયું હતું એટલુંજ નહિ પણ તેઓ પોતાનાં અદ્યાપિ પર્યંત અમર નામો આપણને તે માર્ગે ચલાવવા સારૂ મુકી ગયાં છે એ તેમનો આપણાં ઉપર મહદ્ ઉપકાર થયેલો છે.

તે પૂર્વની સ્થિતિનો કંઇક આભાસ આવે તો પણ આપણું ઘણું હિત થાય. મનુષ્ય જેવો ધર્મબળથી કાર્યવાહક થાય છે, તેઓ અન્યબળથી થતો નથી. સર્વબળ કરતાં ધર્મબળ સર્વોત્તમ ગણાયું છે માટે આપણી નિરાધાર અને નિરાશ હૃદયની દુઃખી વિધવા બ્હેનોના પ્રાણને રક્ષી, હૃદયને ધર્મ નીતિથી પૂર્ણ ભરી, વ્યવહારિક જન સેવામાં ઉપયોગી બનાવવા સતત પ્રયાસ કરવા આ દીન વ્યક્તિની સર્વપતિ નમ્રપણે પ્રાર્થના છે. અને આ વનિતા વિશ્રામનો ઉદ્દેશ, આશય, અને કર્તવ્ય એ જ છે કે જેમ બને તેમ સ્વજાતિની સેવિકા બની ભારતભૂમિની દુઃખી બ્હેનોને વાત્સલ્ય અર્પે ને તેનું આત્મિક જીવન પોતાને તથા પરને સુખમય, શાંતિમય, ધર્મમય ને નીતિમય થઇ પડે એ શુભેચ્છાપૂર્વક લેખિનીને વિરામું છું. પરમાત્મા શુભકાર્યમાં સહાય થાઓ એ જ અંતિમ યાચના.



# જીવંનતું સાર્થક.

## આપણાં કર્તવ્ય વિશે કેટલાક વિચારો.

પ્રિય વાંચક આપના મનમાં કદાપી એવી ભાવના નથી ઉદ્ભવી કે મેં મારો જીંદગીનો ઘણોક અમુલ્ય વખત નિષ્પ્રયોજન વ્યર્થ ઉડાવી દીધે છે. જો એ વાત આપને સત્ય લાગતી હોય તો આપ સત્વર ઉઠો, ને આપનું પરમ શ્રેય જેમાં સમાયલું છે તે કરવા તત્પર થાઓ.

એક કવિ કહે છે કેઃ—

" સંપત્ત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વહાણ; "
" ગત અવસર આવે નહિ, ગયાં ન આવે પ્રાણ. "

ગયેલો વખત ફરી મળી શકવાનો નથી. માટે જે વખત હવે આપણા હાથમાં રહેલો છે તેનો હવે પછી આપણે બનતાં સુધી નકામો ન ગુમાવતાં સદુપયોગ કરવાને માટે જરૂર અતિશય કાળજીપૂર્વક રહેવુંજ જોઇએ. વખત એક પાણીના રેલા સમાન છે તેને વહી જતાં વાર લાગતી નથી. માટે આપણે હમેશાં નકામો કાળક્ષેપ ન થાય માટે સાવચે રહેવું જોઇએ. એક મહાન અંગ્રેજ લેખક લખે છે કે, જો દુનિયામાં મોટામાં મોટું કંઇ ઉડાઉ-પણું હોય તો તે વ્યર્થ વખત ગુમાવવાનુંજ છે; માટે હવે આપણું મુખ્ય કર્તવ્ય શું છે ને આપણું પરમહિત શેમાં સમાયલું છે તે જોવું જોઇએ. પ્રથમ તો બહુજ થોડા મનુષ્યો પોતાનું વાસ્તવિક હિત શેમાં સમાયલું છે તે જાણતાં હશે, કેટલાંક જાણતાં હશે છતાં આળસમાં ને આળસમાં તેનો ઉપયોગ કરવાને રહી જતાં હશે; કેટલાંક બિચારાં એવાં હશે કે જેને પોતાની આજીવિકા અર્થે એટલે નિર્વાહ માટે પુષ્કળ વખતનો ભોગ આપવો પડતો હશે. ને તેથી વખત નહિ મળવાને લીધે તેઓને પારમાર્થિક કાર્યો કરવામાં અડચણ આવતી હશે, જ્યારે કેટલાંક એવાં પણ હશે કે જેને ખાવું પીવું મોજ-મઝા એ શિવાય કંઇ પણ બીજું સુઝતું નહિ હોય; પણ આ દેહ ક્ષણભંગુર છે ને ક્યારે એનો નાશ થશે તેની કોઇને કંઈ ખબર પડતી નથી. દુષ

કાળ ક્ષુલ્લક માનવીને પોતાના પંજામાં ઝડપવાને હંમેશ તૈયારજ હોય છે. આવી દશા છતાં મનુષ્ય જાતિને પોતાનાં કર્તવ્ય કરવાનું બીલકુલ સુઝતું નથી એ ખરેખર મહા શોચનીય છે. જે લોકોને પરમેશ્વરે સંપૂર્ણ સાધનો આપેલાં છે, છતાં પોતાના કર્તવ્યથી વિમુખ રહે છે, એટલે પોતાના વખતનો યથાર્થ ઉપયોગ કરતાં નથી, તે લોકો એક મોટામાં મોટી ભુલ કરે છે. એ લોકોનો જો બધો વખત તપાશીએ તો માલમ પડે કે તે લોકો ફક્ત એશઆરામમાંજ ઘણો વખત વ્યર્થ વ્યતીત કરી નાંખે છે. આવા વિલાસી લોકો ઓછામાં ઓછા ધારે તો પાંચથી સાત કલાક પોતાનું પરમ કલ્યાણ સાધવામાં ગાળી શકે. મારૂં કહેવું એમ નથી કે એ લોકોએ પોતાના બધાજ એશઆરામ, રમત ગમત, વિગેરે છોડી દેવાં, ને બધોજ વખત પ્રભુ ભજનમાં તથા જન કલ્યાણમાં ગાળવો. પણ જેમ બને તેમ વખત નકામો ચાલ્યો ન જાય ને બનતાં પ્રમાણમાં પોતાનું અગર સામાનું ભલું થાય એ ધ્યાનમાં રાખવું જોઇએ. ભલું એટલે ફક્ત આર્થિક બાબતોમાંજ ભલું કરવું સમાયલું નથી. ભલું એ શબ્દમાં ઐહીક તેમજ પારમાર્થિક હિત સમાયલું છે તેમજ તે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે બાબતો જોડે નિકટ સંબંધ ધરાવે છે તેમજ તેમાં આ જન્મનું તથા આવતા જન્મનું કલ્યાણ સમાયલું છે એટલે આ ઉપરથી માલમ પડશે કે ભલું કરવું એટલે પોતાનું તેમજ સામાનું ઐહીક તેમજ પારમાર્થિક કલ્યાણ કરવું એમ થાય છે. હવે કેટલાક એમ સમજે છે કે આપણે થોડા ઘણા પૈસા આપ્યા એટલે આપણું કર્તવ્ય થઈ ગયું. પણ એ એક મોટી ભુલ છે. કારણ કે કર્મ તથા વર્તનથી જે મહાન કાર્ય સિદ્ધ થાય છે તે પૈસાથી થતું નથી. જો કે કેટલાંક કાર્યોમાં પૈસાની જરૂર પણ ખાસ અગત્યની છે જેવાં કે ગાંડા તથા રક્તપીત્તથી ગ્રસ્ત થયેલાં રોગીઓ માટે ઇસ્પીતાલ સુવાવડખાના, ગરીબો માટે ચાલીઓ, ભીખારીઓ માટે કારખાનાં, ( Work-houses ) ગરીબોને મફત કેળવણી માટે સ્કુલો વિગેરે આવાં કાર્યો માટે નાણાંની ઘણી મોટી મદદ જોઇએ, ને તે પૈસાદાર લોકો તરફથીજ મળી શકે. હવે જે લોકો આવાં કામોમાં પોતાના પૈસા અર્પણ કરે છે, તે લોકો જો કે આથી ગરીબોનું તથા દેશનું ભલું કરી શકે છે. પણ તેથી કંઇ તેઓ આધ્યાત્મિક બળ મેળવી શકતા નથી. માટે આપણું આધ્યાત્મિક બળ પણ આપણે વધારવું એ એક ખરે અગત્યનું કર્તવ્ય છે. હવે જે લોકો બિચારાં ગરીબો છે કે જેમને પોતાના

નિર્વાહ માટે અમુલ્ય વખતનો બધો ભોગ આપવો પડે છે. તેઓ પણ જો ધારે તો એક બે રાતના અગર દિવસના કલાકો પોતાનું આધ્યાત્મિક બળ વધારવા માટે કાઢી શકે. અને બીજાઓ કે જેઓ કર્તવ્ય કરવાને ઉત્સુક છતાં આળસમાં ને આળસમાં આજ કરીશું કાલ કરીશું એમ કરી બિચારા મનને ખોટા વાયદા કરીને મનનું સમાધાન કરે છે, તેઓએ તો તુળશીદાસે કહેલો દોહરો ધ્યાનમાં રાખવો જોઇએ. તે આ પ્રમાણે કહે છે.

"કાલ કરતા આજ કર; આજ કરંતા અબ, અવસર વિતો જાત હે; ફીર કરેગા કબ." માટે હવે વિલંબ ન કરતાં ને તમારી નાવિકાને આડે અવળે રસ્તે ન ચઢાવતાં તમારી ધારેલી મુખ્ય દિશા તરફ હાંકો નીકર વખતે કદાચ વચમાં એકાદ મોટો ખડક આવી જશે તો તમારી નાવ અધવચમાં જ ભાંગી જશે, ને તમારૂં ધારેલું કાર્ય બધું રહી જશે. માટે હવે તો

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवतु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

અર્થઃ—આત્માને રથનો સ્વામી જાણ; શરીરને રથ જાણ; બુદ્ધિને સારથિ જાણ અને મનને લગામ જાણ; માટે જીવાત્માને શરીરરૂપી બગીમાં બેશાડીને બુદ્ધિરૂપી હાંકનારદ્વારા, મનની લગામથી ઇંદ્રીયોરૂપી ઘોડાને, હાંકતા હાંકતાં વિષ્ણુના ચરણ કમળમાં લઇ જવો જોઇએ. માટે હવે તો ગમે તે થાય તો પણ આપણે આપણા લક્ષ્ય તરફ જવાની કોશીશ કરવી જોઇએ અને મિથ્યા બકવાદમાં તથા ઐહીક સુખો પ્રાપ્ત કરવામાં વ્યર્થ વખત ગુમાવવો જોઇએ નહિ નીકર પાછળ ઘણું પસ્તાવું પડશે ને અવસાન કાળ સમીપ આવતાં આપણને લાગશે કે આપણે તો—

"રાત ગમાયી શોયકર; દિવસ ગમાયો થાય"
હીરા જન્મ અમોલખા; કોડી બદલે જાય.

જેઓ ઉત્તમ પંક્તિના મનુષ્યો છે તેઓ તો પોતાનું પરમધેય સાધવામાં મચ્યા રહે છે ને તદન નિઃસ્વાર્થી બની જઈ પારકાનું કલ્યાણ કરવામાં જ પોતાનું કલ્યાણ સમજે છે. ને પારકાના ભલાને માટે પોતે અતિશય સંકટો સહન કરે છે. પોતાનું સર્વસ્વ નાશ થઇ જાય તો પણ શું થયું તે તો પોતાના અર્થ તથા દેહનો મનથી ત્યાગ કરીને જ. પારકાનું

"वसुधैव कुटुंबकम" પણ અફસોસની વાત છે કે આવા નરરત્નો ઘણાંજ થોડાં નજરે પડે છે. એક કવિ કહે છે કે,

"કુલદીપક થાવું કઠિન, દેશ દીપક દુર્લભ;
જગદીપક જગદીશના, અંશી કોક અલક્ષ્ય."

આવા જગદીપકોજ પોતાના વખતનો યથાર્થ ઉપયોગ કરી શકે છે, ને આવા ઉત્તમ ઉપયોગથી આ સંસાર સમુદ્રમાંથી તરી જવાનું સાધન મેળવી શકે છે. આવાંજ માણસો જન્મનું ખરૂં સાર્થક કરીને મોક્ષપદને પામે છે. આ વિષયાંતરનો મુખ્ય હેતુ એ છે કે, પોતાના લક્ષ્ય પાડી જે મનુષ્ય વગર વિચારે કામ કરે છે તે ભર સમુદ્રમાં સઢ વગરની નાવિકા જેવો છે. કારણ કે તે ઘડી ઘડીમાં પોતાના વિચારો બદલે છે ને પોતાની જીંદગી કંઈ પણ સાધ્યા પાકી વ્યર્થ ગુમાવી દે છે. ગોવર્ધનરામ કહે છે કે,

## વસંતતિલકા.

જેણે નહીં જગતમાં પુરૂષાર્થ સાધ્યો,
ઉચ્ચાગ્ર્ય જે પદ નહીં કદીયે જ પામ્યો
તે જન્મ વ્યર્થ ધરતો ધુળ તેથી સારી,
વંટોળીયે ચઢી ઉડે ઘણી વ્યોમમાંહી.

અરેરે! જે માણસ પોતાની જીંદગીનું કંઇ પણ સાર્થક સાધતો નથી. તેના કરતાં તો ગોવર્ધનભાઇ ધુળને પણ વધારે સારી કહે છે કે જે વટોળાયો આવે છે ત્યારે તે પણ આકાશ તરફ ઉંચે ઉડે છે. તેથી રસ્તો ચોક્કસ કર્યા વગર આગળ વધવું નહિ, નિકર પાછા ફરવાનું મન થાય. એક વખત પહેલાં ચોક્કસપણે લક્ષ્ય નિયત કર્યા પછી, વખતના બરાબર ભાગ પાડી નાંખવા, એટલે ઘડીઆળની માફક આખી જીંદગીનો ક્રમ નિયમસર ચાલ્યા કરશે. અંગ્રેજ લોકો વખતનું નિયમિતપણું સાચવવામાં ઘણાંજ ખંતીલા હોય છે. અને વખતના નિયમીતપણાંને લીધેજ એ લોકો પોતાનું ધારેલું કામ ધારેલે વખતે પાર પાડવામાં ફતેહમંદ નીવડે છે. જ્યારે આપણા લોકોની એક મોટામાં મોટી ખામી એ છે કે તે લોકો વખતના નિયમીતપણાં વિષે સ્હેજ પણ ખ્યાલ કરતા નથી. દરેક કામમાં

ધારેલા વખત કરતાં હંમેશા મોડું થયેલું જોવામાં આવે છે. કલાક અર્ધો કલાક વ્યર્થ ગુમાવી દેવો, તેનોતો કંઈ હિશાબજ નહિં. આવા અનિયમીતપણાંને લીધે કોઈ કોઇ વખતે ઘણી ભારે નુકશાની ખમવી પડે છે. પણ જો તમે છેલ્લી "વોટરલુ"ની લેડાઈનું વૃત્તાંત વાંચશો તો તમને માલમ પડશે કે ફકત પાંચ મિનિટનાં અનિયમીતપણાંને લીધે, નેપોલીયન બોનાપાર્ટને એ લડાઈમાં પરાજય મળ્યો. અને તેથી કરીને આખા યુરોપના ઈતિહાસમાં ઘણો મોટો ફેરફાર થઈ જવા પામ્યો. કારણ કે નેપોલીયને જર્મન સેનાધિપતિ બ્લુચર કે જે અંગ્રેજ સેનાધિપતિ વેલીંગ્ટન સાથે જોડાઇ જવા માટે પોતાના સૈન્ય સહિત આગળ આક્રમણ કરતો હતો તેને અટકાવવા માટે પોતાના સરદાર મારસેલ ગ્રોચીને મોકલ્યો હતો: પણ કમનશીબે તે સરદાર કહેલા વખત કરતાં ફકત પાંચ મિનિટ મોડો આવ્યો. અને તેથી આં બંન્ને સૈન્યોને એકમેક જોડે એકઠાં થઈ જતાં અટકાવી શકયો નહિ. આથી બંન્ને લશ્કરો એકઠાં થવાને લીધે નેપોલીયન હરાયો અને છેલ્લે કેદ પકડાયો. હવે આ ઉપરથી પ્રિય વાંચકો આપને માલમ પડશે કે વખત કેવી અમુલ્ય ચીજ છે. ને તે કેટલો થોડો આપણા હાથમાં છે અને એટલા થોડા વખતમાં કરવાનું છે, એ બધાનો જો જરાક વિચાર કરશો તો તમને માલમ પડશે કે આવી અમુલ્ય ચીજ વ્યર્થ ઉડાવી દેવી જોઇએ નહિ. પણ યથાશકિત પોતાનું લક્ષ્ય સાધીને આ મનુષ્ય દેહનું સાર્થક કરવું જોઇએ નહિ તો પછી દોલતરામ કવિ કહે છે કે—

શાલિની.

"જોતાં જોતાં જો ઘડો જાય ફુટી"
જોતાં જાયે જંત્રનો તંત્ર તુટી.
ના થાવાનો કાળ તો લેશ ખોટી
"ત્યારે શાને તું મરે આમ કુટી."

તે પ્રમાણે કાળ વ્યતીત થઈ જશે. અને ખાલી હાથે જવું પડશે માટે હવે તો સત્વર ઉઠો અને તમારૂં હિત સાધો.

અસ્તુ.

મુંબઈ. તા. ૨૧-૧૦-૧૪ } લી: બ્હેન વિદ્યા

# નીતિ વિશે ગરબો.

( લેખકઃ—અ. સૌ. વીરમતી મોહનલાલ દેસાઈ )

પ્રભુનાં ચરણ કમળમાં ચિત્ત સદા ચોંટાડવું રે......ધ્રુવં

સાખીઃ— પ્રભુ ભજે પાવન થશો, જન્મ મરણ દુઃખ જાય;
સત્ ચિદ્ આનંદ લ્હાણથી સંકટ સર્વ કપાય.
જગમાં નરનારીએ સત્ય વચનને પાળવાંરે,
પ્રેમ ધરીને ભાવે ભજવા શ્રી મોરાર. પ્રભુ

ત્રોટક— પ્રભુતા રૂપી પીયૂષ પાન થકી
હૃદયે સત્કર્મ રૂપી બીજને
પરિપોષી સખી જગ વાડી વીશે
મધુ મિષ્ટ ફળો તણી લ્હાણુ લીયે.

સાખીઃ— એક ચિત્તે પ્રભુને ભજે થાશે સત્વર સ્હાય
રિદ્ધિ સિદ્ધિ આપશે આનંદ રહે સદાય
સુસ્થિર ભાવ ધરીને ભજવા શ્રી મોરારનેરે
એથી જગતમાં જશ વાધે અપરંપાર.

# આપણો ધર્મ.

( લેખક:—સૌ. હરિસુખગૌરી વામનરામ કપિલરામ મહેતા. )

પ્રિયબ્હેનો; શાસ્ત્રકારો કહે છે કે:—

सत्यं वद । धर्मं वद । स्वाध्यायान्मा प्रमद ।

"સાચું બોલ ધર્માચરણ કર ને વિદ્યાભ્યાસમાં આળસ ન કર," બ્હેનો દુનીયાંમાં સ્ત્રીઓએ કેવી રીતે વર્તવું, ને તેનો ધર્મ શું છે તેમજ સ્ત્રીઓનું ભૂષણ શું છે, તે આપણે જાણવું જરૂરનું છે.

અત્યારે કેળવણીને ઉત્તેજનનો સમય છે. એવા વખતમાં જો સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય શું છે તે સમજીને વર્તન રાખે તો તે ઘણું લાભકારી છે.

કેળવણી એવી જોઇએ કે જેમાં સ્ત્રીઓની નિન્દા થાય નહિ અંગ્રેજી ભાષાનું જ્ઞાન ધરાવવું જરૂરનું છે. પણ અંગ્રેજી બાનુઓની નકલ કરવી જરૂરની નથી. તે બાનુઓની કાર્ય કરવાની ચતુરાઈ, બહાદુરી અને પ્રમાણીકપણું લેવું એ જરૂરનું છે. પણ તેના કપડાંની, તે લોકો જેમ રસોઈ વિગેરે માટે ખાસ માણસ રોકી રાખે છે તેવી જરૂર વગરની રીતિ આર્ય સ્ત્રીઓને લેવાની જરૂરની નથી. એથી નિન્દા પાત્ર થવાની સાથે ખર્ચના બોજામાં ઉતરવાનો સંભવ છે.

શાસ્ત્રકારો કહે છે કે:—यतोऽभ्युदयनिःश्रेयः ससिद्धिः सधर्मः ॥૧૭॥ જેનાથી ઉદયને કલ્યાણ થાય તેજ ધર્મ. આપણા પુર્વજોએ જે જે રીત રીવાજો પાડયા છે તેમાં કેટલાએક કાળને અનુસરતા ફેરફાર કરી વર્તવાની જરૂર છે. પણ આપણું આર્ય સ્ત્રીનું ભૂષણ શું છે તે ભૂલી જવાની જરૂર નથી. માટે બ્હેનો આપણે કેળવણી લઇ તનમન એવું સ્વચ્છ રાખવું કે આપણે વિના ફેશને, વિના અલંકારે અને સાદા પોશાકે પણ એક દેવી સમાન દેદિપ્યમાન લાગીએ.

સ્ત્રીઓએ લીધેલી કેળવણી ક્યારે વખણાય છે અને તેની શોભા ક્યારે વધે છે કે જ્યારે નમ્રતા, ડહાપણ ને નિતિ વિગેરે ગુણોથી શોભી જગતમાં યશ મેળવીએ ત્યારે જ. કેળવાયલાં, સુધરેલાં ગણાઈ અન્યજ્ઞાતિના સમુહમાં જઇ બેસીશું તેવે સમયે આપણા ધર્મશાસ્ત્રનો સવાલ પુછાશે કે તે શું છે અને તેમાં શું શું આજ્ઞાઓ કરી છે? તો તે વખતે એવોજ જવાબ દેવાનો વખત આવશે કે "ધર્મ વિષે હું તો કશું જાણતી જ નથી?" બેનો આ કેવું ખરાબ દેખાશે? શાસ્ત્રકારો કહે છે કે,

**धर्मो विश्वस्य जगतःप्रतिष्ठा, लोके धर्मिष्ठं प्रजाउपसर्पंति । धर्मेणपापमपनुदंति धर्मेसर्वं प्रतिष्ठितं तस्माद्धर्मंपरमंवदंति ॥ १६ ॥**

અર્થ—ધર્મ સર્વ પ્રાણિનો આશ્રય છે. જગતમાં ધર્માધર્મ જાણવા માટે લોકો ધર્મિષ્ઠની પાસે જાય છે. ધર્મ કરી પાપને ટાળે છે. ધર્મમાંજ સર્વ રહ્યુ છે, માટે જ ધર્મને શ્રેષ્ઠ માનેલો છે. માટે બ્હેનો આપણા ધર્મ શાસ્ત્રોનુ સહેજ અવલોકન કરીને તેના માહીતગાર થવું અને તેમાં કરેલી આજ્ઞાઓને અનુસરવું એજ આપણું મૂખ્ય ભૂષણ છે.

આપણા પૂર્વેના ઋષિ મૂનિઓથી લખાયલાં પુસ્તકો જેમાં સ્ત્રીઓએ કેમ વર્તવું, સ્ત્રીનો ધર્મ શું છે તે આપેલ છે. તે વાંચી જાણીશું નહિ તો ખરે આર્ય સ્ત્રીનું વખાણ પાત્ર નામ આપણે ગુમાવી બેસીશું, બ્હેનો ગુમાવવા કરતાં મેળવવા કોશિષ કરવી એજ આપણું ભૂષણ છે.

સીતા, દ્રૌપદિ દમયંતિ, સાવિત્રી, અનસુયા અરૂંધતિ, સુકન્યા, દેવહુતી, મૈત્રેયી, વિગેરે પણ સ્ત્રીઓજ હતી. તે સમયમાં અત્યારના જેવી શાળા હતી નહિં, પણ ફક્ત તે પોતાની દૈવી શક્તિથી જ દુનીયાંમાં અમર નામ કરી સ્ત્રીઓને દાખલારૂપ થઈ ગયાં છે, શાસ્ત્રકારો કહે છે કે **यंत्वार्याःक्रीयमाणं प्रशंसन्तिस धर्मोयं गर्हंतेसोऽधर्मः ॥ १६ ॥**

અર્થ—જે આચરણને આર્ય પુરૂષો વખાણે છે. તે ધર્મ, અને જે નિન્દે છે તે અધર્મ ગણાય.

બ્હેનો, ઉપલી સ્ત્રીઓને અત્યાર સુધી સર્વ વખાણીએ છીએ તેનું કીર્તન ગવાઇ રહ્યું છે, અને દેવી સમાન પૂજાય છે. તો બ્હેનો, આપણે

પણ તેજ વંશનાં અને અંશના છીએ, પણ તે સ્ત્રીઓએ કરેલાં સુકૃત આપણે ભૂલી ગયાં છીએ, ને ફક્ત લખતાં વાંચતાં ને મીટીંગમાં જતાં, સહજ અંગ્રેજી બોલવા આવડી કે સર્વ આવડયું કરી આગલું ખરૂં તત્વ ભૂલી હાલની ખોટી નકલ કરી વખાણ કરાવવાનું દિપતાને તત્પર રહેવાનું શિખવાથી નિન્દાપાત્ર થયાં છીએ.

પૂર્વે સ્ત્રીઓ વડીલોને નમવું, ગુરૂની આજ્ઞા પાળવી, સારી સોબત કરવી. ને ઇષ્ટદેવની પ્રાર્થના કરવી એમાં શરમાતી નહિં. અત્યારે વડીલોને નમવામાં શરમ લાગતી જણાય છે. ગુરૂ ( જે ધર્મનો ઉપદેશ આપે તે) તેને નમવાને આજ્ઞા પાળવાને બદલે વ્હેમી, ઢોંગી, ભોળી વિગેરેની ઉપમા આપવામાં આવે છે. ઇશ્વરને માનવાની તો વાતજ જણાતાં નથી. પણ કહે છે કે બધુંજ ઇશ્વર કરે છે તો બેસી રહો બેઠાં બેઠાં ઇશ્વર આપશે." વિગેરે વિગેરેથી હું કર્તાપણું રાખી ઇશ્વરને પણ બાજુએ મુકી દેવાય છે. આવાં કર્તવ્ય સ્ત્રીઓથી થવાનું શરૂ થયું, જેથી આર્ય મહિલાઓની મહત્તા ઓછી થતી ગઇ. ને જ્યાં ત્યાં સ્ત્રીઓનું અજ્ઞાન આગળ આવતાં તેને કેળવવાની સુચના શરૂ થઇ. આ આપણને કેટલું શરમાવનારૂં ? ઘણુંજ. તો હવે આપણા કૃપાળુ પિતાશ્રી નિયંતાની કૃપા મેળવી, આપણે આપણું પૂર્વ ગૌરવ લાવવાની કોશિષમાં તત્પર રહેવું; જેથી આપણા બાળકો પણ આપણા સદ્‌ગુણના પડછાયા થાય અને આ ભારતભૂમિને પૂર્વની માફક દિપાવે.

બ્હેનો, માતામાં સ્વગુણનું શરાતન ન હોય તો બાળકમાં ક્યાંથી આવે ? માતામાં સ્વધર્મ, નિતિ અને સત્યતા ન હોય તો બાળકમાં ક્યાંથી આવે ? માટે બેનો, આપણું પડી ભાગેલું શરાતન તેમજ ઐશ્વર્ય મેળવવાને તત્પર થવા કોશિષ કરો.

અત્યારે યુરોપમાં ચાલતી લડાઇમાં જે જે શૂરવિરો છે, તેઓને જન્મ આપનારી માતાઓ ખરેજ દૈવી અંશની વીર માતાઓ હશે. તેવી માતાના પુત્રો પોતાનું તન મન અને આયુષ્ય દેશને માટેજ અર્પણ કરે છે. જેવી માતા તેવાંજ બાળકો હોય એ વિવાદ વિનાનું છે.

અત્યારે આર્ય માતાનું બંધારણ ફેશન અને નાજુકાઇને લીધે નબળું છે. તેથી તેવાનાં બાળકો પણ નબળાંજ જોવાય છે.

પુરતો ખોરાક લઇ શકે નહિં; ગાઉ ચાલી શકે નહિં; એક શેરનો બોજો લઈ શકે નહિ; એવી માતાના બાળકોમાં શરાતન કયાંથી હોય ?

આનું કારણ નબળાઇ શિવાય બીજું નથી. જો સ્ત્રીઓ પૂરતો ખોરાક લઇ, શરીરને કસીને પોતાનું દુધ બાળકને માટે મજબુત કરે, તો બાળક પણ મજબુત થાય.

અત્યારે કાળના ફેરફારને લીધે બાળકને ઉછેરવાનીજ માતામાં સત્તા નથી. પોતાનું દુધ તો આપીજ શકતાં નથી. નોકર શિવાય બાળક સચવાઈ શકતું નથી. આવી આવી પરાધનતા જ્યારે દુર થશે ત્યારેજ બાળકોની મજબુતી ને સ્ત્રીઓની ઉન્નતિ થશે.

સીતાએ વનવાસ વેઠી લવને અને કુશને બત્રીસ લક્ષણા શૂરાતની કર્યા, સીતા રાજાની રાણી હોવા છતાં તેણે પોતાનું શરીર કસ્યું હતું અને મનનું બળ વધાર્યું હતું, જો સીતાજીએ તનમન નબળું રાખ્યું હત તો તે વનવાસ વેઠી શકત નહિં. પોતાનાં બાળકોને શૂરાતની કરી શકત નહિં. માટે બ્હેનો, પૂર્વની સ્ત્રીઓ જેવાં થવા કોશિષ કરો ને બાળકોને પણ તેવાં બનાવો. શ્રી કૃપાળુ ઇશ્વર આપણી અબળાઓને સબળા કરી સદ્દબુદ્ધિ આપો એજ. અસ્તુ.

---

# તુર્કોના રીતરિવાજો.*

( લેખક—એક કપોળ બ્હેન )

**બાળકનો જન્મ.** તુર્ક દેશમાં તરતનાં જન્મેલાં બચ્ચાંને સુતરાઉ કપડાં પ્હેરાવે છે અને પછી એના હાથ પગ વીગેરે અંગના બધાં અવયવો દુવાલથી ટાઈટ બાંધે છે, જેથી બાળક હલી પણ શકતું નથી. કોઇનાર દુવાલથી બાંધવાં પ્હેલાં એના પગો વચ્ચે તકીયો મુકે છે અને આથી ઘણા બાળકોના પગ વાંકા થઇ

---

*એક ઇંગ્રેજી પુસ્તક પરથી અનુવાદ.

જાય છે. પછી બાળકને એક ગોદડીમાં વીંટાળે છે અને ઉપર એક ચામડાનો પટો બાંધે છે. આ ન્હાના સરખા બંડલમાંથી એનું ન્હાનું મ્હોડું દેખાય છે. માથા ઉપર એને લાલ ટોપી પ્હેરાવે છે કે જેના ઉપર બહુ કોડીયાં અને મોતીનું ભરત હોય છે. આ ટોપી બાળકને કોઇની નજર ન લાગે માટે એને પ્હેરાવે છે. પછી એને લાકડાના પારણામાં સુવાડે છે. આ પારણું કોઇવાર હાથીદાંતથી અને મોતીની છીપથી જડાવે છે. ગરીબોનાં છોકરાં વાસ્તે આવું પારણું કયાંથી હોય ? એ બીચારાંઓને કંતાનની ઝોળીમાં સુવું પડે છે અને માને જો ઘરની બ્હાર કામ હોય તો આ ઝોળી બ્હાર લાવી ઝાડની બે ડાળીઓ વચ્ચે ટીંગાડી દે છે. બાળક જનમ્યા પછી ત્રીજે દહાડે એને ન્હવડાવે છે અને એના બાપના હાથમાં આપે છે અને એનું જે નામ પાડવાનું હોય છે તે નામ બાપ ત્રણ વાર મ્હોટેથી એના કાનમાં બોલે છે. ઘણાં બઇરાંઓ બાળકની માને મળવાને આવે છે અને બાળકને જોઇને એને ખરાબ ખરાબ નામોથી બોલાવે છે. જો આમ ન કરે તો બાળકને નજર લાગી જાય.

માબાપો છોકરાંઓને અત્યંત પ્યારથી ચ્હાય છે.

એક ડોસાનો ન્હાનો પૌત્ર માંદો પડયો હતો અને ડોક્ટરે એને અમુક ખોરાક પરજ રાખવાનું કહ્યું હતું. દાદાજી તો કામ ધંધો મુકી બધો વખત બાળકની સારવારમાં કાહડવા લાગ્યા. જે ખોરાક પર એને રાખ્યો હતો, તે ખોરાક પર રહેવાની ઘરનાં બધાં માણસોને ફરજ પાડી અને પોતે પણ એજ ખાઇને રહ્યા.

એ લોકો પારકા બાળકપર પણ એટલોજ પ્રેમ રાખે છે. બીજાનાં બાળકને ઘરમાં લાવી રાખે છે, ઊછેરીને મ્હોટું કરે છે અને પોતાનાં બાળક પર જેવો પ્રેમ રાખે છે તેવોજ એનાપર પણ રાખે છે.

**માબાપો તરફનું માન.**

છોકરાંઓ પણ માબાપ તરફ બહુ માનથી વર્તે છે. માબાપના હાથ ચુમે છે ને તેમની હાજરીમાં બેસવાનું કહે નહી ત્યાં સુધી બેસતા નથી. મ્હોટી ઊમ્મરે પુગેલાં છોકરાંઓ પણ માબાપનું એટલુંજ માન રાખે છે, કાંઈ પણ કરવું હોય તો માને પુછીનેજ કરે છે. "મ્હારી બયરી મરી જશે તો બીજી પરણીશ, છોકરાં જશે તો બીજાં જનમશે પણ

મા જશે તો પાછી કેમ આવશે ?" એમ એ લોકો કહે છે. ત્યાંનો સુલતાન પણ પોતાની માને બહુ માન આપે છે. તે ગાદીએ બેસે ત્યારે માને "વલીદે સુલતાના" અથવા તો "રાણીમા" ની પદવીએ ચઢાવે છે. આખો ઝનાનો એના હુકમ તળે હોય છે. સુલતાનની બહેરીઓથી પણ એના હુકમ વગર બ્હાર જવાતું નથી. ત્યાં બઈરાંઓને પડદામાં રાખવામાં આવે છે. બાર વર્ષની છોકરી ન થાય ત્યાં સુધી બાપ કે ભાઇ સાથે એનાથી બ્હાર ફરી શકાય પણ તે ઉમ્મરે પ્હોંચતાંજ તેને પોતાની માં બ્હેનોની જેમ બુરખો પ્હેરવો પડે છે.

**પીકનીક પાર્ટી મોજશોખ.**

તુર્કોને "પીકનીક" (સહેલગાહ) પર જવું બહુ ગમે છે. ઘણુંખરું પાણીની પાસે અથવા તો મ્હોટા ઝાડની નીચે એ લોકો કેફ કરતા આળસુ બેસી રહે છે. "પીકનીક" પર જાય ત્યારે એ લોકો એક ગાલીચો, ખાવાનું, અને માટીનો કુંજો સાથે લઇ જાય છે. ગ્લાસમાંથી પાણી પીવા કરતાં કુંજામાંથી પીવું એ લોકોને વધારે ગમે છે.

ત્યાંનાં બઇરાંઓ ઘણું ખરું લાલ, લીલા, આસ્માની, એવા તેજસ્વી રંગનાં કપડાં પ્હેરવાં પસંદ કરે છે. મ્હોડાપર એ લોકો કાળો કે સફેદ બુરખો ઓઢે છે ને પગમાં પીળાં નરમ બુટ પ્હેરે છે.

એ લોકોનાં કેટલાંક બઇરાંઓને પણ સીગરેટ પીવાનો બહુ શોખ હોય છે. અને ઘણાં બઇરાંઓ 'પીકનીક' પર જાય ત્યારે ત્યાં પડયાં પડયાં સીગરેટ પીધાં કરે છે અને આસપાસનો દેખાવ જોયા કરે છે. સાંજ પડે બધા પાછા ઘેર જાય છે. જો ચાંદની હોય તો વળી પાછા જમીને ફરવા નીકળે છે. બઇરાંઓ ચંદ્રના કીરણથી ઝાંડપણ આવે એમ માનીને ચાંદનીમાં છત્રીઓ ઓઢે છે. ઘણુ ખરૂં રાતના બોસફરસના કીનારાપર ગાલીચો બીછાવી બધા બેસે છે. જો કોઇ સ્ટીમર પાસેથી જાય અને તેનાં ઉછળેલાં પાણીની છાંટ એમનાં મ્હોંપર વાગે તો તેમનાં આનંદમાં વધારો થાય છે રાતનાં બહુ મોડે સુધી બધા પડયા રહે છે. પોલીસનો સીપાઇ કે પાસેથી [illegible] બુઢ્ઢો તુર્ક કેટલું મોડું થયું છે તે કહે ત્યારેજ એમને ઘેર જવાનું ભાન આવે છે.

# શા. તાપીદાસ મોનજી

ચોખ્ખી ગામઠી ચાંદીના બટન, છેડા, બે ટપકીનાં નેવર તોડા, વિગેરે તરેહ તરેહના ફેનસી દાગીના તથા વાસણો બનાવનાર તથા વેચનાર.

---

## એકવાર પધારી ખાત્રી કરવી.



મહારગામના ઓરડરોપર તુરત ધ્યાન આપવામાં આવશે.

## ઠે. સુતારચાલ—મુંબઇ.

---

☞ આ માસિક મુંબઈના 'કપોળ યુવક મંડળ' માટે શંકરરાય અમૃતરાયે અમદાવાદ ખાતે પોતાના 'જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસ' નામે છાપખાનામાં છાપ્યું અને મુંબઈના ગીરગામમાં આવેલી કપોળ આફિસમાં જગજીવનદાસ નારાયણદાસ મહેતાએ પ્રસિદ્ધ કર્યું.

## બાલનો ઉત્તમ ખોરાક.

### ગરમ દેશો માટેનું ઇકવટોરિઅલ હેરકુશ.

બાલના ઉત્તમ ખોરાક તરીકે આ દવા જાહેર પ્રજાના ઉપયોગ માટે અમારા તરફથી બહાર પાડવામાં આવી છે તેની વધતી જતી લોકપ્રિયતાની સાબીતી તરીકે, વગર પ્રયત્ને મળેલાં નીચલાં સર્ટીફીકેટો પ્રજાની ખાત્રી માટે બસ થશે:-

મોમ્બાસા.

"છેલ્લાં ચાર વરસથી આપનું ઉત્તમ હેરકુશ હું વાપરતો આવ્યો છું. મેલેરીઆ તાવની બીમારીપછી મારા બાલ ખરી પડતા હતા, પણ થોડો વખત તમારૂં હેરકુશ વાપરવાપછી તે પીડા દુર થઈ છે. તે વાપરવાને મારા મિત્રોને મેં ભલામણ કરી છે. અને મારાં ધણીઆણી હમેશાં તમારા હેરકુશનો ઉપયોગ કરે છે.

લી. સેવક,

E. E.



ઓવનહેમબેરેક્સ,

લેંડસ્ટર.

"હિંદુસ્તાનમાં વસવાટ દરમ્યાન ઘણાં વરસો સુધી મેં આપનું 'ઇકવટોરીઅલ હેરકુશ' વાપર્યું પણ હવે આહિં વિલાયતમાં તેવું સરસ હેરકુશ મને મળી શકતું નથી. તમારૂં હેરકુશ બાલને માટે સાથી વધુ પુષ્ટીકારક હોવાથી તેવું હેરકુશ અહીં ક્યાં મળશે તે મને મહેરબાની કરી લખી જણાવશો."

લી. સેવક,

J. P. Lieut Col, G. M. P.

**KEMP & CO. LTD. BOMBAY.**

તા. ક—નકલ કરતારાઓથી સાવચેત રહેવું. બજારમાં અમારી છાપનું હેરકુશ જોઇને લેજો. ઓર્ડર મોકલતાં "કપોળ"નું નામ લખવું.

---

## કપોળ ઘીવાળા.

અમારે ત્યાંથી પોરબંદરનું ઉત્તમ ઘી તથા તેલ જથ્થાબંધ તથા છુટક કીફાયત ભાવે મલશે. લગ્ન તથા બીજા પ્રસંગોએ અમોને ઓર્ડર આપવા મહેરબાની કરવી.

**મેતા રણછોડદાસ ગોકળદાસ**

રાજુલાવાલા.

ભુલેશ્વર હનુમાન ગલી—મુંબઈ.

# કપોળ.

જ્ઞાતિ સમસ્ત જનનાં હિત સાધવાને
ધાર્મિક બોધ કરીને સુખ અર્પવાને;
જ્ઞાતિ તણા ઉદય સંપ સુનીતિ કાજે,
જન્મી "કપોળ" સ્વબળે કૃતકૃત્ય થાજે.

પુસ્તક ૬ ઠું. ] ઑક્ટોબર-નવેમ્બર ૧૯૧૫. [ અંક ૧૦-૧૧ મો.

## આ, સ્ત્રીલેખના અંક સંબંધે તંત્રીના બે બોલ.

કપોળ પત્રના તંત્રી તરફથી તેનો સ્ત્રીઅંકનો લેખ મારા તંત્રીપણા નીચે કાઢવાનો વિચાર જણાવવામાં આવતાં તે કબુલ કરતાં સંકોચ પ્રથમ થયો હતો. પરંતુ મારી લેખક બહેનોએ એક બોલે ટુંક સમયમાં લેખ તૈયાર કરીને મોકલ્યા તેથી એ કાર્ય પાર પડ્યુ તે માટે તેઓની આભારી છું. આવા સ્ત્રીલેખના અંકની સાહિત્ય તરીકે કદાચ ઉચી ગણના ન થાય, તથાપિ સ્ત્રીઓને પોતાના વિચાર બહાર પાડવાના સાધન તરીકે સ્ત્રીલેખો ઉપયોગી કાર્ય બજાવે છે. આપણી સ્ત્રીઓને પુરતું શિક્ષણ ન મળવાને લીધે, વિદ્વાનોના સમાગમમાં જોઇએ તેટલાં ન આવવાને લીધે તેમ જ બહારની દુનીઆનો તેમને પરિચય પણ ઓછો હોવાને લીધે તેમના લેખનું ક્ષેત્ર વિસ્તારી ન હોઇ ટુંકી મર્યાદાવાળું હોય એ સ્વાભાવિક છે. તથાપિ તેઓ તેમને જેટલી તક મળે છે તેનો બનતા સુધી યથાયોગ્ય લાભ લે છે એ જણાઇ આવ્યા વિના રહેતું નથી.

બે બહેનોએ અંગ્રેજી લેખનો અનુવાદ કર્યો છે અને તેમાં ઘણે અંશે સફળતા મેળવી છે.

કાવ્યશક્તિ સ્ત્રીઓમાં પ્રાચીન સમયથી ચાલતા આવેલા ક્રમથી જોવામાં આવે છે, અને આ લેખમાં પણ કવિતાના નમુના આવ્યા છે.

સ્ત્રીઓના ભિન્ન ભિન્ન અભિપ્રાય જોવાનો પ્રસંગ સ્ત્રીલેખોમાંથી મળી આવે છે. એક લેખમાં એક બહેન વિધવાઓની સ્થિતિ વર્ણવી તેમને લગ્નના નામથી પણ દૂર રાખવા ભલામણ કરે છે. બીજામાં વિધવાલગ્નના દૃઢ સુધારક પ્રો. કર્વેના પુનર્લગ્ન સંબંધી તથા વિધવાઓની ઉન્નતિના પ્રયાસના વર્ણનનું ભાષાંતર છે. તંત્રીના મનના સર્વ લેખ હોય એવી કાંઈ જરૂર નથી તેમ આવા ખાસ અંકોમાં બધી બહેનોને તેમના ઉદ્‌ગાર કાઢવા અવકાશ આપવામાં કોઈ પ્રકારે હાનિ નથી.

આ અંક સ્ત્રીઓને ઉપયોગી વાંચનનું સાધન પુરૂં પાડશે અને તેમને પોતાની બહેનો વિવિધ વિષયોમાં કેવી વૃત્તિ ધરાવે છે એ જાણવાની તક આપશે એવી આશા રાખી એ કાર્યનો પ્રસંગ મને આપવા માટે આ માસિકના તંત્રીનો હું આભાર જાહેર રીતે માનું છું.

---

## તંત્રીની નોંધ.

**શિક્ષણનો હેતુ.** આગળ કરતાં હાલ સ્ત્રીકેળવણીનો પ્રચાર વધતો જાય છે અને મોટાં શહેરોમાં ભણેલી સ્ત્રીઓની સારી સંખ્યા જોવામાં આવે છે. કેળવણી પામીને સ્ત્રીઓએ કઈ કઈ બાબત પ્રયત્ન કરવા જોઈએ તે લક્ષમાં રાખવા જેવું છે. શિક્ષણ એ અંતિમ હેતુ નથી પણ એક સાધનમાત્ર છે. કોઈ પણ શુભ ઉદ્દેશ પાર પાડવા માટે સુશિક્ષણ એક મોટું શાસ્ત્ર છે. એ શિક્ષણ પ્રાપ્ત કરી તેનો સદુપયોગ કરવો જરૂરનો છે. તો શિક્ષણ પામ્યા પછી પ્રથમ કર્તવ્ય, અશિક્ષિત, અજ્ઞાન સ્ત્રીઓને જ્ઞાન અને શિક્ષણ મળે તેવાં સાધન એકઠાં કરવાનું છે. તે ઉપરાંત શિક્ષણ પામી જે જે વહેમો અને દુષ્ટ રીવાજો, આપણી કોમ અગર દેશમાં હોય તે દૂર કરવા યથાશક્તિ શ્રમ કરવો એ બીજું કર્તવ્ય છે. આપણા સ્ત્રીવર્ગમાં એટલા વહેમો પ્રચલિત છે કે અનેક સુપ્રયાસોમાં તે વચ્ચે આવે છે. બાળલગ્ન, લગ્ન મરણ પ્રસંગે અઘટિત ખર્ચ, રડવા કુટવાના અને એવા. કેટલાક રીવાજો, આપણામાં એવા જડ ઘાલી બેઠા છે કે અનેક વર્ષોના પ્રયાસ છતાં તેમાં ઘણોજ થોડો સુધારો જોવામાં આવે છે. તેનું મુખ્ય કારણ એ રિવાજો દૂર કરવા જોઈએ એમ સ્ત્રીવર્ગને હજુ બરોબર સમજાયું નથી. પુરૂષો દૂર કરવા ઇચ્છે તોપણ સ્ત્રીઓ આડે આવે છે. ત્યારે શિક્ષણ પામી આ રિવાજોની અનિષ્ટતા સમજી તેને દૂર કરવા જાતે પ્રયત્ન કરવો જોઈએ અને પુરૂષોના તે કામમાં સહાયભૂત બનવું જોઈએ. શિક્ષણ અથવા કેળવણી તે

માત્ર ચોપડીમાંના પાઠ ભણવા તે નથી. આવા આવા આપણા સાંસારિક રીવાજોમાં શું ખોટું છે તે સમજી તે દૂર કરવામાં કોઇ પણ જાનનો ભય ન રાખવો એવી હિમત પ્રાપ્ત કરવી જોઇએ. બાળકોને સારી રીતે ઉછેરવાં એ તો પ્રત્યેક સ્ત્રીની પહેલી ફરજ છે અને શિક્ષણ પામેલી સ્ત્રીની જવાબદારી એમાં વિશેષ છે. ઘરમાં, કુટુંબમાં, સંબંધીઓમાં અને પોતાના દેશમાં જે કોઇ સ્ત્રીઓનાં કાર્ય હોય એ પરિપૂર્ણ રીતે બજાવવાં એ શિક્ષણ મેળવવાનો મહાન હેતુ છે.

**ફેશન.**

શિક્ષણ આપનારાં માબાપ હવે ઘણાં નીકળે છે અને તેમની ઇંતેજારી તે બાબતમાં દિનપરદિન વધતી જાય છે. હવે કેટલાંક તરફથી એવા પોકાર થાય છે કે કન્યાઓને ભણાવતાં તેઓને કપડાં લત્તાંનો શોખ વધી જાય છે. ફેશનની ફીસીયારીમાં તણાતાં તેઓ શીખે છે. આવો પોકાર કરનારને કહેવાનું એટલું જ છે કે દેખાદેખી એ ફેશનની શીશીઆરીનું મૂળ છે. ભણતર કે શિક્ષણ નથી. નિશાળોમાં ફેશનોના પાઠ પઢાવવામાં નથી આવતા. તેમ જ એકંદરે શાળામાં જનારી કન્યાઓ બીજી કરતાં સાદા પોશાક પહેરે છે. ફેશનેબલ થતાં, કાપડના વેપારીઓ અને દરજીઓ શીખવે છે. અને જે બાળાઓમાં દઢતા ન હોય તેઓ દેખાદેખી અનુકરણ કરે છે. માટે આપણાં બાળકોને મન દઢ કરતાં શીખવવું એ વધારે જરૂરનું છે.

શાળા સિવાય અન્ય સ્થળે પણ જ્યાં જ્યાં સ્ત્રીઓ ભેગી થાય ત્યાં ફેશનોનું પ્રદર્શન થાય છે અને નબળા મનની સ્ત્રીઓ પોતે તેવાં કપડાંની ઇચ્છા કરે છે. માટે શિક્ષણ પામવાથી નહીં, પરંતુ મનોબળની ખામીને લીધે ફેશનનો પ્રભાવ જામે છે. ભણેલાંઓ મેલાં ઘેલાં ફરવું પસંદ ન કરે, સફાઇદાર સ્વચ્છ વસ્ત્ર પહેરે, અને મર્યાદિત રીતે શોભીતાં દેખાય તેમાં વાંધા જેવું કાંઇ નથી અને તેઓ તેવી જ ઇચ્છા રાખે છે. ફેશનેબલ જણાવા-તેમનો પ્રયાસ હોતો નથી. માટે જેઓ ભણતરને નિંદે છે તેઓએ વિચાર કરવો જોઇએ કે ફેશનનો પવન લાગે તે ઘરના શિક્ષણની ખામીને લીધે હોય છે અને વગર ભણેલાંઓમાં ફેશનની શીસીઆરી ઓછી હોતી નથી.

**સુશોભિતપણું.**

ફેશનના સવાલપરથી સુશોભિતપણાનો વિચાર ઉત્પન્ન થાય છે. કપડાં લત્તાંનો હદ બહાર શોખ અને તેમાં એક બીજાનું જોઇ બેહદ ખર્ચાળપણું રાખવું એ જેમ મૂર્ખાઇ છે તેમ આપણા દેખાવની તદન બેદરકારી રાખવી એ પણ ભૂલ છે. શક્તિ ઉપરાંત ઘરેણાં લૂગડાં કરવાની ઘેલછા ન રાખવી એ

દરેક સ્ત્રીએ ધ્યાનમાં રાખવાનું છે, તે સાથે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ધણી કે પિતાની કમાઈમાં જે બની શકે તેટલાં કપડાં લત્તાં સંભાળપૂર્વક અને સુઘટિત રીતે પહેરી દેહની સ્વચ્છતા અને શોભા સાચવવી એ તેટલું જ જરૂરનું છે. આપણે ગમે તેવા વેશ કરીએ, લૂગડાંનાં ઠેકાણાં ન હોય અને આંત્સો ચોટલો પણ કરીએ નહી ને વંચી જેવો વેશ રાખીએ તો આપણા ઘરના પુરુષો આપણા તરફ માનની દૃષ્ટિએ નહીં જુએ. ટાપટીપ નહીં, પણ સુઘડતા અને હદમાં રહીને શોભા તે સ્ત્રીનું ભૂષણ છે. શુભકર્મથી પુરુષો વશ થાય છે એ સત્ય છે, તથાપિ બહારનો દેખાવ એ બળવાન સાધન છે. પુરુષોને સુમાર્ગે રાખવામાં એ સાધનભૂત છે. આ બાબત બેદરકાર રહેવામાં કેટલાંક હુશીઆરી સમજે છે, કે અમારે તો બધું ચાલે, પણ આ વિચારથી તેઓને ઘણીવાર પસ્તાવું પડે છે. પોતાના દેખાવ માટે કાળજી રાખનાર પુરતી કસરત કરે છે અને હરી ફરી શરીર કસાયેલું રાખે છે. આથી વૃદ્ધાવસ્થા મોડી આવે છે અને શરીર સશક્ત રહી આસપાસનાને ઉપયોગી થઇ પડાય છે. 'શોભતું ને સાંપડતું' એવી આપણામાં કહેવત છે તે મુજબ સ્ત્રીઓએ અતિશય વસ્ત્રાભૂષણ ન સજવાં અને ગજા ઉપરાંત તેમાં ખરચ પણ ન કરવું તથાપિ દેહને શોભાવવાને શક્તિ મુજબ શણગાર ધરવો એ કુલીન સ્ત્રીની ફરજ છે.

**ગૃહકાર્ય** શિક્ષણ પામેલી સ્ત્રીઓ ગૃહકાર્ય કરવું હલકું સમજે છે એમ બીજી ફરીઆદ છે. અમારા જાણવામાં તેવા દાખલા નથી પરંતુ તેમ હોય તો દોષ તે વ્યક્તિનો હોવો જોઇએ, શિક્ષણનો દોષ નથી. ખરી કેળવણી મનને કોઇ રીતે ખોટા વિચારથી ભરતી નથી. મનનું આછકલાપણું એ શિક્ષણનું પરિણામ નથી. જ્ઞાન પ્રાપ્ત કરવાથી આપણી અલ્પજ્ઞતા, આપણે કેવાં પામર છીએ એનું ભાન થાય છે. પુરુષો ભણી ગણી જે જે યોગ્ય લાગે તે ધંધો રોજગાર કરે છે તો સ્ત્રીઓ પણ ભણી ગણી પોતાનાં જે કામ હોય તે કરે જ. એમાં કાંઇ નવાઇ નથી. પોતાનાં ગૃહકાર્ય ન કરે તો નવાઇ કહેવાય. ગૃહકાર્ય ન કરનારાં અભણ બૈરાંનો ટોટો નથી એ આ ફરીઆદ કરનારે ધ્યાનમાં રાખવાનું છે. જગતમાં પોતાનાં કર્તવ્યો કરી સફળ જન્મ કરવામાં જ્ઞાન એ મોટી ચીજ છે અને તે પ્રાપ્ત કરવામાં કોઇ વિપરીત દાખલો બને તો જ્ઞાનને નિંદવું એ ભૂલ છે.

## અભિનંદન પત્ર.

( લેખક સૌ. ડાહીગૌરી ત્રિવેદી. )

જય જન્મભૂમિ! જય વંદ્ય ભૂમિ! હરખાશું અમે પદધૂલિ ચુમી;
અર્પી આંતર આશિષ આ તમને, અભિનંદન-વંદન હો તમને!! ૧
તમ અંક મહીં નવરંગ ભરી, શિશુ સર્વ ફિરે શું ઉમંગ ધરી;
અમ નાજુક આ હૃદયો દ્રવશે; તવ સંતતિના શિરો નમશે. ૨
જયનાદ જગે જનનિ! ગજવો, જયરૂપ મહોત્સવને ઉજવો!
સુખપૂર્ણ કરો નિજ બાળકને!! અભિનંદન-વંદન હો તમને!!! ૩
જય દાન-વીરો, જય, જ્ઞાનધીરો! નિજ ધર્મ વિષે બ્રહ્મ રૂપ બનો;
પછી આત્મબળે સઉ આત્મ કરો!! જગમા જગવી જન મસ્ત ફરો. ૪
ધનનું, મનનું, તનનું, બળ કો, લઇને પ્રસરો ઝટ સ્નેહ ધરો;
જન જે નિજ હસ્ત અગાડીં ધરે, તમ પ્રેમ થકી ભિખ તેની ભરે. ૫
ભડમાત તણા ભડવીર ગણો! ઉડવો ગગને ધ્વજ કીર્તિ તણો;
જગમાં જગવો નવ જીવનને!! અભિનંદન-વંદન હો તમને!! ૬
કુળદીપક હો ઉડતા ઝબકો, તક જાય રૂડી હજીએ ઝળકો;
ઝળકી, ઝળકી, સુખ દ્યો અમને, અભિનંદન-વંદન હો તમને. ૭
બહુ જ્ઞાન ઉપાસક શારદના, ઉદયાસ્ત દિગુત્તરદક્ષિણના,
પ્રસરો તમ જ્ઞાન દિવાકરને, અભિનંદન-વંદન હો તમને. ૮
કંઇ સુગ્રવરો નિજ ભૂમિ વિષે, લઇ જ્ઞાન તણાં બહુ પુષ્પ ફરે;
ઘટ વાદળ અધ પરાગવતી, નિજ અંગ ઉપાંગ સુવાંગ કરે. ૯
ભરતે દ્રુમમાં ફુલડાં વિકસે, હૃદયે હસતાં ખિલતાં વિલસે,
જયવીર! વિણો કુસુમો રતિએ, અભિનંદન-વંદન હો તમને. ૧૦
નવલાં ફુલડાં દ્રુમથી પળમાં, ખરતાં, પડતાં, ધરણી ઢળતાં,
જ્યમ કાળ જશે ત્યમ નાશ થશે, ફુલની ખુશબો હતી નો'તી થશે. ૧૧
શિરમા ફુલ વંદ્ય ગણાય સદા, સુરની પ્રિય વસ્તુ ફુલો ખિલતાં;
તમ પાદ તળે ચિમળી મરશે, જનમંડળનું હિત કેમ થશે? ૧૨
જનમંડળના હિતમાંહિ વહે, નિજ આત્મતણું હિત શાસ્ત્ર કહે,
શુભ આ તકનો ઉપયોગ કરો, નિજ કાર્ય તથા પરકાર્ય ૧૩

ભૂમિ આગ્ર કરો, જય આગ્ર ગણો ! નવરંગી ફુલો નવરંગી બનો;—
નહિ લાભ મળે કહીં આ તમને, અભિનંદન-વંદન હો તમને.
કરી સંચય પુષ્પ તણો હમણા, સુગુણો ગુર્યાને બનજો નમણા;
હૃદયું ધરજો શુભ ચેતનમાં, વિચરો દીનદુઃખવિમોચનમાં
શુભ દીનતણી કંઇ આધિમાં, પ્રભુપ્રેમ બર્યો, પ્રભુપ્રેમ બર્યો;
પ્રભુપ્રેમ વિષે તલ્લીન બનો, ભવસાગર એજ તરી ઉતરો.
જય આર્યભૂમિ વસના સુભટો, જગ રિદ્ધિ તથા બહુ સિદ્ધિ બરો!
અમ આંતર આશિષ આ તમને, અભિનંદન-વંદન હો તમને.

---

## ત્યજાયેલાં.

( લેખક બહેન પદ્માવતી. )

स हि गगनविहारी कल्मषध्वंसकारी
दशशतकरधारी ज्योतिषां मध्यचारी ।
विधुरपि विधियोगाद्ग्रस्यते राहुणासौ
लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ॥

સૌ. શ્રીમતી વિદ્યાબ્હેનની આજ્ઞાપત્રિકા વાંચ્યા પછી જાતે અનુભવાતી અને અન્ય સમસ્થિતિની બ્હેનોના તરફથી સ્થિતિનાં રોદણાં સાંભળી એજ વિષયમાં કાંઇક લખવાનો નિશ્ચય થયો છે.

નિરાધારના આધાર વિશ્વંભરને પ્રથમ પ્રણમી, શક્તિ નથી, સ્વીકાર નથી છતાં લખું છું.

વ્યવહારમાં વિધવાઓની સ્થિતિ અતિશય દુઃખી છે, એ બધાંને જાણીતી વાત છે. કુલીન પતિપ્રાણા વિધવાને ઈશ્વરનો કોપ, પરતંત્રતા અને જીવનની નિરર્થકતા એ મોટામાં મોટું દુઃખ છે.

સ્ત્રીજીવનમાં પતિનો પ્રેમ, પતિનો સહવાસ એ ઉત્તમમાં ઉત્તમ સ્થિતિ છે, મોંઘામાં મોંઘી ઈશ્વરદત્ત બક્ષીસ છે, અમોલું લ્હાવું છે. સ્વામીનો

સંયોગ કેટલો સુખકારક અને વિયોગ કેટલો દુઃખકારક છે એ, એ સ્થિતિની સુભાગી બ્હેનોના ખ્યાલમાં હશે. ચંદ્રની શીતળ છાયામાં પ્રિયતમના અંકમાંસ્થાન પામેલી નવોઢા જેવું જગતમાં બીજું કોણ સુખી છે ? ઈશ્વરે એ દિવ્ય આનંદથી, એ સ્વર્ગીય સુખથી અભાગિનીઓને વંચિત રાખી છે. જેના વિના ક્ષણ પણ રહી શકાતું નહતું ત્હેના વિના આખો જન્મારો ઝુરી ઝુરીને પુરો કરવો પડે છે. હૃદયવિદારક કષ્ટનાં ઉન્હાં આંસુથી દુઃખી વિધવાઓની જીવનશય્યા ભીંજાઇ જાય છે. આ સમયમાં ત્હેના આંસુને લ્હોનાર, ત્હેને અંતરનો દિલાસો આપનાર, ત્હેને મ્હારી કહીને બોલાવનાર કોઇ હોતું નથી. હા, ઈશ્વર ! કોઇને પણ આ કષ્ટ આપીશ ના !!

હિંદુ સંસાર વિધવાઓને વ્યવહારમાંથી બાતલ કરે છે. કોઇપણ જાતની સ્વતંત્રતા, સુખ કે ક્રિયાનો અધિકાર તેમને ના હોવો જોઇએ એમ ત્હેમની માન્યતા છે. તેમના ઉપર અનેક જાતની શંકાઓ લાવવામાં આવે છે અને સદાને માટે ત્હેમને રોતાં, દબાયલાં, ઓશીયાળાં ને બુદ્ધિહીન જેવા વ્યવહાર ખુશી છે. "રડતા હૃદયને રિબવું એ જગતનો રિવાજ છે."–(વસન્ત વિનોદી). ગરીબ બિચારી વિધવાની ઉભય પક્ષે સ્થિતિ આવી છે, દયાજનક છે. તેમા માબાપ હોય ત્યાં સુધી પિયરમાં કાંઇક શાંતિ હોય છે, પરંતુ સાસરામા તો તે દુર્ભાગિની, જીવનચંદ્રના ગુપ્ત થવાથી બધાંને અકારી અંધારી રાત જેવી થઇ પડે છે. કોઇ ત્હેને ગણતું નથી, પુછતું નથી, ચ્હાતું નથી. જાણે આ સ્થિતિ ત્હેણે હાયેકરીને માગી હોય, તેજ ત્હેના કારણભૂત હોય, તેમ જ્યાં ત્યાં હાડછેડ થાય છે. રોટલાગા પણ તે ભારે પડે છે. વેઠે પકડેલા મજુરની માફક ત્હેના પેટનું પૂરૂ કર્યાના બદલામાં પુરતું વૈતરૂ ત્હેની પાસે લેવાય છે. હાથ પગ અટકયા પછી કોઇસગું થતું નથી. પૈસો હોય તો બધાં ખાવા મળે છે; નહિ તો નિરાધાર વિધવાનું ઉંચે આભ અને નીચે ધરતી શિવાય કોઈ હોતું નથી પતિપ્રાણા વિધવાઓને વિયોગનું દુઃખ નિત્ય શલ્યની માફક હૃદયમા ભોંકાતું હોય છે, તેમાં આવું વર્તન તેમને હદપાર ત્રાસદાયક લાગે છે. મનનો ઉભરો ખાલી કરવાનુ કાંઈપણ સ્થાન ના હોવાથી તે એકલી એકલી ઝુર્યા કરે છે. કહે છે કે, "દુઃખનો અંત દહાડા છે." "ભુલવું એ જગતનો નિયમ છે."

"દિન ગણતાં માસ વરસે આંતરીયાં, સુરત ભુલી સાજણાને નામે વીસરીયા," શું આ વાત સાચી છે? સુરત ભુલી જવાય છે? નામ વીસરી

# જાપાનીઓએ માણસ જાતને કરેલો ઉપકાર.

માકડ, મચ્છર, અને બીજા જીવજંતુઓના

ડંસથી બચવા વાપરો.




## કાટોલ

કાટોલ સ્ટીક.

મચ્છર અને માંખનો નાશ કરે છે અને તેમને નઠમારે છે. ૨૪૦ અગરબત્તીના બોક્સના. આના ૧૨.

મળવાનું ઠેકાણું.

**એ. એચ. નાસરની કંપની**

અને બધા ગાંધી તથા દવા વેચનારોને ત્યાં એકલા મંગાવનારને—ધી. દાદી નાગેરી સ્ટ્રીટ મુંબઈ.

ડુંકાણમાં, આ લજ્જાવતી વિધવાઓની વસ્તુસ્થિતિ. શું તે દયાજનક નથી? દૈવ પ્રતિ દાવો ચાલતો નથી. પણ સુખી જીવનનો ! માનવીને તો કહી શકાશે. વિધવાઓના બીજા પ્રકારનાં દુઃખનાં જવાબદાર હમે છો. હેને ઉદ્ધારવાનો હમારા હાથમાં ઉપાય છે. હેમને સ્વતંત્ર બનાવો. વ્યવહારમાંથી મોકળી રાખો. સ્હેજ સ્હેજમાં શંકા લાવતા બંધ રહો. સદા બ્રહ્મચારિણી અને દેશસેવિકા બનાવો. જ્ઞાનમાં તેમનું જીવન વ્યતીત થવા દો. હેમને આત્મવિકાસનાં અને આત્મપોષણનાં સાધનો વધારી આપો!!! માબાપ અથવા હરકોઇ વડીલ વિધવાને સાપના ભારા જેવી માને છે. હમેશાં તેની નીતિને માટે શંકા રહેવાથી કોઇને ધીરી શકતાં નથી. વિચિત્ર બનાવો અને વસ્તુઓ તેના મનને ચલાયમાન્ કરશે ધારી સદા તેમાંથી અળગી રાખવાજ પ્રયત્ન કરે છે. પરંતુ ભલા અને ભોળી વડીલો સમજી શકતા નથી કે વધારે વખત તો એ હમારી પાસે રહે છે. એટલે તે હમાઇજ વધારે અનુકરણ કરે છે. પ્રેમનો પાઠ પઢ્યા વિનાની દુર્ભાગી બાળાઓ હમારો સુગ્મવ્યવહાર જોઇ તે ભોગવવા લલચાય છે, અને પતિપ્રાણાના અંતરમાં તે જોતાં ચીરાડા પડે છે. રાત દિવસ ફક્ત આજ ચિતાર દષ્ટિ આગળ ફર્યો કરવાથી કાચાં મન ચળે છે—બગડે છે.

દુઃખી વિધવાઓની દયા ખાઇ સુધારકો તેમને પુનર્લગ્ન કરાવવા એક પગે થઇ રહ્યા છે અને કવિ નાનાલાલનું પ્રાકૃત સત્ર—

"સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી,
ને દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમી મુક્તિ નથી."

—એ બધાંના હાથમાં આવ્યું છે. આ વાત તદ્દન્ કાઢી નાંખવાની નથી. પણ હેને માટે લગ્ન એટલે શું? તેનો વિચાર કરવાની જરૂર છે. પરંતુ વિષય પરત્વે એટલું કહેવાની રજા લઉં છુ કે, જો જેમ બને તેમ અસ્ત લગ્ન—બાળલગ્ન—દેહલગ્ન કજોડાં લગ્ન ઓછા થશે તેમ કદી પણ દેહલગ્નની વિધવાનો પુનર્લગ્નથી મુક્તિ કરવાનો વખત નહિ આવે. સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન શબ્દજ કમકમાટ ઉપજાવે છે અને જાણે કૃતઘ્નતાની સાંકળ ઉપર ચઢી પાપના કુપમાં પડવાનું આ બારૂં ના હોય એમ લાગે છે. અને દેહલગ્નની વિધવાને સ્થિત્યંતર કરવા લલચાવે છે. માટે મહેરબાની કરી પુનર્લગ્નની છબી વિધવાઓની દષ્ટિથી દૂર ખેસવો. એનું દર્શન તો અતિસગની વિધુરોનેજ મુબારક રહો ! ખાત્રીથી માનજો કે

જે ખાસ હેતુથી પુનર્લગ્ન દાખલ કરવા ત્હમે ચ્હાઓ છો તે હેતુનું રૂપાન્તર તો બાળલગ્નની વિધવાથી માંડી તે સ્નેહલગ્નની વિધવા અને તૃપ્તિલગ્નની વિધવાઓ સુધી ફરી વળશે. વસ્તારવાળુને પણ પુનર્લગ્ન-અરે કહો કે સુધરેલું નાતરૂં કરવાનું મન થશે અને ધીમે ધીમે પછી ઘણી છતાં પણ ઉભો મુકી ચાલ્યાં જવાનો રિવાજ દાખલ થશે. આ શું દયા છે? નીતિ છે? સુધારો છે?

સ્વતંત્ર બનવું એ ઋષિઓનો બોધ છે અને સુધારાનો પ્રશ્ન છે. સ્વતંત્ર રહેવા સારૂ પાશ્ચાત્ય દેશની સ્ત્રીઓ કુંવારૂં જીવન પસંદ કરે છે અને આપણા દેશમાં સ્વતંત્ર જીવનોની અગત્ય આપણે સ્વીકારીએ છીએ. દેશને આત્મત્યાગ કરનાર વ્યક્તિની બહુ જરૂર છે. માટે આ ત્યજાયેલી નકામી-નિરવલંબી-સ્વતંત્ર વિધવાને પુનર્લગ્ન કરી પરતંત્ર બનાવી શા માટે ત્હેનો વિશાળ કર્મમાર્ગ બંધ કરવો!

જુના વિચારનાં વડીલોનું કર્તવ્ય છે કે વિધવાઓને જેમ બને તેમ વ્યવહારમાંથી મોકળાં રાખવાં અને ત્હમારાથી જાતે તો નથી બની શકતું પણ તેના દ્વારાએ પણ કાંઇ દેશસેવા, કર્તવ્યબોધ, જ્ઞાનબોધનો લાભ લેવો. બાળક વિધવાને પ્રેમના વિષયથી બનતાં સુધી આઘી રાખવી, બ્રહ્મચર્યના નીતિના-નિયમો સચોટ રીતે તેમને સમજાવવા અને જેમ બને તેમ પ્રગતિના નિયમો ધ્યાનમાં લઇ તે માર્ગે તેમનું જીવન વાળવું.

આવી રીતે કાંઇક ખરૂં આશ્વાસન તેમને મળે, તો હાલ છે તે વસ્તુસ્થિતિ બદલાય-તેમને શાંતિ મળે. કાંઇક પણ લક્ષ્યબિંદુ હોય તો પછી પ્રિયમૂર્તિની આત્મજ્યોતિનાં પ્રકાશમાં તે આગળ વધે, વખતનો બરાબર ઉપયોગ કરી શકે અને ગત આત્માનું ને પોતાનું-ઉભયનું કલ્યાણ-મોક્ષ-સાધી શકે.

છેવટે બે બોલ મ્હારી દુઃખી બ્હેનોને કહી વિષય સમાપ્ત કરીશ. દુઃખી ત્યજાયેલી બ્હેનો! "સાકરનાં શોખીનને ભુખ્યાંનું ભાન હોતું નથી; દુઃખીજ દુઃખીનાં દુઃખ જાણી શકે છે." એ વાત જો સાચી હોય તો દુઃખના અનુભવકાળમાં જે માર્ગ મ્હને યોગ્ય લાગ્યો છે, જે યત્કિંચિત્ દિલાસો મ્હને મળ્યો છે તે ત્હમને બતાવવા હું ઉદ્યુક્ત થઇ છું. આશા છે કે ત્હેને આદર મળશે.

બ્હેનો! ત્હમારૂં દ્રવ્ય, ત્હમારૂં જીવન, ત્હમારૂં જ્ઞાન કેવળ વ્યર્થ જાય છે. સતીનો જમાનો ચાલ્યો ગયો છે એટલે જીવવું તો ત્હમારે શિર રહ્યું છે. તો તે ભારરૂપ-અર્થ વિનાનું-જીવવું, કલેશમય જીવન પુરૂં કરવું એના કરતાં કાંઇક અર્થ સાધવો, ભાર ઓછો કરવો, એ સારૂં છે.

"નહિ બનવાનું નહિ બને, બનવું મિથ્યા ન થાય;
કેમ ઔષધ એ ના પીઓ, જેથી ચિંતા જાય."

"સુખકે દીન બહી જાત હૈ, દુઃખકે દીન બહી જાત;
ગયે દિવસ સબ સ્વપ્નવત્ ભાસત એહિ સહુ ભાત."

"કાહેકુ શોચ કરે મન મૂરખ! શોચ કરે કછુ હાથ ન એહે;
જાનકુ દેત અજાનકુ દેત, જહાનકુ દેત સો તોકુ ભી દેહે."

વળી

यदभावि न तद्भावि भाविचेन्न तदन्यथा।

પાંચ રૂપિઆ આપી પાંચ હઝારનો દાવો માંડીશુ તેથી મૂળ મુડી મળવાની નથી. માટે ઇશ્વરનો-પ્રારબ્ધનો દોષ કહાડવાનુ મુકી દઇ-કપાળે હાથ દઇ બેસી રહેવાનુ છોડી દઇ-એવો નિશ્ચય કરો કે,

"પ્રિય સ્વામીને શાંતિ મળે એવું અનેરૂં આદરૂ;
સારેય આ અવશેષ જીવન જગતમાં જીવ્યું ભલુ."—(વસન્તવિનોદી.)

વડીલો તમને માર્ગ બનાવશે-સયોગો મેળવી આપશે, પણ કરી બતાવવું એ ત્હમારૂં કામ છે. તેમની દયાનો દુરુપયોગ ના કરશો. દયા ના હોય, સયોગો ના હોય, કોઇ હાથ સ્હાનાર, ઉત્તેજન આપનાર ના હોય, છતાં કર્તવ્ય કરવું, શુભ કર્તવ્ય ઉપરાઉપરી કર્યે જવું એ ત્હમારી ફરજ છે.

સેવા અને જ્ઞાનમાં તમારો વખત જાય એ ઇચ્છવા જોગ છે. એથી ત્હમને અને બીજાઓને લાભ છે. માટે તે માર્ગે જીવન વાળો. ભારતમાતાની દુખી પુત્રીઓ! ભારતની દયાપાત્ર વ્હાલી બ્હેનો!! ત્હમને દુઃખી જોઇ માતા રડે છે. તે માંદગીને બીછાને પડી છે. ત્હમારા વિના તેની ખરેખરી શુશ્રૂષા કોઇ કરી શકતુ નથી. માટે ફક્ત ત્હમારાં એકલાંનાજ દુઃખને ગાતાં બંધ રહો અને કેડ કશી તેની ચાકરી કરો. કુટુંબ, દેશ, નિરાધાર, વૃદ્ધ, અપંગ, રોગી, અને દુખી એ બધાં ત્હમારી સેવા માગે છે અને ત્હમારૂં નિરવલંબી, દુઃખી મન જ્ઞાનનો દિલાસો-જ્ઞાનનું આલંબન શોધે છે. માટે

તેને તે આપો અને કરો, કરો, કાંઈક કરો. અંધારી રાતે ગાઢી ઝાડીમાંથી પણ આત્મબળ મેળવી આગળ વધો. બીજાને તારો અને ત્હમે તરો !!!

"શુભ કાર્ય કમ કાંઇ નહિ જડે ઇચ્છા અચળ જો હૃદયમાં,
મધુકાર્ય અનુકૂળ પંથ અગણિત સુખભર્યાં પ્રભુએ કર્યા;
ધીર મનનશીલા મનુષ્યને શુભ કાર્યની નહિ ન્યૂનતા,
છે વાયુને ફરવા પ્રભુએ વિશ્વ બહુ મોટાં કર્યાં." -(વસન્તવિનોદી)

---

## આપણાં હાલનાં મહારાણી મેરી.

( લેખક બહેન 'લહરી.')

મહારાણી મેરીને રીચમૉન્ડ, વ્હાઇટ લૉજમાં ત્હેમની પત્નીને યોગ્ય કેળવણી સંભાળથી અપાઇ હતી. જેઓ ત્હેમને ન્હાનપણથી ઓળખે છે તેઓ, ત્હેમની માંદાં અને વૃદ્ધ વિષેની માયાળારી સંભાળ અને સર્વ જોડેના સભ્ય વર્તન વિષે વાતો કરે છે. લગ્ન પછી તેમણે ત્હેમના ઉદ્યોગી સ્વભાવ અને કર્તવ્યપરાયણતા વિષે સારો મત મેળવ્યો છે. તેઓ એક આદર્શ માતા ગણાય છે.

આપણાં રાણી મેરી 'કેન્સીંગટન પેલેસ' માં જન્મ્યાં હતાં. તેમણે બાળપણના દિવસો સાદાઇમાં ગાળ્યા હતા. એઓ અને એમના ભાઇ બીજાં બાળકોની પેઠે ત્હેમની સ્ત્રીશિક્ષક અને આયા સાથે 'કેન્સીંગટન ગાર્ડન્સ'માં ફરતાં અને રમતાં. ડયુક અને ડચેસ ઑફ ટેકનું ( મહારાણીનાં માત પિતાનું ) કુટુમ્બ ઘણું ખરું શિયાળો 'ફ્લોરન્સ'માં ગાળતું. ત્યાં રાણી મેરીએ ચિત્રકળા, સંગીત અને ભાષાઓનો ખાસ અભ્યાસ ખંતથી કીધો. તેઓ 'પિયાનો' વગાડવામાં પ્રવીણ છે અને ત્હેમનો અવાજ મીઠો અને કેળવાયલો છે. તેઓ ચાર ભાષાઓમાં સ્હેલાઇથી વાતચીત કરી શકે છે.

તેઓ 'કેન્સીંગટન પેલેસ' થી 'વ્હાઇટ લૉજ' માં આવ્યાં ત્યાં સુધી લોકોમાં ત્હેમને વિષે ઘણું થોડું જણાયું હતું. 'લૉજ' માં આવ્યા પછી તેમણે સુખી અને ઉદ્યોગી વર્ષો ગાળ્યાં અને ત્યાંજ ત્હેમને લગ્નપ્રસંગ

પણ પ્રાપ્ત થયો હતો. ગૃહ–આનંદની બાબતમાં 'શોખ' પૂર્ણ દાખલો લેવા યોગ્ય છે. ડચેસ ત્હેમનાં બાળકો માટે સર્વથી પ્હેલી કાળજી રાખતાં અને બદલામાં બાળકોનું વ્હાલ અને સન્માન પ્રાપ્ત કરતાં. રાણી મેરી ત્હેમનાં માતાની સંગતમાં સર્વદા રહેતાં.

ભલાં ડચેસ ઑફ ટેક જ્યારે જ્યારે ધર્માદા કાર્યમાં (જે ત્હેમને બહુ પ્રિય હતાં) દેખાતાં ત્યારે ત્હેમનાં પુત્રી–રાણી મેરી–ત્હેમની સાથેજ રહેતાં.

માત્ર આ જ રીતે આપણાં રાણી મેરી ત્હેમની માતાને મદદ કરતાં નહિં પણ ઘર કામમાં પણ અશ્રાન્ત કામ કરનારાં અને મદદ કરનારાં હતાં. સ્હવારમાં રોજ તેઓ ઘણા કાગળો લખતાં. હોસ્પીટલો અને બીજાં ધર્માદા ખાતાંઓ માટે જુદી જુદી જાતનાં ઉપયોગી કપડાં સીવતાં. 'નીડલવર્ક ગીલ્ડ' તરફથી આવતી વસ્તુઓને છુટી પાડતાં. એ સીવણકામના મંડળનાં ડચેસ ઓફ ટેક પ્રમુખ હતાં. તે ઉપરાંત પાડોશના ગરીબ વર્ગના ઘરોની મુલાકાત તેઓ લેતાં. આ બધા વખતમાં પણ ત્હેમનો અભ્યાસ તો ચાલુજ રાખતાં. જે ઉમરે અભ્યાસ કરવાની છે તેજ ઉમરમાં ઘણી કન્યાઓ અભ્યાસ છોડી દે છે તે તેઓ જાણતાં હતાં. પણ તેઓ તેમ નહિં કરતાં વાંચન પાછળ સખત મહેનત કરતાં, જેમાં ઇતિહાસ મુખ્ય વિષય હતો. આથી તેઓએ પોતાનો દેશ કેવો હતો અને કેવો છે તે જાણ્યું. માનવ જાતિની સામાન્ય પ્રગતિ વિષે પરિચિત થયાં. સત્ય કહીએ તો પોતાની ઉમરની સ્ત્રીઓમાં કેટલી થોડી પૂરેપૂરૂં વાંચનારી છે તે સમજ્યાં.

'વ્હાઇટ લૉજ' પરીઓની વાર્તાઓના મોહક મહેલ જેવો કહેવાતો. આ સુંદર મહેલમાં રાજકુમાર–હાલના મહારાજા જ્યોર્જ–આવ્યા અને તરુણ રાજકુમારી તે હાલનાં રાણી મેરીને, શાન્ત ગૃહ–મંડળ છોડી મ્હોટી પદવી પ્રાપ્ત કરવાનો સમય આવ્યો. દરેક ઘરમાં મહારાણીના મહેલથી તે ગરીબના ઝુપડાં સુધી ખુશાલી પ્રસરી રહી. આ લગ્ન પ્રજાના અનહદ સંતોષનો વિષય થઇ પડ્યું.

રાજકુમારી મેરી નામથી ઓળખાતાં તે ત્યારથી ડચેસ ઓફ યોર્કના નામથી ઓળખાવા લાગ્યાં અને જાહેરમાં રહેવા લાગ્યાં. ત્હેમનાં સર્વ કાર્યો બારીકાઇથી વર્તમાન પત્રમાં છપાતાં. રાજદરબારના નેતાઓમાંના એક તેઓ થયાં.

વાત ચાલવા માંડી છે ત્યારથી મને આનંદને બદલે દીલગીરી થયાં કરે છે."

પૂર્ણિ—બ્હેન! દીલગીરી શાને માટે? મહારાણાની તું ઘણી લાડકી અને વ્હાલી છે, વળી તારૂં સૌન્દર્ય અપ્સરા અથવા બીજી કોઇ પણ સુર-સુન્દરીને અદેખાઇ ઉપજાવે તેવું છે, અને તેને લીધે કેટલા રાજાઓ મહા-રાજાઓ અને સરદારો તારા કોમળ હાથની ઇચ્છા રાખે છે. તારે ઠેકાણે બીજું કોઇ હોય તો ગર્વથી છલકાઇ જાય અને આનંદમાં રહે.

કૃષ્ણા—એ રૂપજ નારારૂપ છે. પૂર્ણિ! તું જાણે છે કેની કે આગળ એવા કેટલાક દાખલા બની ગયા છે. સૌન્દર્યેજ સ્નેહીઓ, શૂરવીરો અને અસંખ્ય મનુષ્યોનો સંહાર કર્યો છે.

પૂર્ણિ—આવી ગાંડી ગાંડી વાતો તું કેમ કરે છે? અગાઉ બની ગયું તેમાં હમણાં શું?

કૃષ્ણા—હમણાંજ તેં કહ્યું કેની કે ઘણા મનુષ્યો મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખે છે. એજ ચિહ્ન મને સારૂં લાગતું નથી.

પૂર્ણિ—કૃષ્ણા! તું તો ખરેખર આજે ગાંડી થઇ ગઇ લાગે છે. મહારાજા જગતસિંહ સાથે હવે થોડા દિવસમાં તારાં લગ્ન થશે; એટલે બધું શાન્ત પડી જશે, ને ઇશ્વરકૃપાથી તારા વહેમો ખોટા પડશે. ચાલ ડાહી થા; એવા ખોટા ખ્યાલોથી તારૂં મન દુ:ખી થયું છે તેને આનંદી બનાવ. 'રાજસ્થાનની કમલિની' આનંદના પ્રસંગમાં દીન બની જાય તે કંઇ સારૂં નહીં.

કૃષ્ણા—પૂર્ણિ! તું નિર્દોષ અને ભોળી છે. વસ્તુસ્થિતિ શી છે તેની તને કંઇજ ખબર નથી, તેથી તું આમ કહે છે. મારવાડથી આજે શું સંદેશો આવ્યો છે તે તું જાણે છે?

"હું કંઇજ જાણતી નથી" પૂર્ણિ હવે રહેજ ગંભીર થઇને બોલી.

"તું જાણે છે કે પહેલાં મારૂં સગપણ મારવાડના રાજા સાથે થયું હતું.

"હા! પણ તે રાજા સ્વર્ગવાસી થયા એટલે તું છુટી થઇ."

"ખરૂં જોતાં એમ છે. પણ હાલના રાજા માનસિંહ એવો દાવો રાખે છે કે મારૂં સગપણ મારવાડના રાજા સાથે નહીં પણ સિંહાસન સાથે

થયું છે, એટલે મારું લગ્ન બીજા કોઇ સાથે નહીં કરતાં રાજા માનસિંહ સાથે થવું જોઇએ.

પૂર્ણિ—એ તો વળી જુલમ કહેવાય. સિંહાસન સાથે વળી વિવાહ કેવો? લગ્ન નથી થયાં એટલે તારા પિતા તને પરણાવવાને સ્વતંત્ર છે. વળી તારા પિતા અને બીજા સુજ્ઞ પુરુષો એને સમજાવશે એટલે એ માની જશે.

કૃષ્ણા—એ પોતે વખતે માને, પણ અમીરખાં એને કબુલ કરવા દે એમ લાગતું નથી.

પૂર્ણિ—એ અમીરખાં કોણ છે?

કૃષ્ણા—રાજા માનસિંહનો ઇષ્ટ મિત્ર અને સલાહકાર.

પૂર્ણિ—દુષ્ટ યવનો આપણને હમ્મેશ નડતા આવ્યા છે. પણ તેમાં અમીરખાંને શું લેવા દેવા છે કે આવી રીતે બગાડ્યું પડાવે છે?

કૃષ્ણા—જયપુરના મહારાજા સાથે એને છુપું વૈર છે. તેથી જો જયપુરની જાન પાછી જાય તો તે લોકોને અપમાન થાય અને એનો બદલો લીધા વગર જયપુરના મહારાજા જરૂર રહે નહીં અને પરિણામે ભયંકર યુદ્ધ થયા વગર રહે નહીં. મહારાજા માનસિંહ અને અમીરખાં એ જ ઇચ્છે છે. રાજા માનસિંહ બહુજ રાજ્યલોભી છે અને અંબર જીતવાની તેની ખાસ ઇચ્છા છે.

પૂર્ણિ—હરિ! હરિ! ફક્ત લોભને ખાતર યુદ્ધમાં પડવું અને તેમાં દેશને પાયમાલ કરવો એ કેટલું દુઃખભર્યું છે! પોતાના દેશબંધુના રક્તમાં હાથ બોળવા માટે લોભી માણસો ખરેખર દુઃખી થતા નથી!

કૃષ્ણા—હું તેથીજ દુઃખી થઇ ગઇ છું પૂર્ણિ! કે હજુ આપણા પૂર્વજોનો પવિત્ર અને પ્રિય ચિત્તોડગઢ આપણા હાથમાં આવ્યો નથી, હજુ મેવાડની પવિત્ર ભૂમિપરથી લોહીની નીકો સુકાઈ નથી, ત્યાં તો બીજાં યુદ્ધની તૈયારી ચાલી રહી છે પરસ્પર લડીને નબળા પડી ગયાથીજ આપણા દેશની આવી દુઃખદાયક સ્થિતિ થઇ ગઇ છે. પોતાપોતાનામાં સંપ નહીં તેથીજ, દુષ્ટ યવનો, આપણાપર ફાવી ગયા કેની? હું તેથીજ, સૌન્દર્યને ધિક્કારું છું બ્હેન! કે જો હું કુરૂપ હોત તો મારે નિમિત્તે યુદ્ધ થવાનો પ્રસંગ

આવતું નહીં. આ તો મારે લીધે રાજા માનસિંહ પોતાના બન્ને ઇરાદા પાર પાડવાની યુક્તિ કરે છે.

"બ્હેન! તારા ફક્ત ખોટા ખ્યાલ નથી, તારી વાત સાંભળી મને પણ ભયનો ખટકો થાય છે. મને તો લાગતું હતું કે તું ફક્ત વહેમથીજ એટલી દીલગીર રહેતી હશે. ઇશ્વર કરેને "વાએ વાદળ વેરાઈ જાય" ને તું નિર્વિઘ્ને પરણીને સાસરે જાય." પૂર્ણિમા પુરેપુરી ગંભીર થઇને બોલી.

કૃષ્ણા—પૂર્ણિમા! મને લાગે છે કે હું ગુપ્ત રીતે અમીરખાંને મળીને એને સમજાવું કે રાજા માનસિંહને એ સમજાવીને ઠેકાણે આણે.

પૂર્ણિ—પણ બ્હેન! તું નાની ઉમ્મરની છે અને માબાપના અજાણ-પણામાં તું એક પુરુષને, અને તે પણ વળી એક યવનને મળવા જાય તે મને તો ઠીક લાગતું નથી. અને અમીરખાંના કહેવાથી માનસિંહ સમજશે અને અમીરખાં પોતે પણ સમજશે તેની શું ખાતરી?

કૃષ્ણા—દુઃખથી મૃતપ્રાય થઇ ગયલા દુઃખી દેશબંધુઓને માટે જો થોડીવાર માતાપિતાથી એ વાત ગુપ્ત રાખવી પડે તો મને તેમાં બહુ ખોટું લાગતું નથી, કાર્ય પુરૂં થયા પછી હું તેમની ક્ષમા માગી લઇશ, અને મારી ખાતરી છે કે મારા વ્હાલા પિતા મને જરૂર ક્ષમા કરશે. હું એક ક્ષત્રિય બાળા છું એટલે તેને મળવા માટે મને જરા પણ ડર લાગતો નથી. તે ગમે તેવો બ્હાદુર હશે પણ હું તેનાથી ડરું તેમ નથી. એ માનશે કે કેમ તેની મને બીલકુલ ખાતરી નથી, પણ પ્રયત્ન કરી જોવાનો મારો દૃઢ વિચાર છે.

પૂર્ણિ—ઇશ્વર તારો પ્રયત્ન સફળ કરે. પણ તું એકલી જાય તેનાં કરતાં જો તને હરકત ન હોય તો મને સાથે લઇ જા. "એકથી બે ભલા." તેને મળવા માટે કંઇ ગોઠવણ તેં કરી છે?

કૃષ્ણા—તું જરૂર સાથે આવજે. એને મળવા માટે મેં ક્યારનો બંદોબસ્ત કર્યો છે. પૂર્ણિ! મને ચટપટી થાય છે કે મારો પ્રયત્ન સફળ થશે કે નહીં. તેથીજ આજે મને બીલકુલ ચ્હેન પડતું નથી.

તે એક પૂર્ણિમાની રાત્રિ હતી.

ચંદ્રનો શાંત અને સ્વચ્છ પ્રકાશ, નગરની શોભામાં વધારો કરતો હતો. આ વખતે રાજ્યમહાલયના બાગમાં દક્ષિણ બાજુએ એક જાઇના

મંડપમાં બે બાળાઓ દેખાતી હતી. એ બાજુએ રાજકન્યા કૃષ્ણકુમ. વિહારસ્થાન હતું, એટલે ત્યાં બીજું કોઇ આવતું નહીં. અને ચંદની રાતે તે અને પૂર્ણિમા ચંદ્રના આનંદદાયક પ્રકાશમાં બેસીને કરતાં, તેથી એને આ વખતે કોઇ બાગમાં જોય તો તેથી કંઇ શંકા તેમ નહોતું. કૃષ્ણા અને પૂર્ણિ આ વખતે આતુરતાથી અમીરખાંની જોતાં હતાં.

"નક્કી કરેલો વખત થયો પણ હજુ અમીરખાં કેમ નહીં આવ્યા હોય?" કૃષ્ણા અધિરાઇથી બબડી.

"ધીરજ રાખ બ્હેન! હમણા આવશે, ચિંતાને લીધે તને એમ લાગે છે." પૂર્ણિમાએ ધીરજ આપી.

આખરે તે આવ્યો. એ તે જીવસટોસટની પળો!! અત્યંત બહાદુરી અને સાહસ કરીને તે આવી હતી. પણ આખરે તે એક તરૂણ કોમળ બાળા હતી. ગમે તેવી ધૈર્યવાન તોપણ આખરે તે એક કોમળ મનની સ્ત્રી હતી, અને સામે પુરુષ હતો. મદદને માટે પરમેશ્વર શિવાય કોઇ હતું નહીં. આ તે પુરુષ હતો કે જેના હાથમાં એનો વ્હાલો પિતા, એની અત્યંત પ્રિય જન્મભૂમિ, થનાર પતિ જગતસિંહ અને તેનો દેશ એ સર્વે હતાં. એના યોગ્ય શબ્દથી આ બધાં સંપૂર્ણ સુખી થાય અથવા યુદ્ધના પ્રચંડ દાવાનળમાં બળીને ભસ્મીભૂત થાય. તે લડાયક યોદ્ધાને જોઇને બે પળ તે ગભરાઇ ગઇ, પણ એકદમ મનપર કાબુ મેળવવાને શક્તિમાન થઇ. થોડો વખત ત્યાં ચુપકીદી ફેલાઇ રહી. અંતે આવનારે તેમાં બંગાણું પાડ્યું.

"બાઇ! મને શા માટે બોલાવ્યો છે?"

"ભલા સરદાર! હું આપને એક વિનંતિ કરવા આવી છું."

"ખુશીથી બોલો બ્હેન!"

કૃષ્ણાના અનુપમ સૌન્દર્યે તેનાપર ઘણી અસર કરી હતી. તેને લાગ્યું કે કૃષ્ણાને માટે જે વાત સંભળાય છે તે બીલકુલ ખરી છે. તેના જેવી સંપૂર્ણ સુન્દર કુમારિકો મળવી ખરેખર મુશ્કેલ છે. તેને મેળવવા માટે જે હરીફાઇ ચાલે છે તેમાં પણ બીલકુલ આશ્ચર્ય જેવું નથી. કૃષ્ણાનાં દર્શન દુર્લભ છે. જે રમણીરત્નને ફક્ત જોવાથી પણ પોતાના જીવનનું સાર્થક થયું એમ દરેક જણ માનતું; તે રમણીરત્ન, મનોહર કૃષ્ણા આજે વગર મહેનતે તેની સમક્ષ આવીને ઘુંટણીએ પડી વિનંતિ કરતી હતી.

"ખુશીથી બોલો બ્હેન! તમારે જે કહેવું હોય તે ખુશીથી બોલો." તેણે ફરીથી કહ્યું.

"સરદાર! આપ જાણો છો કે રાજા માનસિંહ લગ્નમાં ભારે વિઘ્ન નાખે છે."

"હા, પણ તેને માટે મને બોલાવવાનું શું પ્રયોજન છે?" તેણે અજાણ્યા થઇ પુછ્યું.

"આપ તેના ઇષ્ટ મિત્ર છો તેથી આપનું કહ્યું તે માનશે. આપ તેને સમજાવી શકો કે ખોટો દુરાગ્રહ પકડીને ગુંચવણમાં નાંખવાથી શો લાભ છે?"

"શો લાભ છે તે તો એને અગાઉથીજ ખબર હતી, અને હવે હું પણ આપને નજરે જોઇને એમ જ માનું છુ કે જો આ અમૂલ્ય તક એ જવા દે તો એના જેવું અવિચારી બીજું કોણ? આ તકથી એને બે અમૂલ્ય ચીજો મળશે, તે એ કે એક તો અંબરનું રાજ્ય અને બીજું સુન્દરીકુલભૂષણ રમણીરત્ન કૃષ્ણકુમારી, કે જેને મેળવવા દરેક રાજકુમારો પ્રયત્ન કરે છે." અમીરખાંએ હસીને કહ્યું.

ઠંડી રાત હતી છતાં પણ કૃષ્ણાના કપાળપર પરસેવાનાં મોટાં ટીપાં ફુટી આવ્યાં.

નિરાશાનો આઘાત તેના કોમળ હૃદયપર થયો, તોપણ હીમ્મત ટકાવી રાખી તે બોલી.

"ભલા સરદાર! શા માટે અમારા પાયમાલ થઇ ગયલા દુઃખી દેશને અને રાંકડી રૈયતને કચરી નાખવા તૈયાર થાઓ છો?"

"બ્હેન એમાં કચરી નાખવાનું શું થયું? તમારા પિતા એ વાત કબુલ કરે તો પછી શાન્તિ કાયમ રહેશે."

"શાન્તિ ક્યાંથી કાયમ રહેશે? મહારાજા જગતસિંહ શું અપમાન નો બદલો લીધા વગર રહેશે? એક ખરો રજપુત વીર અપમાન રૂપે મોડે કદી પણ સાંખી જશે નહીં."

"નહીં સાંખે તો લડશે. રાજા માનસિંહ, મહારાણા ભીમસિંહ અને યુદ્ધનિપુણ મરાઠાના બહાદુર સૈનિકો લડવા સજ્જ છે. અને ત્રણે રાજ્યે જ્યાં એકત્ર થશે ત્યાં એકલા જગતસિંહના સૈનિકો શું કરી શકશે? જગતસિંહને ખાતર રાજા માનસિંહ એક અમૂલ્ય રત્નને કદી પણ જવા દે નહીં, અને તેના મિત્રો તેને એવી સલાહ પણ આપે નહીં. તેના હાથમાંથી સુન્દર અને મધુર બુલબુલ ઉડી જાય, એવો પ્રયત્ન હું કરીશ નહીં બ્હેન! તમને તરદી પડી તે માફ કરશો પણ હું તમારી વિનંતિ માન્ય કરી શકું એમ નથી."

બસ! થઇ ચુક્યું. બ્હાદુર કૃષ્ણાની ગમે તેટલી વિનંતિ છતાં પણ તે પીગળ્યો નહીં. કૃષ્ણાનું અપૂર્વ લાવણ્ય નજરોનજર જોયા પછી તો તેનો નિશ્ચય વધારે દ્દઢ થયો. દુભાર્ગી કૃષ્ણકુમારીના નસીબમાં એવુંજ લખાયું હતું કે તેના નિમિત્તે તેના પ્રિય પતિ અને પિતાને વધુ દુઃખમાં હુબવું! ખેર! ઇશ્વરેચ્છા બલવાન છે. મનુષ્યોનું તેમાં શું ચાલે?

મહારાણા ભીમસિંહ પોતાના અસહ્ય સંકટમાં પોતાની પ્રાણાધિક પુત્રી કૃષ્ણાનું સુન્દર મુખ જોઇ આનંદમાં રહેતા. પણ દૈવને તે પણ ગમ્યું નહીં. તેના નસીબમાં એટલું સુખ પણ લખેલું હતું નહીં. પરદેશીઓના હુમલાથી તે વખતે ઉદયપુર છેકજ તારાજ થઇ ગયું હતું. તેને લીધે મહારાણા તરફથી લડનારા બહાદુરોની સંખ્યા બહુ થોડી હતી. નાણાં સંબંધી પણ તેવીજ સ્થિતિ હતી. તે વખતે ચંદાવત રજપુતો રાણાના પ્રિય પાત્ર હતા. તે લોકો પણ મહારાજા જગતસિંહની વિરુદ્ધ હતા. તેથી કૃષ્ણા તેના હાથમાં ન જાય એવો પ્રયત્ન તેઓ કરતા હતા. મરાઠાઓ કે જે અત્યાર સુધી રાણાના પક્ષમાં હતા તે માનસિંહના પક્ષમાં ભળી ગયા હતા. તે બન્ને લસ્કરના સરદારોએ મસલત કરી રાણાને કહેવાડી મોકલ્યું કે 'કુમારી કૃષ્ણાને માનસિંહને આપો, નહીં તો યુદ્ધ કરો.' તે લોકોને વિશ્વાસ હતો કે મહારાણા મરાઠા અને રાજા માનસિંહ જેવા બળવાન રાજાને દુશ્મન નહીં કરે; પણ તે ધારણા ખોટી પડી. કેમકે રાણાએ તે કહેણ સ્વીકાર્યું નહીં ને યુદ્ધસામગ્રી તૈયાર કરવા માંડી.

મરાઠાઓના એક મોટા સૈન્યે મેવાડપર ધસારો કર્યો. મહારાણા ભીમસિંહ જગતસિંહનું સૈન્ય જે લગ્ન સારૂ ઉદયપુર આવ્યું હતું તે સૈન્ય

લઈને પર્વતોના માર્ગમાં રહીને લડવા લાગ્યો. પણ દુર્ભાગ્યે રાણાને તેમાં પરાજય મળ્યો અને તે પોતાનું સૈન્ય લઈ બચાવને માટે શહેરમાં પાછો આવ્યો. મરાઠાનું સૈન્ય તેની પુઠ પકડીને પાછળ આવ્યું અને ઉદયપુરથી થોડે દુર છાવણી નાખીને પડ્યું. આવી પડેલી આફતમાંથી છુટાં થવાના ઉપાય સારૂ તેણે પોતાના સરદારો અને સામંતોને એકઠાં કીધા અને સૌના અભિપ્રાય પુછ્યા. વિચાર કરતાં છેવટે સર્વાનુમતે એમ ઠર્યું કે જયપુરે રાજા સાથે કૃષ્ણકુમારીનું લગ્ન કરવું નહીં. આથી જયપુરથી જે સૈન્ય આવ્યું હતું તેને પાછું વાળવામાં આવ્યું. રાજા માનસિંહ અને મરાઠાઓ પાછા મહારાણાના પક્ષમાં ભળી ગયા. પણ જયપુરના મહારાજાએ તે બન્નેને જંપીને બેસવા દીધા નહીં, અને છેવટે મારવાડ અને અંબર વચ્ચે ભયંકર યુદ્ધ ચાલુ થયું.

× × × ×

ફરીથી આપણે પાછાં ઉદયપુરના રાજ્યમહાલયમાં જઈશું. તેજ, વિશાળ અને સુશોભિત ઓરડો, જેમાં મનોહર કૃષ્ણાએ પોતાનું સુખી બાળપણ પુરૂં કર્યું હતું, જ્યાં તે ઘણા આનંદમાં દિવસો ગુજારતી હતી, ત્યાં આજે રડવાના દુઃખભર્યા અવાજે શોકનો કાળો પડદો ઉતાર્યો હતો. શું કૃષ્ણા પોતે રડતી હતી ? ના ! તે પોતે શાન્તપણે પોતાની માતાનાં આંસુ લુંછતી હતી. જે પુર્ણિમા થોડા દિવસપર આનંદથી આમતેમ મહાલતી હતી તે આજે દુઃખથી ગાંડી થઈ ગઈ હોય એવું લાગતું હતું.

ભયંકર યુદ્ધથી ઘણો નાશ થઈ ગયો હતો તેથી મહારાણા અને તેના સલાહકારો ખુબ ગભરાઈ ગયા હતા. આ યુદ્ધની શાન્તિ કેવી રીતે થાય તેનો વિચાર કરવા ફરીથી બધા એકઠા થયા. છેવટે એવો ઠરાવ થયો કે આ બધા અનર્થનું મૂળ કૃષ્ણકુમારી છે માટે તે મરણ પામે તો આ મહાન વિગ્રહ શાન્ત થાય. તેથી કૃષ્ણકુમારીને કોઈ પણ રીતે મારી નાખવી કે જેથી બધું શાન્ત થાય. મહારાણો આ ઠરાવ સંબંધી બહુ ગુસ્સે થઈ ગયો. પોતાની પ્રાણપ્રિય પુત્રી કૃષ્ણકુમારીના મૃત્યુનો વિચાર તેને અસહ્ય થઈ પડ્યો. પરંતુ મેવાડની દુઃખપ્રદ સ્થિતિ તરફ જોતાં તેને એમ લાગ્યું કે સલાહ પ્રમાણે વર્તન કરવું વધુ યોગ્ય અને ડહાપણ ભરેલું છે.

# પ્રોફેસર કર્વેએ હિંદુસ્તાનની સ્ત્રીઓના લાભમાં કરેલા કામનો તેમનેજ હાથે લખાયેલો અહેવાલ.*

(મોર્ડન રીવ્યુમાં આવેલા લેખનો અનુવાદ.)

(લેખક સૌ. વિમળા સેતલવાડ.)

આપણી સ્ત્રીઓની સુધારણા અને ઉન્નતિના કાર્યમાં ઉંહાં વીસ વર્ષ થયાં મ્હેં મ્હારી નમ્ર સેવા અર્પણ કરી છે. આ લાંબા વખતમાં વિધવાપુનર્લગ્નમંડળ હિંદુવિધવાશ્રમ અને પાછલા થોડા વખતથી તો મહિલા-વિદ્યાલય અને નિષ્કામ-કર્મમઠના સંબંધમાં મેં કામ કર્યું છે. સારે ભાગ્યે મ્હને ભણવાની સગવડ હોવાથી મેં બાળપણમાં અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો અને સત્તાવીશ વર્ષની વયે હું ગ્રેજ્યુએટ થયો. આ પછીનાં સાત વર્ષ મને થોડું ઘણું મળતું તેમાં સંતોષ માની હું મુંબાઇમાં રહ્યો. હું "કેથીડ્રલ ગર્લ્સ હાઇસ્કુલ" અને "એલેક્ઝાન્ડ્રા નેટીવ ગર્લ્સ હાઇસ્કુલ"માં ગણિત શીખવવાનું કામ કરતો હતો અને આ વખતેજ યુરોપીઅન અને પારસી છોકરીઓને કેળવણી આપવા આવી સ્કુલો છે તો ઉંચા વર્ગની હિંદુ છોકરીઓને કેળવણી આપવા અને તેમને ઉન્નત કરવા એવી ઢપની સ્કુલો આપણે પણ કાઢીએ તો કેમ, એવો વિચાર મ્હારા મનમાં સ્ફુર્યો. એ પ્રમાણે જો હિંદુ બાળાઓ સારૂ સ્કુલો કાઢી શકાય તો એનાથી રૂડું શું? એટલામાંજ ફરગ્યુસન કોલેજના ગણિત શિક્ષકની જગા ખાલી પડી અને એલફીન્સ્ટન કોલેજના મ્હારા સહાધ્યાયી ઓન. પ્રોફે. ગોખલેએ એ જગ્યા મ્હને આપવા ઇચ્છા દર્શાવી. આથી ઈ. સ. ૧૮૯૧માં ૩૪ વર્ષની વયે હું પુને આવ્યો. આ પછી એક ભાગ

* આ મૂળ અંગ્રેજી અહેવાલનું ભાષાંતર સને ૧૯૧૩ ના સપ્ટેંબર-ઓક્ટોબર માસના જ્ઞાનસુધા માસિકમાં આવેલું છે. તથાપિ આ અનુવાદ કરનાર સ્ત્રી છે અને આવો સ્ત્રીઉપયોગી વિષયનો અધિક પ્રચાર યોગ્ય માની અત્રે મુકેલ છે.

તંત્રી.

ત્યની ફરજ નાંખી છે. મ્હારી જીંદગીનું ખરૂં કામ તો હજુ હમણાંજ મ્હેં ઉપાડયું છે, અને મ્હારાં પવિત્ર કામને યોગ્ય બની તેને પાર પાડવા મ્હારે બહુ પ્રયત્ન કરવા જોઇએ. પહેલાં મ્હારી એક બત્રીજીને – મ્હેં બણાવવા માંડી. આ બત્રીજીના વરને પણ હું જ શિક્ષણ આપતો હતો. એણે ટ્રેઈનીંગ કોલેજનો શિક્ષણક્રમ પુરો કર્યો અને શિક્ષકનું સર્ટીફીકેટ મેળવ્યું. પણ નશીબને યોગે અને જાણે મ્હારા વિચારો અને મ્હારી હઠનો કસવાનો પ્રભુનો ઇરાદો હોય તેમ, મ્હારી બત્રીજી થોડા વખતમાં વિધવા થઇ. આ બનાવ બન્યા પછી થોડો વખત એણે બિહારમાં શિક્ષક તરીકે કામ કર્યું અને પછી મેં તેને સમજાવી મ્હારી જોડે કામ કરતા પ્રોફેસર ભાટેની સાથે તેનું પુનર્લગ્ન કરાવ્યું.

કોઇપણ યોજનાને પદ્ધતિસર અમલમાં મુકવી હોય તો તેને સારૂ એક જુમ્મેદાર મંડળ જોઇએ. આથી મ્હેં "વિધવાપુનર્લગ્નમંડળ" નામનું એક મંડળ ઉભું કરવાનું કામ માથે લીધું. જુનું પુનર્લગ્નમંડળ સુઇ ગયું હતું; અને આ વખતે મરાઠી ભાષા બોલનારા ઉંચ વર્ગના માણસોમાં વિધવાઓના પુનર્લગ્નનો પ્રચાર કરાવનારૂં એક પણ મંડળ મુંબાઇ, દક્ષણ, બિરાર યા મધ્ય પ્રાંતમાં હસ્તી ધરાવતું નહોતું. થોડા ગૃહસ્થો છુટા છવાયા થોડું ઘણું કામ કરતા, પણ આ કામ સારૂ એકે વ્યવસ્થિત સંસ્થા નહોતી. આવું હોવાને લીધે મેં આવું એકાદ મંડળ સ્થાપવા વ્યવહારૂ પગલાં ભરવા વિચાર રાખ્યો. મ્હારી ઇચ્છાઓ એવી હતી કે આ મંડળે પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર અને વિષ્ણુ શાસ્ત્રી પંડિતે વિધવાવિવાહ સંબંધી નક્કી કરેલા સિદ્ધાંતો મુજબ કામ લેવું, એટલે કે આ મંડળે ઇ. સ. ૧૮૫૬ માં પુનર્લગ્નનો કાયદો થયો છે તે મુજબ થયેલાં પુનર્લગ્નનેજ ટેકો આપવો. આપણા મુંબાઇ તરફ તે વખતે આ કાયદાને અનુસરી પુનર્લગ્ન કરેલાં, એવા ઘણાં થોડાંજ સ્ત્રીપુરૂષો હતાં. નાતજાતના કારણ અને ગુંચવણ ભર્યા સવાલો ઉભા કર્યા વગર ફક્ત વિધવાના પુનર્લગ્નનોજ પ્રશ્ન ઉપાડી લઇ એ સુધારાનું કામ આગળ વધારવાની મ્હારી નેમ હતી. આથી આ રીતે વિધવાલગ્ન કરેલા બધા મરાઠી બોલનારા ગૃહસ્થો સાથે મ્હેં પત્રવ્યવહાર ચલાવ્યો અને વાતચિત કરી. તે વખતમાં મધ્ય પ્રાંતમાં સારી લાગવગ ધરાવનારા અને આપણામાંના ઘણાના ઓળખીના રાવબહાદુર વામનરાવ કોલાટકરની સાથે હું ખાસ પરિચયમાં આવ્યો.

એમણે વિધવાપુનર્લગ્નના કામમાં ઘણી ખંત રાખી હતી અને ઘણા જાતિભોગને પરિણામે લાગવગવાળા અને ઉંચ વર્ગમાં ઘણાં પુનર્લગ્ન કરાવ્યાં હતાં. એમને મ્હારી યોજના પસંદ પડી, અને હમે વિધવાપુનર્લગ્ન કરેલાં માણસોની અને આ સુધારા તરફ ખરી લાગણી ધરાવનાર બીજા ગૃહસ્થોની એક સભા ઇ. સ. ૧૮૯૩ ના ડીસેમ્બરની ૩૦ મી તારીખે મધ્ય પ્રાંતમાં વર્ધામાં બોલાવી. અમે થોડા નિયમો ઘડી એક વિધવાલગ્નમંડળ સ્થાપ્યું, ને એ મંડળનો હુ સેક્રેટરી બન્યો.

પુનર્લગ્નમંડળ સ્થપાયું કે તરતજ મેં પુનર્લગ્ન કરેલાં જોડાંનાં બાળકોને વાસ્તે એક બોર્ડીંગ હાઉસ ઉઘાડયું. આ ખાતુ મેં મારા પોતાના ઘરમાં ઉઘાડયું અને હુ તથા મારી પત્ની આનાપર જોઇતી દેખરેખ રાખતાં. શરૂઆતમાં ૪ છોકરીઓ તથા ૨ છોકરાઓએ આ બોર્ડીંગ હાઉસનો લાભ લીધો અને આમાંથી ત્રણના ભરણપોષણનો ખર્ચ વિધવાલગ્નમંડળ આપતું. આ ખાતું એકાદ વર્ષ નીભ્યું, પણ યોજના અવ્યવહારૂ લાગવાથી તે બંધ કરવું પડયું. છતાં વિધવાપુનર્લગ્નનાં કેટલાંક નિર્ધન બાળકોને મંડળ તરફથી પૈસાની મદદ આપવાનું તો હમે ચાલુ રાખ્યું.

આ સુધારા સંબંધી પ્રજામત કેટલે સુધી આગળ વધ્યો છે તે જોવા અને તે પ્રજામત કેળવી આ કામમાં મદદ કરનારની સંખ્યા વધારવા જુદે જુદે ઠેકાણે ફરી ભાષણ આપવામાં, મને કૉલેજમાંથી મળતી લાંબી રજાનો હું ઉપયોગ કરતો. આ કામ હુ પદ્ધતિસર કરતો. હું દરેક જગ્યાના કેળવાયેલા માણસોને મળતો અને આ બાબતમાં તેમનો શો અભિપ્રાય છે તે તેમની પાસે લખાવી લેતો. મેં આ લોકોના પાંચ નીચે મુજબના વિભાગ પાડયા. (૧) ઉઘાડે છોગે વિધવાપુનર્લગ્ન કરેલાં માણસ જોડે જમનારા; (૨) જાહેરમાં આ સુધારા તરફ પોતાની સહાનુભુતિ દર્શાવનારા; (૩) હિમ્મત ન હોવાથી જાહેરમાં ન બોલનારા પણ અંદર ખાનેથી આ સુધારા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા; (મ્હેં દરેક ગૃહસ્થનું મત તેમનુ નામ ખાનગી રાખવા અને ફક્ત આંકડા છાપવાની સરતેજ લીધું હતુ); (૪) થોડે દરજ્જે સહાનુભુતિ ધરાવનારા, દાખલા તરિકે બાળવિધવા અગર માતા ન થયેલી વિધવાનુંજ પુનર્લગ્ન કરવા દેવામાં સહાનુભૂતિ ધરાવનારા; અને (૫) બિલકુલ વિરુદ્ધ મત ધરાવનારા. આ સઘળા મત મ્હેં છાપેલા ફોર્મપર લીધા હતાં. તે વખતે ઉંચ્ચ દરજ્જો ભોગવનાર ઘણા ગૃહસ્થો

અંદર ખાનેથી વિધવાપુનર્લગ્નની તરફેણમાં હોવા છતાં તેમનામાં તેમનો પોતાનો મત બ્હાર દર્શાવવાની હિમ્મત ન્હોતી. તે વખતની પ્રજામતની સ્થિતિ હાલના કરતાં ઘણા જુદા પ્રકારની હતી. ઇ. સ. ૧૯૦૦ માં હું, પ્રોફેસર જી. સી. ભાટે અને મી. બી. એન. ભાજેકર, એ ત્રણ જણે દેશસ્થ, કોકણસ્થ અને કરાડા બ્રાહ્મણોમાં એજ કોમનાં પુનર્લગ્ન કરેલા માણસો સાથે ઉઘાડે છોગે ભોજન લેનારા સો માણસો મળે છે કે નહિ તે જોવા જુદે જુદે ઠેકાણે ફરી બાપણો કર્યો. પણ હમે એ ત્રણે જ્ઞાતિમાંથી આવા સો માણસો પણ મેળવી શક્યા નહિ! સો માણસો મળશે તોજ નામ પ્રગટ કરીશું અને નહિ મળે તો નામ ખાનગી રાખીશું એ સરતે તેમની સહીઓ લેવાઇ હતી, છતાં આવી ત્રણ મોટી ન્યાતોમાંથી આ સુધારાને ઉઘાડે છોગે ટેકો આપનારા સો માણસો પણ મળ્યા નહિ.

વિધવાશ્રમમાંનું મારૂં કામ વધતું જતું હોવાથી હું પુનર્લગ્નમંડળના કામપર પુરતું ધ્યાન આપી શકતો નહિ. પણ મેં ઇ. સ. ૧૯૦૦ ની ૨૮ મી જાન્યુઆરી સુધી આ મંડળમાં મ્હારાથી થયું તેટલું અલ્પ કામ મ્હેં કર્યું. તે દિવસથી પ્રોફે. જી. સી. ભાટે આ મંડળના સેક્રેટરી નિમાયા. અને મેં મંડળના ફંડના રૂ. ૪૦૦૦ ની રકમ સાથે મંડળના કામકાજનો સઘળો અધિકાર તેમને સોંપ્યો. આ મંડળ હજુ ચાલે છે અને તેના સેક્રેટરીઓ મી. આર. પી. જોશી અને પ્રોફે. ડી. એલ. સહસ્રબુધે એ બે ગૃહસ્થો છે. આ મંડળના આશરા હેઠળ છેલ્લાં વીશ વર્ષ દરમ્યાન ૩૦ પુનર્લગ્ન થયાં છે.

હવે હું મ્હેં સ્થાપેલી બીજી સંસ્થાની હકીકત રજુ કરીશ. મ્હારા સ્ત્રીસુધારણાના વિચારો અને એ કાર્ય પ્રત્યેના ઉત્સાહને પરિણામે આ હિંદુ વિધવાશ્રમની સંસ્થા સ્થપાઇ. અલબત્ત આ હિંદુ વિધવાશ્રમે લોકોની લાગણી ખેંચી તેમની સહાનુભૂતિ મેળવી ન હોત તો હાલ એ સંસ્થા જેટલી ઉપયોગી થઇ પડી છે તેટલી એ કદી ઉપયોગી થાત નહી. મ્હારા "પુનર્લગ્નમંડળ" ના કામને પરિણામે અને એ કામને અંગે હું બીજા માણસોના સંસર્ગમાં આવ્યો તેથી મ્હને તરતજ જણાઇ આવ્યું કે હજુ સુધી પ્રજામત આ સુધારાને કબુલ કરતો નથી અને ગમે તેટલી મહેનત આ સુધારો આગળ વધારવા કરવામાં આવશે છતાં પે, આ સુધારો દાખલ થવો મુશ્કેલ છે. વિધવાપુનર્લગ્ન કરાવવામાં સૌથી વધારે અઘરૂં તો માણસો શોધવાનું હતું. આવું લગ્ન કરવામાં ઘણી હિમ્મતની જરૂર છે. આ

હિમ્મતવાળા માણસો ન નીકળે ત્યાં સુધી આ સુધારો પ્રચલિત થવો જે અશક્ય હતો; અને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ અને ઉચ્ચ ભાવનાઓ પ્રજામાં ફેલાય નહિ ત્યાં સુધી આવી છાતી અને હિમ્મતવાળા માણસો નીકળવા અશક્યજ. આથી મ્હને લાગ્યું કે આના કરતાં તો વિધવાઓને કેળવણી આપવાનું કામ ઉપાડી લેવામાં હું વધારે ફાવીશ. મને લાગ્યું કે લોકોને વિધવાપુનર્લગ્નની ઉપયોગિતા અને લાભ સમજાવી, તેમના કુટુંબની વિધવાઓને આવાં લગ્ન કરી સુખી કરવાનું સમજાવવા કરતાં, વિધવાશ્રમ સ્થાપી વિધવાઓને કેળવણી આપવા તરફ તેમનું ધ્યાન ખેંચવું અને આ ખાતાનો લાભ લેવા તેમને સમજાવવું વધુ સુગમ થઇ પડશે. વિધવાકેળવણીનો પ્રશ્ન મ્હારા મનમાં ઘણાં વર્ષોથી રમ્યાં કરતો હતો. ઇ. સ. ૧૮૯૩ ના છેલ્લા મહિનાઓમાં આ કામ ઉપાડી લેવાની મને એક તક મળી હતી; તે વખતે પંડિતા રમાબાઇના શારદાસદનપર કલંકનું વાદળ લટકી રહ્યું હતું અને પ્રજાલાગણી એની વિરુદ્ધ હતી. અને આવે વખતે હમારા જેવા વિધવાકેળવણીનું કામ ઉપાડી લેનારાઓને પ્રજામત સારો આવકાર આપત, પણ આ વખતે મ્હારો નિશ્ચય પાકો થયો ન્હોતો. આથી હું થોભી ગયો અને વિચારમાં પડ્યો.

દોઢેક વર્ષ પછી મ્હારા મનમાં આ સંબંધી નિશ્ચય થયો. પ્હેલાં મ્હને લાગ્યું કે વિધવાલગ્નમંડળ ચાલુ હતું તેના આશરા હેઠળજ એક વિધવાશ્રમ સ્થાપવું; અને આ મારી સૂચના આ મંડળ તરફથી બ્હાલ રાખવામાં આવી અને વિધવાશ્રમ કાઢવા જરૂરી પગલાં લેવા મને એ મંડળ તરફથી ૧૩ મી એપ્રીલ ૧૮૯૫ ને દિવસે છુટ મળી. પણ થોડાંજ વખત પછી મ્હને લાગ્યું કે વિધવાલગ્નમંડળના આશ્રય નીચે જ વિધવાશ્રમ સ્થાપવું એ ભુલભરેલું છે. મ્હને એમ પણ લાગ્યું કે આથી પ્રજામાં વિધવાશ્રમ સ્થાપવાના હેતુની ગેરસમજુતી થશે; અને આથી વિધવાલગ્નમંડળથી આ આશ્રમ બિલકુલ અલગજ રાખવાનો મેં નિશ્ચય કર્યો. મંડળને પણ મ્હારૂં કહેવું ખરૂં લાગ્યું અને ૧૮૯૬ ની ૧૫ મી એપ્રીલે તેઓએ એક ઠરાવ પસાર કરી વિધવાશ્રમની સંસ્થાપરનો તેમનો અખત્યાર ઉઠાવી લીધો; અને એ સંસ્થા મને ઉત્તમ લાગે તે પ્રમાણે વધારવાની અને ખીલવવાની મને પુરતી છુટ મળી. આથી મેં અહીંના થોડા સદ્‌ગૃહસ્થો એકઠા કર્યા અને આ સંસ્થા સંબંધી તેમની સહાનુભૂતિની અને તેમના આશ્રયની ખાત્રી કરી. આને પરિણામે સદ્‌ગત રાવબહાદુર વી. એમ.

ક્રીડેના મકાનમાં ઈ. સ. ૧૮૯૬ ના જુનની ૧૪ મી તારીખે એક મીટીંગ મળી અને હિંદુ વિધવાકેળવણીઆશ્રમ અથવા અનાથબાલિકાશ્રમ નામની સંસ્થા સ્થપાઇ. તેની વ્યવસ્થાપક કમીટીના પ્રમુખ ડૉ. સર. આર. જી. ભાંડારકરને નીમ્યા અને મ્હને સેક્રેટરી નીમ્યો. આ સંસ્થા ૧૮૯૮ ના ઑક્ટોબરમાં ધર્માદા સંસ્થાના ઇ. સ. ૧૮૬૦ માં ઘડાયલા ૨૧ મા આક્ટ મુજબ રજીસ્ટર કરાવવામાં આવી.

આ સંસ્થાના નિભાવ માટે ફંડ ઉઘરાવવાનું કામ મ્હેં પ્હેલું શરૂ કર્યું. નાણાંવગર કોઇપણ જાતના સુધારાનું યા ઉન્નતિનું કામ પાર પાડવું અશક્ય છે. આથી કેટલાંક વર્ષ સુધી, મ્હારી કોલેજની લાંબી રજાઓ, ઠેકઠેકાણે ફરી આ આશ્રમના ઉદ્દેશ સમજાવવા અને લોકો પાસે તેના નિભાવ સારૂ પૈસા ઉઘરાવવામાંજ મ્હેં ગાળી. ખર્ચ ચલાવી શકાય એટલી સારી રકમ એકઠી ન થાય ત્યાં સુધી આવું, રહેવાની અને શીખવાની સગવડવાળું આશ્રમ ઉઘાડવું અશક્ય હતું. પણ આટલા પૈસા એકઠા થાય તે દરમ્યાન જે વિધવાઓ દાખલ થવા ઇચ્છતી તેના શિક્ષણની અને રહેવા ખાવાની યોજના હમે કરી હતી. તેમને શિક્ષણ આપવા ફીમેલ ટ્રેનીંગ કોલેજ તથા છોકરીઓની હાઇસ્કુલમાં અમે સગવડ કરી હતી. આ સંસ્થાનું મંડળ સ્થપાયા પછી અઢી વર્ષે એટલે ઇ. સ. ૧૮૯૯ ના જાન્યુઆરીની ૧ લી તારીખે વિધવાશ્રમની નાને પાયે શરૂઆત કરી શકાઈ, અને પુના શહેરમાં આ સંસ્થા સારૂં એક મકાન હમે ભાડે રાખ્યું. જે વિધવાઓને આ સંસ્થા તરફથી મદદ આપી સરકારી ખાતાંઓમાં શિક્ષણ અપાતું હતું તેમને તેજ શિક્ષણ અપાવવું જારી રાખ્યું; ફક્ત નવાં દાખલ થનારાંઓનેજ સંસ્થાના ભાડાના મકાનમાં રાખવાની તેમજ શિક્ષણ આપવાની યોજના કરી. આ સંસ્થા મારી તથા મારી પત્નીની દેખરેખ નીચે ચાલતી હતી. અને હમે પણ એજ મકાનમાં રહેતાં હતાં. શરૂઆતથીજ હમારી સંસ્થાએ વિધવાપુનર્લગ્નની બાબતમાં તટસ્થ રહી કોઈ પણ પક્ષનો સ્વીકાર કર્યો ન્હોતો, છતાંયે હમારૂં તટસ્થપણું લોકોના માન્યામાં આવતું નહિ. લોકોને તો એમજ લાગતું કે આ સંસ્થા સ્થાપવામાં મારો મુખ્ય ઉદ્દેશ વિધવાઓનાં પુનર્લગ્ન કરાવવાનોજ હોવો જોઇએ; આથી તેઓ તેમની વિધવા છોકરીઓને મને અથવા મારી પત્નીને સોંપતાં નહિ. આ કારણથી આ સંસ્થાનું કામ શરૂઆતમાં ઘણુંજ ધીમું ચાલ્યું અને એનો વિકાસ થતાં ઘણો વખત નીકળી ગયો. આશ્રમમાં પ્હેલા વર્ષને છેડે

૪ વિધવા હતી. બીજે વર્ષે ૭ અને ત્રીજા, ચોથા અને પાંચમા વર્ષને છેડે અનુક્રમે ૧૪, ૧૪ અને ૨૧ વિધવા આશ્રમમાં થઈ. એક રીતે આ સંસ્થાની પ્રગતિ આ રીતે મોડી ને ધીમી થઇ તે બહુજ સારૂં થયું; આથી આ કામ ઉપાડી લેનારાને પુરતો વખત મળ્યો. વળી તેમની ધીરજની પણ કસોટી થઇ અને જો વધારો એકદમ થયો હોત તો પૈસા સંબંધી ટાંચ પડત તે પણ પડી નહિ. બીજી આનંદની વાત એ હતી કે આશ્રમની આ પ્રગતિ ધીમી હતી છતાં પાકે પાયેની હતી.

શરૂઆતથીજ મારો વિચાર આશ્રમનું મકાન શહેરથી દૂર રાખવાનો હતો. પણ સગવડભરી જગ્યાના અભાવે હમારે શહેરના મકાનોમાંજ સંતોષ માનવો પડ્યો. પણ મૂળ વિચાર હમારી ધ્યાન બ્હાર ન્હોતો, તેથી પહેલી તક મળતાંજ તે અમલમાં મુકવા હમે યત્ન કર્યો. શહેરથી આ આશ્રમ દૂર રાખવાનાં ઘણાં કારણો હતાં. પ્રાકૃતિક, શારીરિક અને નીતિમય વાતાવરણની સ્વચ્છતા આવે સ્થળેજ મળી શકે. શહેરનું જીવન ઘણી લાલચોથી ભરપૂર હોય છે અને શહેરથી દૂર રહે તોજ, રહેનારપર આ લાલચો ફાવી શકતી નથી. વળી પ્લેગના રોગથી આશ્રમ મુક્ત રહે તે શહેર બ્હારનું સ્થળ પસંદ કરવાનું બીજું કારણ હતું. હમારે સારે નશીબે હમારે આટલા વર્ષમાં એક પણ વખત મરકીનો ત્રાસ વેઠવો પડ્યો નથી.

ગામ બ્હારની એક જમીન અમને મળવાનો લાગ ટુંકા વખતમાં આવી મળ્યો. સદ્‌ગત રાવબહાદુર ગણેશ ગોવિંદ ગોખલે - વિધવાકેળવણી બાબત ઘણી ઉલટ ધરાવતા હતા. હાલમાં વિધવાશ્રમ છે તેની પાસે તેમનું એક બાગબગીચાવાળું ઘર હતું. ઇ. સ. ૧૮૯૯ માં પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે આ ઘરમાંની કેટલીક ઓરડીઓ, પોતે જાતે ઘણી અગવડ વેઠી વિધવાઓને વાપરવા એમણે કાઢી આપી હતી. તેમના ઘરની પાસેની જગ્યા આ આશ્રમને યોગ્ય છે એમ મેં રાવબહાદુરને વખતો વખત કહેલું. સારે નશીબે આ જગ્યા તેમની માલીકીની હતી તેથી તેમણે એ જગ્યા આશ્રમને ભેટ આપવા ખુશી દેખાડી; આ ઉપરાંત એમના શહેર બ્હારના ઘરમાં એમની એક પુત્રી મરી ગઈ હતી, તેની યાદગીરી રાખવા આશ્રમની એક ઓરડી બાંધવા રૂ. ૭૫૦) ની રકમ આપવા પણ એમણે ઇચ્છા દેખાડી. આશ્રમની શરૂઆતમાં એ સંસ્થાને આવી ઉદાર ભેટો મળી તે જોઇ આ કામ ઉપાડી લેનારામાં ઘણી હિમ્મત આવી. પણ આવા એકાંત-

ભાગમાં રહેઠાણ બાંધવું ફાવશે કે નહિં તે ચોક્કસ નકી કર્યા પ્હેલાં તે જગ્યાએ એક પાકું મકાન બાંધવું યોગ્ય લાગ્યું નહિ. એથી હમે પથ્થર ને માટીની રૂ. ૫૦૦ ના ખર્ચે એક ઝુંપડી બાંધીને ઇ. સ. ૧૯૦૦ માં ત્યાં રહેવા ગયા. શરૂઆતમાં અહિં રહેવામાં ઘણી મુસ્કેલી નડી. અહિં આવવાને ગાડું જાય તેવો રસ્તો પણ ન હોવાથી કોઇ પણ જાતનો સરસામાન લાવવો હોય તો મજુરોના ખભાપર અગર માથાપર મુકી લાવવો પડતો, અને આથી ખર્ચ વધી જવાની બીકે ચીજો ઘણીજ કસરથી વાપરવી પડતી. આટલી મુસ્કેલીઓ છતાં મે આ સાહસ કર્મ માથે વ્હોર્યું અને આઠ વિધવાઓને લઇને અહિં વસવાટ કર્યો. મ્હારી પ્હેલી વારની પત્નીની બ્હેને આ કામ પાર પાડવા માથે લીધું અને આ ખાતાની વ્યવસ્થા મ્હેં તેમના હાથમાં સોંપી. આ બાઇ કાંઇ ભણેલાં ન્હોતાં, પણ તેમનો મ્હારાપર પૂર્ણ વિશ્વાસ હોવાથી અને મુસ્કેલીઓ અને વિટંબનાઓથી તે બિલકુલ ડરતાં ન હોવાથી, આશ્રમની શરૂઆત થઇ ત્યારથીજ તેમણે વગર આનાકાનીએ આ કામ ઉપાડી લીધું. મ્હારી પત્ની તથા છોકરાંઓને અહિં લાવવાનું બને તેમ ન્હોતું; કારણકે એક તો પુરતી જગ્યાજ ન્હોતી, અને બીજું મ્હારાં છોકરાંઓને અહિંથી નિશાળે મોકલી શકાય તેમ ન્હોતું. અહિં શિક્ષણ વાસ્તે એક માસ્તર રાખ્યો હતો તે સ્હવારે આવતો અને સાંજરે પુને પાછો જતો. આવી એકાંત જગ્યોએ સ્ત્રીવર્ગને એકલો રાખી શકાય તેમ ન્હોતું; તેથી હું રોજ સાંજરે સુવા અહિં આવતો અને સ્હવારે, શહેરમાં કોલેજનું કામ કરવા પાછો ફરતો. આ ખરેખર હમારાઓના કસોટીના દિવસ હતા જે ઝુંપડી હમે બાંધી હતી તેમાંથી વરસાદનું પાણી અંદર કોઇ કોઇ વખત ટપકતું, તે એટલે સુધી કે પથારી કોરી રાખવા હમે ઉપરથી સાદડી ઓઢતાં હતાં. વરસાદના દિવસમાં મ્હારે આવવાની પગથી કાદવથી ચિકાર થઇ જતી. પણ કાદવ હો વા ન હો, હરરોજ અને હર મહિને લગભગ બે વર્ષ સુધી લાગલાગટ હું ત્યાં જતો અને આવતો; અને મ્હારા આ રોજના નિયમમાં ક્વચિતજ ખલેલ પડતી. રાતને વખતે ફક્ત તેમનું રક્ષણ કરવાના ઉદ્દેશથી હું જતો તેમ ન્હોતું; ત્યાં જઇ હું આગળ વધેલાં વિદ્યાર્થીઓને શીખવવાનું કામ પણ કરતો. આ કામ મ્હને ઘણું પ્રિય હતું અને મ્હને તે કરતાં કોઇ દિવસ થાક લાગ્યો નથી મ્હારી ખરેખરી કમોટી તો મ્હારે, મ્હારી સ્ત્રી યા બાળક કોઇ માંદુ હોય ત્યારે તેમની સંભાળ તેમને પોતાને સોંપી, મ્હારી જાત, સગા વ્હાલાં અને

ઓળખીતાં કરતાં વધારે ગણેલાં મ્હારાં આશ્રમનાં બાળકોની સંભાળ લેવા જવું પડતું ત્યારે થતી. જ્યારે જ્યારે મ્હારી કુટુંબ પ્રત્યેની અને આશ્રમ પ્રત્યેની ફરજ વચ્ચે આવા પ્રકારની ગુંચવણ ઉભી થતી, ત્યારે હમેશાં આશ્રમ તરફની ફરજ અદા કરવાજ મારૂં મન વળતું. મ્હારી સ્ત્રી તથા બાળકો તરફની મ્હારી આવી જાતની બેદરકારીથી તેમને દુઃખી થતાં જોઇ મ્હને ઘણીવાર દુઃખ થતું, પણ તેનો ઉપાયજ ન્હોતો. અનેકવાર આંસુ ભરી આંખ્યે હું આશ્રમ તરફ જવા નીકળતો. વળી કોઇવાર આશ્રમની એકાદ છોકરી માંદી પડતી ત્યારે તો મ્હારી ચિંતાનો પાર રહેતો નહિ. હું હમેશાં દૃઢ રહી બીજાને તેમ રાખવા પ્રયત્ન કરતો. મરણ જેવો ખરાબ બનાવ શરૂઆતમાં આ આશ્રમમાં થાય તો આશ્રમને મોટું નુકશાન થયા વગર રહે નહિ. પણ આ સઘળી વિટંબનાનું આખરે સારૂં પરિણામ આવ્યું. આ કસોટીનો સમય ચાલ્યો ગયો અને આ જ જગ્યાએ એક પાકાપાયાનું મકાન બાંધવાનો નિશ્ચય થયો.

પહેલું મકાન ૮૦૦૦) રૂપીઆ ખરચીને બંધાવ્યું. તે ઘણું નાનું હતું. કાસના સેનીટરી ઇજનેર મી. વી. ટી. અગાશેએ પોતાની માનાં સ્મારક દાખલ મકાન પેટે ૧૬૦૦) રૂ. ની ઉદાર રકમ આપી હતી. ઇ. સ. ૧૯૦૨ ના આખર ભાગમાં આ મકાન તૈયાર થયું અને ત્યારથી મેં મ્હારા કુટુંબ સાથે ત્યાં રહેવા માંડ્યું. હજુ સુધી આ જગ્યાએ સારો રસ્તો થયો ન્હોતો, ફક્ત ગાડું જાય એવો ચીલો હતો. મેં એક બળદની ગાડી રાખી અને હું તથા નિશાળે જનારાં છોકરાંઓ આ ગાડીમાં શહેરમાં જતાં આવતાં. આથી મ્હારી ઘણી વિટંબણા દુર થઇ. મ્હારે હવે પહેલાની માફક રોજના આઠ માઇલ ચાલવું પડતું ન્હોતું અને આશ્રમમાં રહેવાનો વખત વધવાને લીધે આશ્રમની વ્યવસ્થા પર પણ હું વધુ લક્ષ આપી શકતો. કેટલાયે વર્ષ સુધી એટલે જ્યાંસુધી આશ્રમનું કામ હું સ્ત્રીઓને સોંપી શક્યો ને મ્હારી વખતો વખતની મુલાકાતથી ચાલશે એવું લાગ્યું ત્યાંસુધી આ પ્રમાણે ચાલ્યું.

ઇ. સ. ૧૯૦૨ના છેડામાં મ્હારી બીજી સાળી પણ આશ્રમનાં જીંદગી સુધીનાં સેવક બન્યાં. મીસિસ પાર્વતીબાઇ આઠવલેનું નામ મરાઠી બોલનાર લોકોમાં જાણીતું જ છે. એમની જીંદગીનું વૃત્તાંત જાણવા લાયક છે. પચીશ વર્ષની ઉમ્મર સુધી તે મરાઠી કક્કો પણ વાંચી લખી જાણતાં નહોતાં. હમારૂં લગ્ન થયું પછી મ્હારી પત્નીએ એ વિધવા હોવાથી તેમને

હમારી જોડે આવી રહેવાનું કહ્યું. એમને એક નાનો બાળક છોકરો હતો. આથી સ્વાભાવિક રીતે મીસિસ આયવલે શરૂઆતમાં હમારે ત્યાં આવવાની હા કહેતાં ઘણાં અચકાયાં. આખરે એમણે આવવાનું નક્કી કર્યું; અને પોતાના આઠ વર્ષના છોકરાને લઈ એ હમારી જોડે રહેવા આવ્યાં. હમારે ત્યાં એ આવ્યાં ત્યારથી જ મેં એમને અભ્યાસ કરાવવો શરૂ કર્યો, અને ઘણી મહેનત કરી પાંચ વર્ષમાં તેમણે ફીમેલ ટ્રેનીંગ કોલેજનો અભ્યાસક્રમ પૂરો કર્યો. એ સરકારી સ્કોલરશીપ લઇ ભણ્યાં હતાં તેથી સરકારી કામ કરવા એ બંધાયેલાં હતાં. પણ હમારી ખાસ અરજીને પરિણામે સરકારે તેમને વિધવાશ્રમમાં કામ કરવા રજા આપી.

ફીમેલ ટ્રેનીંગ કોલેજમા ભણતાં હતાં ત્યારે મીસિસ આયવલે, એમની રજાઓ તથા પ્લેગને લીધે મળેલી રજાઓ પણ હમારા આશ્રમમાંજ ગાળતાં. મ્હારી બધી આશાઓ એમનામાંજ હતી. બાઇઓમાં મ્હારે મંડળની આશાનું સ્થાન એ એકલાંજ હતાં. મને આશા હતી કે એ પ્રમાણિકપણાથી અને ભાવથી કામ કરનારા નીવડશે અને આવું એક કામ કરનારૂં માણસ મળે તો ઘણુંજ ઉપયોગી થઇ પડે. એ કામ કરવા લાયક થયાં કે તરતજ એમને આશ્રમનાં લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ નીમવામાં આવ્યાં. પણ એમનું ખરૂં કામ તો બીજુંજ અને હમે સ્વપ્નામાં પણ ન ધારેલું એવું નીવડ્યું. જ્યારે લેડી સુપ્રીન્ટેન્ડેન્ટનું કામ કરવા લાયક વધુ શિક્ષિત સ્ત્રીઓ મળી આવી, ત્યારે મીસિસ આયવલેએ આશ્રમને સારૂ પૈસા ભેગા કરવાનું કામ માથે લીધું. થોડાજ વખતમાં આ કામ એમને રૂચી ગયું. સ્વાભાવિક રીતે એ હિમ્મતવાન અને ખંતીલાં છે અને અનુભવે કરીને એ મોટી સભામાં ભાષણ કરવાનું શીખ્યાં છે. સ્ત્રીઓના લાભમાં સ્ત્રીઓનેજ મ્હોડે થતી અરજ લોકોના મનપર સચોટ અસર કરે છે, અને આથી જ એ પૈસા ભેગા કરવામાં ઘણું ઉત્તમ કામ કરી શક્યાં. એ સરાસરે લગભગ ૩૦૦૦) રૂ. નું વાર્ષિક ઉઘરાણું કરે છે. મરાઠી વસ્તીવાળા જ નાના મોટા ગામોમાં એ જાય છે એમ નથી. એ તો મરાઠી ભાષા બોલાતી ન હોય એવે સ્થળે પણ જાય છે. એવે સ્થળે એમની અરજ સમજાવનાર એકાદ બે લાગણી ધરાવનાર સ્ત્રી પુરૂષ તો એમને મળી આવે છે જ. દરેક ઠેકાણે એકાદ બે, સ્ત્રી અને પુરૂષની સભા બોલાવે છે અને સભામાં પોતાની મુલાકાતનો ઉદ્દેશ સમજાવે છે. પછી પૈસા ઉઘરાવવા

ઘેર ઘેર ફેરે છે. કેટલાંયે વર્ષથી પૈસાની વાતમાં તો આ આશ્રમનાં, પર્ગ-તીયાઈ મુખ્ય સ્તંભરૂપ છે.

મીસિસ કાશીબાઇ દેવધર અને વેણુબાઇ નામજોશી, એ બન્ને આશ્રમને બહુ ઉપયોગી થઇ પડયાં; અને આશ્રમને હાલની સ્થિતિએ લાવવાનું માન મોટે ભાગે તેમનેજ ઘટે છે. એ બે બ્હેનો ઈ. સ. ૧૯૦૪ માં આ કામમાં દાખલ થયાં અને એમણે આશ્રમનું કામ પોતાના તન-મનથી કરવા માંડયું. મીસિસ દેવધરે મદ્રાસ યુનીવર્સિટીની કોલેજનો અભ્યાસ કર્યો છે અને ત્યાંની બી. એ. ની પરિક્ષામાં નાપાસ થયેલાં છે. એમનામાં ઉત્તમ બુદ્ધિબળ અને ઉચ્ચ ગુણો છે. બાળપણમાં જ્યારે એ વિધવા થયાં ત્યારે એમને વિધવા હોવા છતાં નિશાળે મોકલવામાં એમના બાપે ઘણી હિમ્મત બતાવી હતી અને મીસિસ દેવધરે, તેમના બાપે આપેલી શિક્ષણ લેવાની આ ઉત્તમ તકનો સારો ઉપયોગ કર્યો. આ આ-શ્રમમાં દાખલ થયા પછી થોડે વખતે એમણે આશ્રમ માટે નાણાં ઉઘ-રાવવાના ઉદ્દેશથી મદ્રાસ ઇલાકામાં, નિઝામના રાજ્યમાં, બ્રેડીયા પ્રાંતોમાં અને રજપુતાનામાં મુસાફરી કરી સારાં નાણાં મેળવ્યાં હતાં, પણ આશ્રમની અગત્યની અને ખરેખરી સેવા તો એમણે લેડી સુપીન્ટેન્ડન્ટ તરીકે બજાવી છે; અને આ સેવા બજાવતી વખતે હિંદીઓમાં ભાગ્યેજ દેખાય છે એવા ઉત્તમ ગુણો એમનામાં છે એમ દેખાડી આપ્યું છે. એમના જેવો જાતિ-ભોગ ક્વચિતજ જોવામાં આવે છે. કમનસીબે, આ વર્ષની શરૂઆતમાં આશ્રમે મીસિસ દેવધરની કિંમતી સેવા ગુમાવી છે. કેટલાક મતભેદને લીધે એમણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું અને આશ્રમની વ્યવસ્થા-પક કમિટીને આ રાજીનામું ઘણી નાખુશીથી સ્વીકારવું પડયું. હમણાં સારે નશીબે ઇંદોરમાં બીજા આવા જ કામમાં એ દાખલ થયાં છે, અને એ નવા કામમાં પોતાના ઉત્તમ ગુણોનો લાભ જનસમાજને આપશે જ.

મીસિસ વેણુબાઇ નામજોશીની આ આશ્રમ પ્રત્યેની સેવા પણ ખાસ અગત્યની અને અવનવીજ છે. આપણામાં ઘેર ઘેર જાણીતા થયેલા સદ્-ગત પ્રીન્સીપાલ જી. જી. આગારકરે એમનાં આ પિત્રાઇ બ્હેનને કેળવણી આપી હતી. એ ઉમદા ગૃહસ્થના ચારિત્ર્યની છાપ આ બાઇના મનમાંથી ઘસાઇ નથી. આ બાઇને એમના કુટુંબમાં રહેવાનો લાભ મળ્યો હતો અને આમ રહેવાથી તેમને ઘણો ફાયદો મળ્યો. એ બાઇ ફક્ત મેટ્રીક્યુલેટ થયેલાં છે. એમને માથે ઘણાં કામ છે, અને હાલમાં તો આશ્રમની બધી

જોખમદારી એમનેજ શિર છે. એમની અંતરની અને એકધારી સેવાની મદદ આશ્રમને ના હોય તો આ આશ્રમ હાલ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં ટકી શકે નહિ.

ઈ. સ. ૧૯૦૪ સુધીમાં તો આ આશ્રમ ઘણું વધ્યું અને સંસ્થાની સમૃદ્ધિનો વખત આવી પહોંચ્યો જ હોય એમ લાગ્યું. આ આશ્રમ અને તેની ઉપયોગિતામાં લોકોનો વિશ્વાસ વધતો ગયો. આશ્રમનો લાભ લેનારની સંખ્યા પ્રત્યેક વર્ષે વધતી ગઇ. આશ્રમ વધતું ગયું તેમ તેમ મકાન વધારવાની જરૂર પણ જણાઈ. ઇ. સ. ૧૯૦૩ માં ૬૦૦૦) રૂ. ના ખરચે રસોડું અને જમવા બેસવાની ઓરડી બાંધવામાં આવી ઇ. સ. ૧૯૦૪માં મકાન વધારવાની યોજના હાથમાં લેવાઈ. આને માટે રૂ. ૨૦૦૦૦) ની જરૂર હતી. હમેશાં પૈસાની મુશ્કેલી તો નડયાજ કરતી. પણ કામ પરોપકારનું છે અને મહેનત કરીશુ તો પૈસા મળશે એમ માની કામ હાથમાં લીધુ. આ વખતે રાજકોટના એસ. એન. પંડિત નામના ઉદાર ગૃહસ્થ હમારી મદદે આવ્યા. એમણે વખતો વખત આશ્રમને ભેટ આપેલી રકમનો કુલ સરવાળો રૂ. ૧૨૦૦૦) નો થાય છે.

ઇ. સ. ૧૯૦૬ના આખર ભાગમાં, જ્યારે આશ્રમનું મકાન બંધાઇ રહેવા આવ્યું ત્યારે, શરુઆતની મુશ્કેલીઓમાંની ઘણી ખરીનો નીકાલ આવી ગયો હતો અને ત્યારપછી તો કામ જાણે નિત્યકર્મ જેવું સુગમ થઇ પડ્યું.

હવે હું આશ્રમ સંબંધી થોડી ઘણી સામાન્ય હકીકત આપીશ. આશ્રમનો ઉદ્દેશ ઊંચ વર્ણની હિંદુ વિધવાઓને, તેમને જીંદગીમાં કંઈક રસ રહે અને જીંદગી અકારી થઇ ન પડે તેવી કેળવણી આપવાનો છે. આપણા જનસમાજમાં એક સ્ત્રી વિધવા થાય છે ત્યારથી એ પોતાની જીંદગી નકામી અને પોતાની જાતને તેમ પોતાનાં સગાવ્હાલાંને ભારરૂપ છે એમ માને છે. આથી કેટલીક વાર તો વિધવાઓ મરણ પણ ઇચ્છે છે. આ આશ્રમમાં તેમને શીખવવામાં આવે છે કે એક વિધવાનું જીવન પોતાની જાતને તેમ પોતાના દેશને ઘણું કિમતિ તથા ઉપયોગી છે. અહિંઆં તેમને જે કેળવણી આપવામાં આવે છે તે તેમને શિક્ષકો, નર્સો યા દાઇઓ બનાવી તેમનું પોતાનું ગુજરાન કરવાની શક્તિ તેમને આપવાના ઈરાદાથી અપાય છે. નર્સો તથા દાયણો બનવા જેટલું શિક્ષણ લેવા આશ્રમમાં સામાન્ય કેળવણી લીધાપછી તેમને એકાદ હોસ્પીટાલમાં મોકલવામાં આવે છે. ગરીબ

વિધવાઓનું ભરણપોષણ આશ્રમ તરફથી થોડે યા ઘણે અંશે થાય છે. પૈસાદાર વિધવાઓ પોષણનું ખર્ચ પોતે જ આપે છે. એક વિધવાના ભરણપોષણનું એક વર્ષનું ખર્ચ સરેરાશ ૧૦૦) રૂા. આવે છે. આશ્રમની રહેણી કરણી ઘણું ખરૂં ઘર જેવી જ છે. આશ્રમમાં રહેનારને ઘરકામ કરવું પડે છે, અને તેને ધાર્મિક તથા નૈતિક શિક્ષણ પણ અપાય છે. હિંદુઓના રીતરિવાજ પ્રમાણે આશ્રમ ચલાવાય છે અને હિંદુ ઘરોમાં પ્રચલિત ભક્તિ વિગેરે અહિં પણ કરવા દેવાય છે. ધર્મસિદ્ધાંતો સંબંધી સ્વતંત્ર અને ઉદાર વિચારો પર વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચવામાં આવે છે. માનસિક કેળવણીના સંબંધમાં જોઇએ તો, માતૃભાષાના છેલ્લા ધોરણ સુધી અને અંગ્રેજી પાંચ ધોરણ સુધી શિખવાય છે. મેટ્રીક સુધીના અભ્યાસ માટે બે ઉપલા વર્ગ ઓછા છે. થોડું ટ્રેનીંગ, થોડું સંસ્કૃત અને થોડું હિંદી પણ શીખવાય છે. શિક્ષણ આપવા ૧૧ શિક્ષકો છે. આમાંનાં ૪ સ્ત્રીશિક્ષકો છે અને ૭ પુરુષ શિક્ષકો છે. પુરુષ શિક્ષકોને પોતાના કુટુંબ સાથેજ આશ્રમમાં રાખવામાં આવે છે. આશ્રમનું મકાન ૪૫૦૦૦) રૂા.ની કીમ્મતનું છે, અને ૬૦,૦૦૦ની રકમ બક્ષીસ ફંડ તથા જાયુ ફંડ ખાતે જમે છે. હાલના મકાનમાં ફક્ત સો વિધવાઓને રહેવા પુરતી જગ્યા છે. ને છેલ્લા પાંચ વર્ષથી આટલી સંખ્યા આ આશ્રમમાં રહે છે. એકાદ બે વર્ષમાં ૧૫૦૦૦) રૂા.ને ખર્ચે નવું મકાન બાંધવાનું છે. પ્રત્યેક વર્ષે ચાલુ ખર્ચ લગભગ રૂપીઆ ૧૩૦૦૦)નો થાય છે. આમાંથી ૩૫૦૦) રૂા. વાર્ષિક વર્ગણીમાંથી, ૨૦૦૦) રૂા. વાર્ષિક વ્યાજમાંથી, ૩૦૦૦) રૂપીઆ આખું યા અડધું ખર્ચ આપી રહેનાર વિધવાઓ તરફથી અને લગભગ ૪૦૦૦) રૂપીઆ વખતોવખત મળતી ભેટો અને ઉઘરાણામાંથી મળી આવે છે. આવી રીતે આવકજાવકનો તાળો મળે છે ખરો. આશ્રમમાંથી ઘણી વિધવાઓ શિક્ષકો, નર્સો અને દાયણોનું કામ શીખી જનસમાજમાં ઉપયોગી કામ કરવા નીકળી પડી છે. કેટલીકો બીજી સંસ્થાઓમાં જઇ વધુ ઉંચો અભ્યાસ કરે છે અને થોડા વખતમાં જનસમાજનું ઉપયોગી કામ ઉપાડી લેશે. ઘણે દૂર દેશથી વિધવાઓ શિક્ષણ લેવા આવે છે. મદ્રાસ, કોકનાડા, રાજમન્દ્રી, મ્હૈસુર, માંગલોર, બિરાર, નીઝામપ્રાંત અને મધ્ય હિંદુસ્તાનમાંથી વિધવાઓ આ આશ્રમમાં આવી ગઇ છે. પ્રત્યેક વર્ષે હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાંથી લગભગ હજાર માણસો આ સંસ્થાની મુલાકાત લે છે. ઘણા રાજાઓ અને જાગીરદારોએ આ સંસ્થાની મુલાકાત લઇ તેના પર ઉપકાર કર્યો છે.

પુને આવનાર ઘણા વિદ્વાન અને જાણીતા નરો આ સંસ્થાની મુલાકાત હમેશા લે છે. આ સંસ્થાની વ્યવસ્થા ૧૨) માણસની કમીટી મળી કરે છે. આ બાર માણસને એકી વખતે ૧૦૦) રૂપીઆ અગર વાર્ષિક ૧૦) રૂ. આપનાર મંડળના સભાસદો પસંદ કરે છે. પ્હેલા જ્યાં એક પણ ઝુંપડી ન્હોતી, ત્યાં હાલમાં નાનુ સરખું, ૨૦૦) માણસની વસ્તીવાળું, ગામડું વસ્યુ છે. ટપાલખાતાએ આ સંસ્થા સારૂ ટપાલ ખાનાની એક શાખા ત્યાં ઉઘાડી છે અને એક બ્રાહ્મણ સ્ત્રી અહિં પોસ્ટમાસ્તરનું કામ કરે છે ' બ્રાહ્મણ સ્ત્રી પોસ્ટમાસ્તર એ ખરેખર આખા હિંદુસ્તાનમાં એક નવાઇ જેવું છે

હવે હું મ્હે ઉભી કરેલી એક બીજી સંસ્થા મહિલાવિદ્યાલયની હકીકત જણાવીશ. વિધવાશ્રમના શરૂઆતનાં વર્ષોમાંજ આ સંસ્થાનું બીજ અજાણ્યેજ રોપ્યુ. વિધવાશ્રમમા ભણવા આવવા લોકોને લલચાવવાનું શરૂઆતમાં ઘણું મુશ્કેલ હતું, તેથી વિધવાઓને આકર્ષવા હમે વિધવાવિદ્યાર્થીઓની છોકરીઓને મફત અને તેમની બેનોને થોડુ ઘણું લઇ આશ્રમમા દાખલ કરવાનું ઘણી ખુશીથી કબુલ્યુ હતું. મધ્યમ સ્થિતિના રત્નાગિરીના એક ગૃહસ્થ હિમ્મતવાળા હતા અને તેના મનપર સદ્‌ગત પ્રિન્સીપાલ, જી. જી. આગારકરના લેખોએ પણ ઘણી અસર કરી હતી. આ ગૃહસ્થે જ્યારે વિધવાશ્રમ સ્થપાયાની વાત સાંભળી ત્યારે મ્હને લખ્યું કે "મ્હારે એક ચૌદ વર્ષની વિધવા પુત્રી અને ૧૨ વર્ષની તેમ દશ વર્ષની બે કુંવારી પુત્રીઓ છે. જો હું મ્હારી વિધવા પુત્રીને તમારા આશ્રમમાં ભણવા મોકલું તો, જુના મનને વળગી રહેનારા સાધારણ લોકોમાંથી મ્હારી બીજી બે છોકરીઓ સારૂ યોગ્ય પતિ મેળવવામાં મ્હને ઘણી મુશ્કેલી પડશે. તેથી જો હું એકને ભણવા મોકલુ તો મ્હારે બીજી બેને ભણવા મોકલવીજ પડે વળી પ્રમાણમાં મારી પૈસા સંબંધી સ્થિતિ નબળી છે એટલે તમારા આશ્રમને હું જે કાંઇ મદદ કરૂં તે નહિ જેવીજ થઇ પડશે અને મોટે ભાગે મારી છોકરીઓનું ખર્ચ તમારા આશ્રમને માથેજ પડશે." મેં આના જવાબમાં લખી જણાવ્યું કે તમારી કુંવારી કન્યાઓને મોટી ઉમ્મર સુધી પરણાવવી નહિ એ સરત તમારે કબુલ હોય તો, બેલાશક તમારી ત્રણે છોકરીઓને હમે દાખલ કરીશું આ સરત એમણે કબુલ રાખી અને ઈ. સ. ૧૯૦૦ ની શરૂઆતમાં આ ત્રણે છોકરીઓ આશ્રમમાં દાખલ થઈ અને મહિલાવિદ્યાલયનો પાયો પણ તેજ વખતે નખાયો એમ કહીએ

ચાલે. ઘણાં વર્ષ સુધી આ ત્રણે બેનોની નાની ટોળીએ જનસમાજમાં આશ્રમ વિષે સારી છાપ પાડી અને આશ્રમની આબરૂ વધારી આ ત્રણે બેનો જુદા જુદા જીવનમાર્ગમાં સારી ખ્યાતી મેળવતી નીવડી છે.

પ્હેલાં પ્હેલાં તો આશ્રમમાં અંદર રહેનાર વિધવાઓની છોકરીઓ તથા બેનોનેજ દાખલ કરવામાં આવતી. પાછળથી બીજી પરણેલી યા કુંવારી છોકરીઓને પણ જો આશ્રમમાં રહેવાની પુરતી જગ્યા હોય અને પોતાના ભરણપોષણનું ખર્ચ આપે તો તેમને પણ દાખલ કરવામાં આવી. ધીમે ધીમે આશ્રમના કામની પ્રશંસા થવા લાગી અને પોતાની કુંવારી કન્યાઓને પણ આશ્રમમાં શિક્ષણ આપવાની ઘણા ગૃહસ્થોએ ઇચ્છા દેખાડી. આનું પરિણામ એ આવ્યું કે આશ્રમમાં કુંવારી કન્યાઓની સંખ્યા ઘણી વધી પડી અને આખરે આશ્રમની વ્યવસ્થાપક કમીટીએ ઠરાવ કર્યો કે આશ્રમમાં કુલ બાળાઓ તથા સ્ત્રીઓની સંખ્યાથી, વિધવા નહિ હોય એવી બાળાઓની સંખ્યા ચોથા ભાગથી કદી વધુ થવી ન જોઇએ. અને કદાચ જો ત્રણ ભાગ કરતાં પણ વધુ વિધવા સ્ત્રીઓ આશ્રમમાં દાખલ થવા ઇચ્છે, તો કુંવારી કન્યાઓને રજા આપી વિધવાઓ સારૂ જગ્યા ખાલી કરાવવી. આમ થવાથી દરેક વર્ષે ઘણી કુંવારી અને પરણેલી છોકરીઓની આશ્રમમાં દાખલ થવાની અરજીઓનો નાકારમાં જવાબ આપવો પડતો અને આ સ્થિતિ મારૂં મન જોઇ શક્યું નહિ. મેં આશ્રમની કમિટીને આશ્રમ વધારવા અને આશ્રમના શિક્ષણનો લાભ કન્યાઓ તથા પરણેલી બાળાઓને પણ આપવા, સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો; પણ કમિટીનો વિચાર વિધવાશ્રમ ફક્ત વિધવાઓ સારૂજ રાખવો, એવો હતો. અને વિધવા નં હોય તેવી સ્ત્રીઓને શિક્ષણ આપવાનું કામ ઉપાડી લેવાની તેમની મરજી ન્હોતી. આથી હું કાંઇક ગુંચવણમાં પડી ગયો. સ્ત્રીકેળવણી સંબંધી મ્હારી લાગણીઓ તથા મ્હારા વિચારો પ્હેલાં કરતાં ઘણા મ્હોળા થયા હતા અને બાળાઓનાં લગ્ન મોટી વયે થવાં જોઇએ, તેમ તેમને પુરતી કેળવણી મળવી જોઇએ, એવા મ્હારા વિચાર દૃઢ થયા હતા. આથી મ્હેં એક હિંદુ પરગજુ ગૃહસ્થને પુછાવ્યું કે બ્રહ્મચર્ય ફંડમાં તમે મદદ આપી શકશો કે કેમ? આ યોજના એવી હતી કે જો ગરીબ હિંદુ બાળાઓનાં માબાપ તેમને વીસ વર્ષની વય સુધી કુંવારી રાખવા અને મ્હારી દેખરેખ નીચે ભણવા મુકવા કબુલ કરે તો આ ફંડમાંથી તેમનો કેળવવાનો તેમ પોષણનો સઘળો ખર્ચ થાય. સઘળી બાળાઓને સોળ, સત્તર વર્ષ

સુધી તો કુંવારાં રહેવુંજ પડે અને ત્યાર પછી જો તેમને આગળ ભણવા ઇચ્છા હોય અને એ બાળાઓ ભણી શકશે એમ લાગે તો વીસ વર્ષ સુધી કુંવારાં રહી ભણવાની સરત તેમને સંબંધે અમલમાં મુકાય. પણ જો તેઓ આગળ ભણી શકે એવી ન હોય તો તેમને એ સરતના બંધનમાંથી મુક્ત કરવામા આવે. પેલા પરોપકારી ગૃહસ્થે માસિક રૂ. ૨૫) ની મદદ કરવી કબુલ રાખી અને સાત આઠ વર્ષ સુધી આ મદદ તેમણે મને આપી. ત્યાર બાદ આ રકમ બીજી કોઇ ઉપયોગી સંસ્થાને પૈસાની તંગી હોવાથી, તે સસ્થાને આપવાના ઉદ્દેશથી મને યોગ્ય ખબર આપી, તેમણે બંધ કરી. આ મદદથી મને મારા કામમાં ઘણું ઉત્તેજન મળ્યું અને હિમ્મત આવી. વિધવાશ્રમના કામનો બોજો કાંઇ નાનો સુનો ન્હોતો. અને તેની સાથે વળી બીજી સંસ્થા સ્થાપી વધુ જોખમદારી માથે વ્હોરી લેવી એ કાંઇ રહેલુ ન્હોતું આથી મ્હે આ બાબત ખુબ વિચાર કર્યો અને પુખ્ત વિચાર પછીજ આ નવી સસ્થા ઉઘાડવાનો નિશ્ચય કર્યો. ઇ સ ૧૯૦૭ ના માર્ચની ૪ થી તારીખે દખણ એજ્યુકેશન સોસાયટીની માલીકીના, લાકડા પુલની પાસે, એક જુના પણ મોટા મકાનમાં ૭ છોકરીઓ સાથે મહિલાવિદ્યાલયની શરૂઆત થઇ આ મકાન સોસાયટીએ આ સંસ્થા સારૂ હમને મફત વાપરવા આપ્યુ હતું. તેજ દિવસે પુનામાં પ્રગટ થતા દૈનિક પત્ર " જ્ઞાન પ્રકાશ " મા મહિલાવિદ્યાલય ઉઘાડવાની ખબર અને તેના ઉદ્દેશ દર્શાવતો એક પત્ર મ્હેં છપાવ્યો. વિધવાશ્રમની ધોરણપર કુંવારી તથા પરણેલી છોકરીઓ વાસ્તે એક સ્કુલ ચલાવવી તથા બને ત્યાં સુધી છોકરીઓના લગ્ન મોટી ઉમ્મરે કરવાનો રિવાજ પ્રચલિત કરવો એ બે આ સંસ્થાના મુખ્ય હેતુ હતા. આ સંસ્થાને પણ બને તો એના માતૃરૂપી વિધવાશ્રમની જોડેજ શહેર બ્હાર વખત આવ્યે વસાવવાનો વિચાર હતો; અને આ વિચાર પ્હેલેથીજ હમે જાહેર કર્યો હતો.

આવી રીતે મહિલાવિદ્યાલય સ્થપાયું અને તેની પ્રગતિ પણ ધીમી પણ પાકે પાયે થતી ગઇ. વિધવાશ્રમની પાસેજ આ વિદ્યાલયને સારૂ જગ્યા મેળવવી મુશ્કેલ હતી. વળી પૈસા સબંધી મુશ્કેલીઓ હમેશ નડતી. પણ આ બાબતમાં તો મેં મ્હારી જાતે ગમે તેટલુ જોખમ માથે લેવા નિશ્ચય કર્યો હતો. આજથી ત્રણેક વર્ષપર વિધવાશ્રમની પાસેજ વિદ્યાલય સારૂ જગ્યો મળી ચુકી તુરતજ આ જગ્યાપર યોગ્ય મકાન બાંધવાનું હમે-

શરૂ કર્યું. સારે નશીબે આ વખતે, બીજા બે ગૃહસ્થો મારી સાથે સાથે સંસ્થાની જોખમદારી માથે લેવા તૈયાર થયા. આથી મ્હારા મનની ઘણી ચિંતા ઓછી થઇ. આમાંના એક તો મી. ગાડગીલ છે. એ ગ્રેજ્યુએટ થયેલા છે અને આધેડ વયના છે. એ વડોદરામાં નોકરી કરતા હતા અને ફક્ત આવા પરોપકારી કામ પ્રત્યેના પ્રેમને પરિણામે આ નોકરી મુકી દઇ એમણે વિદ્યાલયનું કામ ઉપાડી લીધું.

બીજા ગૃહસ્થ જરા પાકટ વયના છે. તેમણે ફક્ત મેટ્રીકની પરીક્ષાજ પાસ કરી છે. છતાંયે તેમના આશયો ઘણા ઉચ્ચ છે. આ બન્ને ગૃહસ્થોએ આ નવી સંસ્થાના કામમાં તેમનું હૃદય પૂર્ણભાવથી પરોવ્યું અને આ સંસ્થાને હાલની ઉત્તમ સ્થિતિએ લાવવાનું માન મોટે ભાગે તેમનેજ ઘટે છે.

મકાન બાંધવાનું કામ ઘણી મુશ્કેલીઓ વચ્ચે શરૂ થયું. કારણકે હમારી પાસે બિલકુલ મુડી ન્હોતી. હમે ત્રણે ગરીબ માણસ હતા, છતાં હમારામાંના દરેકે પોતાના કુટુંબ સારૂ, સુખ દુઃખને વખતે કામ લાગે એ ઇરાદાથી સંગ્રહ કરેલી ત્રણ ત્રણ હજારની રકમ કાઢી આપવાનો નિશ્ચય કર્યો. મકાનના ખર્ચનો મૂળ અડસટ્ટો ૨૫૦૦૦) રૂ. નો હતો, પણ હમે મકાનમાં થોડો ઘણો વધારો કરવાનું ઠરાવ્યાથી આ અડસટો વધીને ૩૩૦૦૦) રૂ. નો થયો. આમાંથી હમારી પાસે તો રૂપીઆ ૯૦૦૦) હતા. બાકીની રકમ ક્યાંથી લાવવી તે કઠણ પ્રશ્નનો ફડચો કરવાનો બાકીજ હતો. પણ એ પ્રશ્નનો નીવેડો કરવા હમે ઉતાવળ કરી નહિ, અને બાંધકામ ચાલુ રાખ્યું. હમારી જાન ઉપર તથા મકાનપર જોઇતી રકમ ઉછીની લેવાનો અથવા તો અમુક વર્ષમાં પૈસા પાછા આપી દેવાની સરતે ડીબેન્ચર્સ કાઢી જોઇતી રકમ ઉભી કરવાનો હમારો ઇરાદો હતો. આ વિષે ચોક્કસ ગોઠવણ કરવામાં હમે રોકાયા હતા, તેવામાંજ અણધારી મદદ આવી પડી. હમારી સંસ્થાની મદદમાં ગાંધર્વ વિદ્યાલયના આશરા હેઠળ મુંબાઇમાં એક જલસો થવાનો હતો. મારા મિત્ર મી. ગાડગીલ મુંબાઇના મી. એચ. એ. વાડીઆની પાસે આ જલસાની થોડી ટીકીટો ખપાવવા જઇ પ્હોંચ્યા. સ્વાભાવિક રીતેજ સંસ્થાના હેતુ અને ઉદ્દેશ બતાવનાર રીપોર્ટ તથા ચોપાનીયાની નકલો તથા બંધાતા મકાનના નકશા તથા ખર્ચના અડસટ્ટાના આંકડા તેમણે પોતાની સાથે લઈ લીધાં હતાં. થોડી ઘણી વાતચીત કર્યા

પછી મી. ગાડગીલ પાસે વિદ્યાલય સંબંધી માહીતી આપનાં ચોપાનીઆં મી. વાડીયાએ માગી લીધાં. એક મહિના પછી એન. એમ. વાડીયાની ચેરીટીના ટ્રસ્ટીઓના સેક્રેટરીનો મ્હારાપર કાગળ આવ્યો કે "જો તમારી સંસ્થાનાં મકાનને દાતાનાં માતુશ્રી મોટલીબાઈનું નામ આપો તો બંધાના મકાનના અડસટેલા ૨૫૦૦૦) રૂ. ના ખર્ચનો ત્રીજો ભાગ ટ્રસ્ટીઓ તમને આપવા રાજી છે." આ કાગળથી હમને અપાર આનંદ થયો. મારી આખી જીંદગીમાં એવો આનંદ મેં ગણ્યોગાંઠ્યો પ્રસંગેજ અનુભવ્યો હશે. આવી બાબતોમાં જેમ ચિંતા વધારે ઉંડી તેમ તે ચિંતા દૂર થતાં અનુભવાતો આનંદ પણ ઉંડો અને પુષ્કળ હોય છે. અને આ વિષય સંબંધી મ્હારે માથે ચિંતાનો ભાર કેટલો હતો તે જેને પોતાના કુટુંબનું પોષણ કરી, કુટુંબના ભવિષ્યના સુખની વ્યવસ્થા પણ કરવાની હોય તેજ પૂર્ણ રીતે સમજી શકશે. ત્યારબાદ હમે બીજા ગૃહસ્થો પાસેથી પણ પૈસાની મદદ મેળવવા પ્રયત્નો કર્યાં અને હમને સારી મદદ મળી આવી. મી. ગાડગીલે પૈસા ઉધરાવવામાં કરેલી મહેનત, આ સંસ્થાને ઘણી કિમ્મતી થઈ પડી. વધારાના મકાનનો કેટલોક ભાગ તો હજુ બંધાય છે. ખર્ચનો બધો આંકડો ચુકવાઈ રહેશે, ત્યારે હમારે માથે ૧૩૦૦૦ રૂ. નું દેવું રહેશે. મકાનમાં સો બાળાઓ રહી શકે એવી સગવડ થશે. હમારે ત્યાં ભણવા આવનારની સંખ્યા હાલ ૫૦) ની છે. આ છોકરીઓ મરાઠી વસ્તીવાળા દેશમાંથી જુદે, જુદે ઠેકાણેથી આવેલી છે હમારી ધારણા એવી છે કે ત્રણ ચાર વર્ષમાં વિદ્યાલયમાં રહેવાની જગ્યાની ટાંચ પડશે.

વિધવાશ્રમમાં શિક્ષણક્રમ, વિધવાઓ આશ્રમમાં ભણી રહ્યા પછી પોતાનું પોષણ કરવા શક્તિમાન થાય એ ઉદ્દેશથી ઘડવામાં આવ્યો હતો. આથી માતૃભાષાની છેવટની, મેટ્રીક્યુલેશનની અથવા તો એવી બીજી કોઈ પરીક્ષા પાસ કરાવવાનું એ શિક્ષણક્રમનું નિશાન હોય એ સ્વાભાવિકજ હતું. મહિલાવિદ્યાલયમાં બાળાઓ આ કેળવણીની મદદથી આગળ જતાં ઉત્તમ માતાઓ, ઉત્તમ પત્નીઓ અને ભગી પાડોશણો બને એવો શિક્ષણક્રમ ઘડવાનો હમારો ઇરાદો છે. આ શિક્ષણક્રમનો હેતુ પરીક્ષા પાસ કરાવવાનો નહિ રહે, અને આ શિક્ષણક્રમ પ્રમાણે અભ્યાસ કરવો કે પરીક્ષા પાસ કરવાના સાધારણ શિક્ષણક્રમ પ્રમાણે અભ્યાસ કરવો તે બાળાઓ તથા તેમનાં માતપિતાની મરજી ઉપર રહેશે. મરાઠી ભાષાનું સારૂં જ્ઞાન, થોડું સંસ્કૃત, અંગ્રેજીનું વ્યવહારૂ જ્ઞાન, સાદા ગણિતનું તથા હિસાબનું જ્ઞાન,

ઘર સંબંધી અર્થશાસ્ત્ર, દેહધર્મવિદ્યા ( physiology ) શરીરવિદ્યા (anatomy), આરોગ્યવિદ્યા, બાળકોને ઉછેરવાના અને પાક શાસ્ત્રના વ્યવહાર જ્ઞાનનો સમાવેશ આ શિક્ષણક્રમમાં કરવામાં આવશે. આ બધી યોજના અમલમાં મુકાતાં ઘણાં વર્ષ નીકળી જશે, પણ એજ નિશાન હમારી સામે રાખી હમે કામ કરીશું.

હવે હું મ્હારા કાર્યના અને ભાવનાઓના વિકાસના છેલ્લા પરિણામનો કંઈક ઇતિહાસ જણાવીશ. મ્હને લાંબા વખતથી લાગતું હતું અને હવે તો મ્હારી આ વિષે ખાત્રીજ થઈ છે, કે હિંદુસ્તાનનો પુનરુદ્ધાર કરવા જો કાંઇ પણ ખરેખર ઉપયોગી કામ કરવું હોય તો સ્વાર્થત્યાગની વૃત્તિથી તે કામ કરનારાં હજારો સ્ત્રીપુરુષો વગર તે થઇ શકવું અશક્ય છે. સ્વાર્થત્યાગની બુદ્ધિથી-કામ કરનાર સ્ત્રીઓની એક ટોળી ઉભી કરવાનો અભિલાષ મ્હારા મનમાં ઘણા લાંબા વખતથી રમ્યા કરે છે. ઇ. સ. ૧૮૯૮ માં હિંદુ વિધવાશ્રમ રજીસ્ટર કરાવ્યું, ત્યારે તેના કાયદા કાનુનોમાં એક એવી હકીકતની કલમ હતી કે આશ્રમનો એક હેતુ, હિંદુ સ્ત્રીઓને દયાની અને ધર્મની બેનો અને સેવિકાઓ બનાવવાનો છે. ઇ. સ. ૧૯૦૨ માં આશ્રમના સંબંધમાં એક ચોપાનીયું નીકળ્યું હતું, તેમાં આ બાબતના મારા વિચારો નીચે મુજબ જણાવ્યા હતા.

"વિદ્યાર્થીઓને કેળવી તેમને આગળ જતાં પ્રમાણિક, સ્વતંત્ર અને નીતિમય જીંદગી ગાળી પોતાનું ગુજરાન કરવા લાયક બનાવવાં એજ એક આ આશ્રમનો હેતુ નથી, પણ આ વિદ્યાર્થીઓ પોતાના આવા જીવન દરમ્યાન પોતાની બેનોને મદદરૂપ થઇ પડે અને હિંદુસ્તાનની સમસ્ત સ્ત્રી જાતિનો ઉદ્ધાર કરે એ પણ અમારા આશ્રમનો એક ઉદ્દેશ છે. વળી આશ્રમને આશા છે કે આશ્રમનાં કેટલાંક વિદ્યાર્થીઓ આ અભ્યાસ પુરો કરી, કમાવાની પરવા ન રાખતાં, આ આશ્રમ જેવીજ બીજી સંસ્થાઓ સ્થાપી યા તેવી સંસ્થાઓને મદદ કરી પરોપકારનું કામ ઉપાડી લેશે."

ઉપરના ઉતારાપરથી વાંચનારની ખાત્રી થશે કે આ વિચાર મારો જુના વખતનો સાથી હતો. જેમ જેમ પુનાનાં અને દખ્ખણ તરફ આવેલાં જાહેર પરોપકારી તથા ધર્માદા ખાતાંઓ સંબંધી હું વિચાર કરતો ગયો તેમ તેમ મારા મનમાં વધારેને વધારે નક્કી થતું ગયું કે આવાં ખાતાંઓની

યોગ્ય અને ઉત્તમ વ્યવસ્થા, વૃદ્ધિ અને પ્રગતિ ખાતર મુખ્ય જરૂરી સાધન સ્વાર્થત્યાગી સ્ત્રીપુરુષો જ છે. આવાં સ્ત્રીપુરુષો એક નિષ્ઠાથી આવી સંસ્થાઓને, પોતાનું તન તથા મન અર્પી ધાર્મિક જુસ્સાથી સઘળું કામ ઉપાડી લે છે અને સંસ્થાનું કાર્ય, તેમને સોંપેલું, ધર્મપ્રચારણનું કામ હોય અને એ કાર્ય કરવામાંજ પોતાનું સર્વસ્વ સમાયેલું હોય એમ માને છે."

પરોપકારી સંસ્થાઓની સેવા બજાવવી એ પવિત્ર કાર્ય છે, પણ એવી સંસ્થાઓનો વહીવટ ચલાવવા અને જોઈતાં સાધનો પુરાં પાડવા બીજાં કાર્યોની માફકજ બેલાશક પૈસો, એ બળવાન ચીજ છે. પૈસો આવી સંસ્થાઓને સ્થાયી રહેઠાણ આપી તેમના ઉપર જગતનું અને જનસમાજનું ધ્યાન ખેંચે છે પણ આ સંસ્થાઓનો છવાત્મા અને ખરેખરો આધાર તો નિઃસ્વાર્થી અને ભાવથી સેવા કરનારાં માણસોજ છે એમ કહીયે તો ચાલે. આપણે કમનશીબે આવાં માણસોની હાલમાં પુષ્કળ અછત છે. સ્ત્રીઓના છુટકારાનું અને તેમની ઉન્નતિનું કામ એટલું વિશાળ અને જુદી જુદી જાતનું છે, કે આવી સંસ્થાઓ હાલમાં છે તેનાથી વધારી સોગણી કરવામાં આવે તો પણ તે ઓછી પડે. પૈસાની મદદથી આવી સંસ્થાઓ હસ્તીમાં લાવી શકાય ખરી, પણ તેનો બરાબર વહિવટ કરી યોગ્ય વિકાસ કરાવનાર માણસો પૈસાથી પેદા થઈ શકશે નહિ.

આથી આપણે ફક્ત પૈસાને કારણે કામ કરનાર નહિ પણ આવા કાર્યને ખાતરજ કામ કરનારી સ્ત્રીઓની જરૂર છે. મનુષ્ય જાતિની સેવાની અને તેમના દુઃખનિવારણકાર્યની પિછાણ પરમેશ્વર કરે છે. અને આવી સેવા અને આવા કાર્યનેજ આધારે જેને મોક્ષની ઇચ્છા હોય, તેને મોક્ષ મળી શકે છે એ વિચાર હજુ આપણા લોકમાં આવ્યો નથી. સ્ત્રીજાતિની ઉન્નતિ અને સુધારણામાં જ્યાં જરૂર હોય અને જ્યાં માંગણી થતી હોય ત્યાં બને તેટલી મદદ આપવી અને સ્ત્રીજાતિની સેવા પોતાની મેળે પણ યથાશક્તિ ઉઠાવી લેવી એ નિષ્કામ કર્મમઠનો એક હેતુ છે. મઠ એ શબ્દથી લોકોમાં કદાચ ગેરસમજુતી થશે. પણ આ મંડળના ઉદ્દેશમાં કોઇ પણ જાતની ગૂઢતા કે ગુપ્ત ભેદ નથી. એમાં કશું છાનું નથી. મંડળનાં માણસો જનસમાજને ત્યજી, એકાંત વાસ કરવાનાં નથી અને જનસમાજ તેમનાથી અલગ રહેશે તેમ પણ નથી. આમ બનવુંજ અશક્ય છે, કારણકે હમારું કાર્ય જનસમાજની સેવા જ છે. આ કાર્ય જનસમાજમાં વસીને જ થઇ

પાડી શકાય એમ છે. જનસમાજની સેવાને જ હમે પરમેશ્વરની પૂજા માનીએ છીએ. આવી સેવા અતિ ઉપયોગી અને અતિ જરૂરી છે એવી માન્યતા એજ હમારો ધર્મસિદ્ધાંત છે. જે કાંઈ અલ્પ સેવા અમે કરીશું તે યજ્ઞવેદી આગળનું હમારૂં નૈવેદ ને હમારૂં બળીદાન છે. આત્મસંયમ, ગરીબાઈ અને તેવાજ બીજા ગુણો હમારી આસ્થાની, હમારા ધર્મની, કસોટી છે. અને એ ગુણો, નિરાશા અને પરાજયને વખતે, એક ઢાલનો અર્થ સારી હમારૂં રક્ષણ કરશે. મઠમાં સઘળી સ્ત્રીસભાસદોજ હોવાનું ખાસ જરૂરનું છે. અંતિમ હેતુ સઘળા સ્ત્રીસભાસદો કરવાનો જ છે જ્યારે મ્હારી આ મનોભાવના પાર પડેલી હું જોઇશ, ત્યારે મ્હારા સુખનો પાર રહેશે નહિ. પણ મઠ કેવળ સ્ત્રીસભાસદોનોજ બની શકે ત્યાં સુધી થોભવું અને પોતાની સેવા અર્પનાર પુરુષોની મદદ લઇ કામ શરૂ જ ન કરવું એ તો ડહાપણ ભર્યું ન જ ગણાય. કેટલાકોને લાગશે કે મેં મારી આગળ સાધી ન શકાય એવું અતિ ઉચ્ચ લક્ષ્ય રાખ્યું છે. હા આ વાત ખરી છે; પણ તમે જાણો છો કે આકાશ તરફ તાકી ગોળી બ્હાર કરીએ તો, ગોળી ઝાડપર લાગ્યા વગર તો રહેજ નહિ. આ 'નિષ્કામ કર્મમઠ' ના કાયદા કાનુનો ઇ. સ. ૧૯૧૦ ના ડીસેમ્બરની ૬ ઠ્ઠી તારીખે આ મઠમાં દાખલ થનાર સેવક તથા સેવિકાઓની એક સભા બોલાવી, ચર્ચી, નક્કી કર્યાં છે. હાલમાં હમારી સંખ્યા ૧૨) ની છે; મઠમાં ચાર સેવકો તથા આઠ સેવિકાઓ છે.

---

## સંવાદ.

(લેખક સૌ. હરિસુખગૌરી વામનરામ ભાવનગર.)

વિમળા—નિર્મળા બેન, તમે ક્યાં જાઓ છો ? અત્યાર સુધી તો લખ્યાં કર્યું, હવે વળી બહાર જવાની તૈયારી કરી !

નિર્મળા—વિમળા ! તારૂં આળસ તે ક્યારે દૂર થશે ? તું ક્યારની નકામી બેસી રહી છે. નકામું બેસી રહેવાથી શું ફળ ? તારે તો દુનીયામાં

કામમાં કામ બેસી રહેવું ને વાતો કરવી એજ છે, પણ એથી કંઇ બુદ્ધિ વધે છે?

વિમળા—નિર્મળા બેન, તમારે તો મોટી ઓફીસ જામી હોય તેવું, કોઇ દિવસ કોઇ ને કોઇ દિવસ કોઇ આવ્યુંજ હોય! આજે આ વિષય લખવો ને કાલે પત્ર લખવા છે. બીજી વખત મળે તેમાં મુલાકાત લેવા જવું. ત્યારે બે ઘડી આરામ ક્યારે લેશો?

નિર્મળા—બેન વિમળા હવે સ્ત્રીઓને મજુરી શું છે? ઘરમાં બીજું કામ કરનાર તો નોકર હોય, ફક્ત રાંધીને ઘરવ્યવસ્થાનું કામ કરી બે ઘડી વાંચવું લખવું એ કંઇ મજુરી ગણાય નહિં, ને એમાં કાંઇ આરામની જરૂર રહેતી નથી. બની શકે તેવું ઘરનું કામ આપણે કરીએ તેમાં શી નવાઇ! મજુર વર્ગો તો પારકી મજુરી કરીને પણ પોતાના પતિને મદદ કરે છે, ત્યારે આપણે તો પતિએ સોંપેલું ઘર સાચવવું ને ઘરમાં બેસીનેજ કામ કરવાનું છે. તેમાં આરામની શું જરૂર?

વિમળા—નિર્મળા! તમે તો તમારા પતિ લખવાનું વાંચવાનું જે, આપે છે તે કરો છો ને મને તો એવું ગમે જ નહિ. ઘરમાંથી પરવારી બે ઘડી વાતો કરીએ કે એવું કરવા બેસીએ.

નિર્મળા—બેન વિમળા! એવું આળસ રાખીએ ત્યારે ભણેલાં ને વગર, ભણેલાં સરખાં જ ગણાય! તેમ વિદ્યા લીધાનું સાર્થક પણ નહિ.

વિમળા—વિદ્યા લીધાનુ સાર્થક એ કે કોઇ કાગળો આવે તે વાંચીએ ને તેનો જવાબ લખી શકીએ. બહુ ગુંચવણી ભરેલું લખાણ કદી ન એ સમજાય, તેમાં શુ? વાંચી શકીએ લખીએ તે થોડું છે કે?

નિર્મળા—વિમળા! તું કહે છે તેમ બે જ કાર્ય કરી શક્યાં એટલે પાર ઉતર્યા? આ જ તારી ભૂલ છે ને તેથીજ સ્ત્રીઓ પાછળ પડી જાય છે. વિદ્યા લીધા પછી તેને વૃદ્ધિ પમાડવી ને જનસમૂહમાં બનતી કોઇરીતે ઉપયોગી થવું એજ ભણ્યાનું સાર્થક છે. કાગળ લખવા વાંચવા એ તો બારઅક્ષરી ભણનારી છોકરી પણ કરી શકે, તેમાં શું? તે કંઇ ભણી ગણાય કે?

વિમળા—ત્યારે ભણેલી કોણ ગણાય? સારાં કપડાં પહેરી મીટીંગોમાં, જાય ને ભાષણો વાંચે તે કે?

નિર્મળા—બેન વિમળા, તું તો છેક જ કાલું કાલું બોલી નકામા સવાલ પુછે છે. ભાષણો લખાવી લાવી વાંચે કે ફેશનેબલ કપડાં પહેરે તે ભણેલી ન ગણાય. પણ જે પહેલેથી-તે છેલ્લે સુધી વિદ્યા લઇ તેનો સદ્ઉપયોગ કરે, બીજાને સુધારે, ઘરકામમાં ને કુટુંબવ્યવહારમાં સરખી રીતે માહીતગાર હોય, બાળકોને સારી રીતે ઉછેરી સદ્‌ગુણી બનાવે ને ઇશ્વર ઉપરે ભરોસો રાખી નીતિનિયમે વર્તે, તેજ સ્ત્રી ભણેલી ગણાય.

વિમળા—ત્યારે હું તો સાત ચોપડી ભણી છું ને રોજ દેવનાં દર્શન કરવા જાઉં છું તે તમે મને ભણેલી નહિ ગણો?

નિર્મળા—ના! હું તો તને અભણથી પણ અણસમજુ ગણીશ; કેમકે તું સાસરે રહેતી નથી, ને સાસુ નણંદ સાથે કંકાસ કરે છે, કજીયો કરે છે, તેથી હું તો તને અભણજ માનું છું. વળી જૂઠો ઢોંગ બતાવે છે કે હું ઇશ્વરને માનું છું ને દર્શન કરવા રોજ જાઉં છું. જો તને ઇશ્વર ઉપર ભરોસો હોય, તેને પ્રસન્ન રાખવાની રીત આવડતી હોય તો તું તારા વડીલોને જ પ્રસન્ન રાખી શકે. દર્શને જવાથી કંઇ આસ્તિક ગણાયે નહિ. જે દેવ દેરાસરમાં છે તેજ દેવ મનુષ્યના દેહમંદિરમાં છે. માટે વડીલોને નહિ દુભતાં ભક્તિથી રહેવાય તો દર્શન કરી દેવ પ્રસન્ન કર્યાનું ફળ મળે.

વિમળા—બેન એમ કેમ, હું શું ખોટું કરૂં છું? મારાં સાસુ જુના વિચારનાં, તે રધાવે, ઘરકામ કરાવે, ને ભણ્યું હું તો બે આંકડા ભણી, ને વળી મારો વર કમાઉ, એટલે શરૂ મને તે એ કામ કરવું કેમ ગમે? તમે જ કહો. મારે તો સારાં કપડાં ને દાગીના હોય તે પહેરવા ને ખુરશીએ બેસી ગુંથવું ભરત ભરવું એવું જ ગમે છે.

નિર્મળા—ઘરકામ કરવું એ તો સ્ત્રીનું મુખ્ય કામ છે. ઘરકામ કર્યા પછી સારાં કપડાં અલંકાર શું નથી પહેરાતાં? નવરાસને વખતે ભરત ગુંથણ નથી થતું? જે સ્ત્રી ઘરકામમાં કુશળ ને વ્યવહારસંપન્ન હોય તે જ સ્ત્રી સારી ગણાય.

વિમળા—બેન સંપ તે શી રીતે રહે? મારો સ્વભાવ જુદો ને મારાં સાસુનો સ્વભાવ જુદો. વળી મારા વરને તો મા કહે તે જ ખરૂં, ને બેન તો મારી બહુજ ડાહી એમ તે ગણે, ત્યાં સંપ કેમ રહે? મારા કરતાં પણ માબેન ઉપર ભાવ બહુ રાખે. મારે એવાંની મરજી સાચવવી એ તો કેમજ બને?

નિર્મળા—હા તારી રીતભાત હું સારી જોઇશ ત્યારે તને જોઇ મારૂં મન પ્રસન્ન થશે ને હું મનમાં મગરૂર થઇશ કે મારી વિમળા હવે ખરેખરી સુધરી. તારો સુખી સંસાર જોવાને હું ઇન્તેજાર છું. વિમળા! હવે સાંજ પડી, ઇશ્વરપ્રાર્થના કરી પોતપોતાને સ્થાનકે જઇએ.

ઢિંઢી

જગતનાથ, જોડી હાથ, નિત્ય વંદું,
ગતિ કૃતિ તારી જોઇ ને આનંદું;
અખિલ જગતનો તું પિતા માત બંધુ. જગ૦ ૧

સૂર્ય તું જ અગ્નિ તું જ વાયુ તું જ;
પૃથ્વી પાણીમાં વસેલો પ્રભુ છું જ;
અહો ચંદ્ર ને નક્ષત્ર ઇશ તું જ. જગ૦ ૨

તું છે સહિપાળ ને કૃપાળ સ્વામી;
ચરણ કમળમાં સદા રહું વિરામી;
નમું સૃષ્ટિ સ્થિતિ ઉત્પતિ ના સ્વામી. જગ૦ ૩

તમે શાન્તિ દાતા ને વિદાતા સ્વામી;
ચરણકમળમાં રહીએ શીર નામી;
વિઘ્ન ટાળી કાળથી બચાવો પ્રાણી. જગ૦ ૪

સપ સુખ રાજમાં આબાદી સ્થાપો,
પૃથ્વીપતિને અતીવ સુખ આપો;
હરિસુખ સ્વામી શાન્તિ શાન્તિ આપો જગ૦ ૫

# કન્યા કેળવણી, અને તે કેવી હોવી જોઇએ?

---

લેખક—સૌ. બ્હેન શારદા સુમંત મહેતા.

આપણી ઉન્નતિનો મુખ્ય ઉપાય કેળવણીની પ્રગતિ છે. પુરૂષ વર્ગની કેળવણી તે માત્ર બસ નથી. કારણ કે એ તો સંસારરથનું એક ચક્ર છે. આપણા પુરૂષો તો વિજ્ઞાન, કળા આદિ બીજાં અનેક શાસ્ત્રોમાં જગતના અન્ય દેશો સાથે સ્પર્ધા કરીને ઊંચી પદવીએ પહોંચ્યા છે. પણ શોકની વાત એટલીજ છે કે એટલું વિશાળ જ્ઞાન ધરાવનાર પુરૂષોની સ્ત્રીઓ, માતાઓ, અને બહેનો તો અજ્ઞાનના અંધકારમાં પડેલી હોય છે પુરૂષ વર્ગ શું કરે છે તેનો તેમને સહેજ પણ ખ્યાલ હોતો નથી. તેવાંના સમાગમથી પુરૂષો શી રીતે સંપૂર્ણ સુખમય જીવન ગાળી શકે? પોતાના મનના મોટા મોટા વિચારો, આદર્શ ભાવના, સર્વનો ઉભરો, અનુભવની આપલે, કોના આગળ કરે? એટલે અર્ધું અંગ તો paralyse અર્થાત્ ક્ષીણ થઇ ગએલું છે. સ્ત્રીઓ પુરૂષોની સહચારી ક્યારે થાય કે તેમના સર્વ કર્તવ્યપ્રદેશમાં બુદ્ધિપૂર્વક મનન કરી શકે ત્યારે. લગ્ન વખતે સપ્તપદીમાં જે પ્રતિજ્ઞા લેવાની છે તે તે જમાનાને અનુકૂળ હશે. કારણ કે તે સમયની સ્ત્રીઓની પદવી કાંઇક ઓર જ હતી. આપણા શાસ્ત્રમાં સ્ત્રીઓની સ્થિતિનું પ્રતિબિંબ મહાદેવીની મૂર્તિમાં માલૂમ પડે છે મનુષ્યે દેવની પ્રતિમા પોતાના ઉપરથી જ કરેલી છે.

આપણાં શાસ્ત્રોમાં, તેમ જ કળામાં સ્ત્રીઓને અત્યન્ત માન આપવામાં આવ્યું છે. મહાભારતમાં, મહાદેવજી ઉમાને એક સ્થળે સંબોધીને કહે છે કે દેવી! તું ત્હારા આત્માને તેમ જ પરમાત્માને ઓળખે છે. દરેક કાર્યમાં તું કુશળ છે. ત્હારામાં સ્વાભાવિક આત્મનિગ્રહ છે, અને સર્વ પ્રાણી પ્રત્યે ત્હારી સમદૃષ્ટિ છે. ત્હારી બુદ્ધિ અને શક્તિ મારા જેટલી જ છે, અને ત્હારૂં તપ પણ તેટલું જ છે. સ્ત્રી માર્ગમાં માશુક એટલે સર્વ ચેતન વસ્તુ-ઈશ્વર. આશક તે જડ વસ્તુ, દૈવી આત્મા વિનાનો મનુષ્યાત્મા. 'Woman is a ray of God, not a mere mistress. The Creator's self as it were, not a mere creature' પરંતુ આ સર્વ તે સમયની દેવીઓને માટે છે. આ જમાનામાં જરૂર શેની છે કે સ્ત્રીઓને પોતાને પોતાની જ કર્તવ્યપ્રદેશ શોધી કહાડવા દેવો. અસલના Patriarchal વખતથી પુરૂષોએ વાજબી કે ગેરવાજબી જે પ્રદેશ આંક્યો છે તેમાં જ પડી

રહેવું તે યોગ્ય નથી. પાશ્ચાત્ય દેશોને તેમજ આપણા પૂર્વના દેશોને આ સમજવાની બહુ જરૂર છે.

અનેક કારણોને લીધે આપણી સ્ત્રીઓમાં અજ્ઞાનનો ફેલાવો, મનની મલિનતા, નીતિની બેસમજ, પરનિંદામાં પ્રીતિ, ઘરેણાં લુગડાંની ઘેલાઈ, ચાલતી આવેલી ખરાબ રૂઢિઓનો દુરાગ્રહ, વહેમમાં મગ્નપણું, ફુવડના વગેરે દુર્ગુણો સજ્જડ પેસી ગયા છે. આ દોષને દૂર કરવાનું સાધન સદ્વિદ્યા ને સત્સંગ છે. મનુષ્ય આ જગતમાં જન્મી જૂદાં જૂદાં પ્રાણિ અને પદાર્થના સંબંધમાં આવ્યાથી જ વિવિધ પ્રકારનુ જ્ઞાન ધરાવે છે. ગુણ અને જ્ઞાન પ્રાપ્ત કરવાને પુરુષોને જૂદા જૂદા દેશ કાળમાં અને જૂદે જૂદે પ્રસંગે જેટલી અને જેવી તક મળે છે તેટલી અને તેવી બહોળી તક આપણા દેશની સ્ત્રીઓ જેઓ અંધારી કોટડીમાં રહેલી છે અને પરતંત્રતાના પાશમાં પડેલી છે, તેઓને ક્યાંથી જ મળે ?

પણ અંધકાર પાછળ હમેશ પ્રકાશ હોય છે. અમારૂં ઉણપ અમે સમજવા માંડ્યું છે રોગચિકિત્સા થયા પછી તેનો ઉપચાર અઘરો નથી.

પતિની યોગ્ય સહચારિણી, બાળકોની માતા, ભવિષ્યની પ્રજાને ઉછેરનાર શિક્ષકો, ઉત્તમ ગૃહિણીઓ ઉત્પન્ન કરવી એ આદર્શ તરફ આપણું પ્રયાણ છે. આ પરિણામ આણવાને માટે સામાન્ય જ્ઞાન, ગૃહઉપયોગી કામ, શિવણ, રસોઇ, ઉપજ ખર્ચની ત્રેવડ, લલિત કળાનુ જ્ઞાન, આરોગ્ય શાસ્ત્ર, બાળઉછેર સંબંધી જ્ઞાન, માંદાની માવજત આ સર્વ વિષયોમાં પ્રવીણ થવાની અગત્ય છે.

હાલમાં આપણે બે વર્ગની સ્ત્રીઓ સાથે કામ લેવાનું છે.

(૧) નિશાળે જતી ઉમરની કન્યાઓ—તેમને માટે કન્યાકેળવણીનો પ્રચાર વધારવાનો તેમ જ લગ્નની વય વધારવાનો પ્રયાસ કરવો જોઇએ, કારણકે બાર કે ચૌદ વર્ષે છોકરી પરણીને સાસરે જાય તેટલા વખતમાં સંસાર વ્યવહાર સારી રીતે ચલાવવાનું જ્ઞાન ને અનુભવ શી જ રીતે મેળવી શકાય ?

કન્યાને કેળવણી કેવા પ્રકારની આપવી ? આ વિષય મેં બીજે ઠેકાણે ચર્ચેલો છે એટલે અહીં હું વધારે નહિં કહું.

Do not think you can make a girl lovely if you do not make her happy.

Thus you have first to mould her physical frame, and then as the strength she gains will permit, you fill and temper her mind with all knowledge and with thoughts which tend to confirm its natural instincts of justice, and refine its natural tact of love.

All such knowledge should be given her as may enable her to understand and even to aid the work of men. It is of the utmost moment that she should be able to show kindness to a stranger, and so understand the sweetness of a stranger's tongue; that she should be trained in habits of accurate thought; that she should understand the meaning, the inevitableness, and the loveliness of natural laws, that she should be taught to enter with her whole personality into the history she reads, to picture the passages of it vitally in her own bright imagination, chiefly of all she is to be taught to extend the limits of her sympathy with respect to that history which is being for ever determined as the moments pass, in which she draws her peaceful breath, and to the contemporary calamity which, were it but rightly mourned by her, would recur no more hereafter. She is to exercise herself in imagining what would be the effects upon her mind and conduct, if

શરીરને પહેલાં સુધારવાની આપણી ફરજ છે. એકવાર શરીર સારૂં યા પછી મનને સારી રીતે કેળવવાની જરૂર છે. પુરુષનાં જુદાં જુદાં ામમાં રસ લઈ શકે અને દ્દેહમાં બનતી મદદ પણ કરી શકે એટલે દરજ્જે ીઓનાં મન કેળવવાં જોઇએ. કુદરતી કાયદાઓ અનિવાર્ય છે જનાં એ- ાંથી ઘણું શીખવાનું છે અને એમાં કાંઇક સૌદર્ય રહેલું છે એ બધી ાતો એમણે જાણવી અને સ્હમજવી જોઇએ. દુઃખથી મનુષ્ય ઉપર શી ાસર થાય છે અને એમને દુઃખ પડે તો એમના મન ઉપર કેવી અસર ાય એ વાત એમણે સ્હમજતાં શીખવું જોઇએ અને જ્યારે જ્યારે પ્રભુને ે પ્રાર્થના કરતી હોય-ત્યારે માત્ર પોતાના છોકરાં અને પતિને માટે ાશીર્વાદ માગવા ઉપરાંત જગતમાત્રમાં દુઃખી અને પીડાતાં રીબાતાં મનુષ્યો પર પણ ઈશ્વર કૃપા માટે પ્રાર્થના કરવી જોઇએ.

(૨) બીજા વર્ગની સ્ત્રીઓ એટલે ૧૫ થી ૩૦ વર્ષની સ્ત્રીઓ. આ ર્ગ તેમના ફુરસદના વખતમાં ઘણું શીખી શકે એમ છે. અને તેટલા ાટે જ જનાના વર્ગ, સ્ત્રીશિક્ષણ વર્ગ વગેરે સંસ્થાઓ અગત્યની છે. ાવા વર્ગ ચકલે ચકલે ને મહોલ્લે મહોલ્લે થવાની જરૂર છે. અને તેમાં વા માટે પુરુષ-વર્ગે સ્ત્રીઓને હરેક રીતે સરળતા કરી આપવી એ તેમની રજ છે. સામાન્ય જ્ઞાન એ જ એક મોટી શક્તિ છે. પણ તે ક્યારે, કે યવહારમાં તેનો ઉપયોગ થાય ત્યારે. કોઇએ પુષ્કળ જ્ઞાન સંપાદન કર્યું હોય, ાને જગતનો પુષ્કળ અનુભવ મેળવ્યો હોય, પણ જો તે પોતાની પરિસ્થિ: તેથી દૂર રહે તો તેથી કાંઈ પણ લાભ થઇ શકે નહિં. જ્ઞાનની સાથે ો યોગ્ય ઉપયોગ કરવાનું ડહાપણ પ્રાપ્ત કરવું જોઇએ. મનુષ્યની સ્થિતિ ાને જરૂરીઆતો માટે તે જ્ઞાન વ્યવહારમાં મૂકતા શીખવું જોઇએ. જે ાં શિક્ષણ મળ્યું હોય તેનો અહંકાર કરવો એ તો મનની હલકાઈ બ- ાવી આપે છે. ધન વૈભવનો ગર્વ કરવો એ જેટલું ધિક્કાર પાત્ર છે તેટ- ું જ વિદ્યાનો ગર્વ તિરસ્કૃત્ય છે. આપણને જે જ્ઞાન મળ્યું હોય તેનું દાન ીજાને કરવું એ જ મોટું ભૂષણ છે. પોતાની બુદ્ધિશક્તિના ઉપયોગની વાબદારી જો મનુષ્ય સમજે તે આત્મસ્તુતિમાં વખત ગુમાવશે નહિં. જ્ઞાન- ાપ્તિ માત્ર વખણાવવા માટે નથી પરંતુ જગતની નમ્ર સેવા માટે છે.

સામાન્ય જ્ઞાન ઉપરાંત આપણી સ્ત્રીઓને ઘરગથુ ઉદ્યોગો શીખવવાની ણી અગત્ય છે. અને તે સ્ત્રી શિક્ષણ વર્ગો દ્વારા જ થઇ શકે એમ છે.

ભણકો વિદ્યાર્થીમાં ઉત્પન્ન કરવો એ જ આપણું કર્તવ્ય છે. આ પ્રકારનું કામ કરનારી સંસ્થાની ઉત્તરોત્તર વૃદ્ધિ થશે તો જ્ઞાનની જીજ્ઞાસાથી સંતુષ્ટ થએલી, વિશાળ દૃષ્ટિમર્યાદાવાળી માતાઓ ઉત્પન્ન થશે અને તેઓ પોતાની સંતતિમાં પોતાનાં દૃષ્ટાંતથી કેળવણી અને જ્ઞાન પ્રાપ્ત કરવાની નિઃસ્વાર્થ અભિલાષા જાગ્રત કરશે.

દેશસેવાનો દિનકર ઉગે છે,
માતૃપૂજાનો યુગ મંડાયો છે.
ને યુગનો પ્રાણચેતક મહિમા
ઠામ ઠામ ઝળહળે છે.
નથી, હજી નથી પ્રગટ્યા
કુલ કુલમાં માતૃભાવના એ ધૂપ;
કે નૈવેદ્ય નથી ધરાવાનાં,
ને એ કાલે આવશે, આવ્યો નથી;
પણ દેશનાં દેવાલયોમાં તો
મંગલા આરતિની ઘંટા વાગી છે.
સન્ત મહન્તો પ્રભાતીઆં ગાય છે.
સૌનું શુભ થાવ, સૌ દેશસેવક છે,
યથા શક્તિ મતિ અંધકાર અજવાળે
નિદ્રામાંથી ચેતનમાં દોરે છે.

(ન્હાનાલાલ

## દુઃખનો દરીઓ.

( લેખક સૌ કુસુમ દીક્ષિત. )

( આ વાર્તાના નાયક મી. રજનીકાન્ત છે, જેમણે પોતાનો અપચાનો રોગ સારો કીધો અને પછીથી આખી જીંદગી સુખી ગાળી. જે ઉપાયો એમણે લીધા તે બહુ કોઇને તો પસંદ નહિ પડે તોપણ કંઇક અંશે આ વાંચવાથી એ રોગ તરફનું તમારૂં વલણ તો જશે, એની અમે ખાત્રી આપીશું )

રજનીકાન્તનો આત્મઘાત કરવાનો વિચાર દૃઢ થઇ ચુક્યો હતો. દૃઢ મણુંનો એનો દૃઢ નિશ્ચય અને એ વિચારની શરૂઆત એ બેની વચ્ચે એને સંકલ્પ વિકલ્પ થયા કરતો હતો. તે વખતે હેમ્લેટની માફક સહન કરવું એ વધારે સારૂં છે કે દુઃખના દરીઆ સામે થઇને તેનો છેડો લાવવો, એમ એને થતું. પણ તે બધાનો હવે છેડો આવ્યો હતો. એનો દૃઢ નિશ્ચય થઇ ચુક્યો હતો. એને નક્કી કરવાનું એ હતું કે આવા અમલ પેટના દુઃખાવા સાથે વધારે જીવવું કે નહિ. કારણકે રજનીકાન્તને વારંવાર અપચાનું દુઃખદાયક કષ્ટ ભોગવવું પડતું હતું. ખાવા પર એની બહુ આસક્તિ હોવાને લીધે જીંદગી એને લાંબી લડાઇ જેવી થઇ પડી હતી ને તેમાં જે કાંઇ થતું તે એને પ્રતિકૂળજ પડતું.

આથી એ હવે તદ્દન કંટાળી ગયો હતો. આગલાં વર્ષોની સ્થિતિ સંભારીને ભવિષ્યને માટે એને કાંઇ આશા રહિ નહોતી. દરેક જાતની જાણીતી પેટન્ટ દવાથી એને કાંઇ ફાયદો થતો નહિ.

મૃત્યુ! ત્હારો દંશ ક્યાં ગયો! એમ વિચાર કરી એણે એને સારૂ તૈયારી કરવા માંડી.

જે લોકોએ આત્મઘાતના સંજોગો વિશે અભ્યાસ કર્યો છે તેઓ કહે છે કે આત્મઘાત કરવાની વૃત્તિ સાધારણ રીતે ૫૫ મા વર્ષ પછી થાય છે. અને જેનાં મગજો કામકાજમાં રોકાયેલાં ના હોય તેના કરતાં ઉદ્યોગી મગજોમાં ઓછો અડધ હોય છે.

દુઃખી બિચારા રજનીકાન્તને આવી રીતે બન્ને ચીજો લાગુ પડતી હતી. એની ઉમર ૫૬ વર્ષની થઇ હતી અને આખા ગામમાં એના જેવું કામ

વગરનું માણસ મળવું મુશ્કેલ હતું. વીસ વર્ષ પહેલાં એક નહિ ધારેલો વા- રસો મળવાથી એનો આળસુ થવાનો શોખ ઘણોજ વધી જવા પામ્યો હતો.

વારસો મળ્યા પહેલાં એ કોઇ અપ્રસિદ્ધ માલ ચલાવનારી પેઢીમાં કાર- કુન હતો. ઑફીસનો વખત પુરો થયા પછી પત્રો લખવાનો થોડોક શોખ હતો. પછીથી એ શોખનું રૂપ બદલાઇને રોજ સારામાં સારી સો ચોપડી વાંચવાની ઇચ્છા રૂપ થયો, તોપણ ખરેખર તો કોઇક વખત એકાદ ચોપા- નીઉં તો કોઇ વખત ન્યુસ પેપર વાચીને એ સંતોષ માનતો. ૩૬ વર્ષની ઉમરે રજનીકાન્ત આવા હતા આજીવિકાને માટે કમાવાની જરૂર હોવાથી અને મિષ્ટાન્ન મારવાને પગાર ઘણો ઓછો હોવાથી એનો અપચો હદમાં રહી શક્યો હતો. કોઇક વખત એને ચુંકો આવતી હતી પણ ઘણું ખરૂ એને કાંઇ થતું નહોતું.

ત્યાર પછી વારસો મળ્યો. અને રજનીકાન્તની હદ ગઇ. ત્યારથી એણે શહેરમાં રહેવાનું છોડી દઇને એકાદ રસોઇઓ તથા બેએક સેક્રે- ટરીઓ સાથે ગામડામાં રહેવા માંડ્યું. કોઇ કોઇવાર એ સેક્રેટરીઓને હિન્દુ- સ્તાનનાં પ્રાણીઓ વિષેનાં ચોપાનીઆંમાંથી કોઇ કોઇ ફકરા ઉતરાવતો અને એ વિષયમાં મોટી શોધખોળ પોતે કરે છે એમ માનતો. આની રીતે એણે છેલ્લાં વીસ વર્ષ ગાળ્યાં હતાં. કોઇ એને કસરત કરવાની સલાહ આપતું નહિ ને એ કસરત કરતો પણ નહિ. બેઠળ ટેવવાળા માણસને મિષ્ઠાનથી કેટલુ દુ:ખ ભોગવવું પડે છે તે એને કોઇએ કહ્યુ હતું પણ નહિ, કારણકે તેમ કરવાની કોઇને જરૂર પણ શી? ઉલટું લોકો તો એની મિષ્ટાનની ઇચ્છાને ઉત્તેજન આપતા, કારણ કે જાતે એ વિવેકી ગૃહસ્થ હતા અને મિત્રો એમની સાથે બે ઘડી બેસીને જમે એ એમને બહુ ગમતું હતું.

પરિણામ એ આવ્યુ કે કુદરતે એના નિયમ પ્રમાણે રજનીકાન્તને એના ઝપાટામાં લીધો. એક દિવસ સવારે ઘણોજ સખત અપચો જાણે વાદળામાંથી એકદમ ઉતરી આવ્યો હોય એમ લાગ્યું એક ઘડીએ એને પૂર્ણ શાન્તિ અને આનંદ લાગતો કે બીજી ઘડીએ જાણે પેટમાં લાલ તપા- વેલા પંજાવાળી જંગલી બિલાડી ગુસ્સે થઇ હોય એમ લાગતું આથી રજનીકાન્તે આ બખાનો છેડો લાવવા નિશ્ચય કર્યો.

જીદગીના આવે બારીક સમયે પણ એની જુવાનીની પદ્ધતનુસાર

કામ કરવાની ટેવ પાછી આવી. ગમે તેવી અજાણી પેઢીમાં પણ એક કારકુન લાંબો વખત રહ્યાથી પદ્ધતિ મેળવ્યા વગર રહે નહિ. રજનીકાન્તે પણ એજ પ્રમાણે નિશ્ચિંતે અને ઘણીજ અક્કલ વાપરીને તૈયારી કીધી હતી.

એક અમાસ ને શુક્રવારની સવારે આપણે રજનીકાન્તને પોતાના ટેબલની પાસે જીંદગીનો છેડો લાવવાની તૈયારી કરતો બેઠેલો જોઇએ છીએ. ટેબલપર નોટોની ૭ થોકડીઓ પડેલી હતી. આ અને બીજી થોડી ગીનીઓ તે જ એની સઘળી દોલત હતી.

તે સીવાય ૭ પાકીટ ૭ કાગળ અને ૭ ટીકીટો એની આગળ પડેલાં હતાં ને એ તેની તરફ શાન્તિથી જોતો હતો. જો કે એ કબુલ કરતે નહિ પણ એને પેલા પત્રો લખતાં ખુબ ગમ્મત પડી હતી.

પોતાનો વારસ કોને કરવો એ વિચારે એનું મગજ ઘણું રોકયું હતુ અને ઘણી રોકાણને લીધે કોઇક વખત તો એનું દુઃખ એટલું ભુલી જવાતુ હતુ કે એને પોતાને આનંદ જેવું લાગતું.

દરેક જાતના સંકલ્પ એના મગજમાં આવી ગયા. એનામાં સત્તાનો કાંઇક અજબ શોક હતો અને તે એકલા પઇસાથી કોઇ દિવસ એનામાં આવ્યો નહોતો. લક્ષાધિપતિઓ પોતાનાં ક્ષણિક વિલ કેમ કરે છે તે એને સમજ પડવા માટી એક વાર તો એણે એવો વિચાર કરી લીધો કે ટાઇમ્સની ડીરેક્ટરીમાંથી કોઇ પણ માણસ પસંદ કરી તેનેજ બધું આપી દેવું. પરંતુ એ બધુ મેળવનારને થતો આનંદ એનાથી જોઈ શકાય નહિ એ વિચારથી એણે એ યુક્તિ માંડી વાળી અને વળી જેના પરિણામ વખતે હાજર ના હોઇએ તેવી વસ્તુ કરવાથી શો ફાયદો!

અંતે આવી વિચિત્રતાને બદલે હૃદયની લાગણીએ એનાપર જોર મેળવ્યું. એની ઓરીમના જુના મિત્રોને લાભ થવાનો હતો. આહાહા ! તેઓ કેવા ભલા આદમી હતા ! તેમાંના કેટલાક તો મરી ગયા હતા, તો પણ બાકીના આઠો ડઝન સાથે કંઇક સંબંધ રહ્યો હતો, ને વળી તેમનાં સરનામાં તેની પાસે હતાં તે અગત્યનુ થઇ પડ્યું.

આ વસ્તુ અગત્યની એમ હતી કે રજનીકાન્તે વિલ ન કરી જવાનો

પણ બહારો બહાર પઇસા એ લોકોને પહોંચાડી દેવાનો નિશ્ચય કર્યો હતો. વિલથી કેટલી મુશ્કેલી ઉભી થાય છે એ એ બરોબર જાણતો હતો. કોઇ કોઇવાર તદ્દન સરળ અને સીધી બાબતોમાં પણ એમાં ઘણી ગુંચાગુંચી થાય છે. એને પોતાને પણ વીસ વર્ષ પહેલાં એના વારસા માટે સહેજ ગુંચવણ નડી હતી. કોઇકે એ વિલ સામે વાંધો લીધો હતો અને પરિણામે એ બધું પતી ગયું તે પહેલાં દોલતનો લગભગ વીસમો ભાગ તો વકીલો ખાઈ ગયા.

આવું જોખમ વહોરવાની તો એના મને સાફ ના કહી. એણે નીરાંતે પોતાના શેરો વેચી નાખ્યા અને બેંકમાં પઇસા મુકયા, અને પછી પોતાની તઇયારીમાં, નોટોની ૭ સરખી થોકડીઓ, દયા અને હિંમતથી ભરપુર લખાણવાળા ૭ કાગળો, ૭ ચોખ્ખી રીતે સરનામું કરેલાં પાકીટો અને ૭ પોસ્ટની ટીકીટો એટલાં તઇયાર કીધાં. ટીકીટોને ભીની કરી પાકીટપર ચોંટાડી. ૭ પાકીટોની અંદર નોટો તથા કાગળ સંભાળથી મુકી બંધ કીધાં. ત્યાર પછી ખાનું ઉઘાડી અંદરથી એક કાળી નાની ગંદી શીશી કાઢી, ઉઘાડી, ગ્લાસમાં તેનું પ્રવાહી રેડયું.

. રજનીકાન્તે ઘણા લાંબા વિચાર પછી આત્મઘાતને માટે આ રસ્તો પસંદ કીધો હતો. છરો, ફાંસો, પીસ્તોલ એ બધાનો વિચાર એણે કરી જોયો હતો. વળી ડુબી જવાનો કે ઉંચેથી ભુસકો મારવાનો વિચાર પણ કરી જોયો હતો. પણ દરેકમાં એને ખામી લાગી. કયાં તો તે દુઃખદાયક હતાં અથવા વિચિત્ર હતાં. મી. રજનીકાન્તનો જીવ ઘણો ટાપટીપીયો હતો. ડુબીને મરે તો એનું દેખાવડું શરીર બેડોળ થઇ જાય. વળી પીસ્તોલ વાપરે તો શેતરંજી બગડે. ઉંચેથી ભુસકો મારે તો રસ્તો ખરાબ થાય ને વળી કદાચ કોઇ બિચારું નિર્દોષ નાહકનું છુંદાઈ જાય. છરીનો તો સવાલ હતોજ નહિ, કારણકે તેનાથી ઘણું દુઃખ થાય. એતો એને સાધારણ પ્રેરણાથીજ માલમ પડયું હતું. ખરેખર! ઝેર સહુથી સરસમાં સરસ હતું. સહેલાઇથી લેવાય, જલદી કામ કરે અને એકંદરે બધી રીતે ઠીક પડે.

રજનીકાન્તે ઝેરવાળું ગ્લાસ બાજુએ ખસેડી મેજ ઉપરની ઘંટડી વગાડી.

શામશંકર આવ્યા છે કે? માણસને પુછ્યું.

હાજી હમણાંજ આવ્યા.

એને કહે કે એને બોલાવે છે.

રામશંકર રજનીકાંતના પ્રાઇવેટ સેક્રેટરી અને ટાઇપીસ્ટનો દરજ્જો ભોગવતા હતા, એટલે કે જ્યારે રજનીકાન્તનું મન એના આળસ એટલી સત્તા મેળવતું કે હિંદુસ્તાનનાં પ્રાણી વિગેરેની શોધખોળનો એ વિચાર આવે, ત્યારે મી. રામશંકરને બોલાવી આમનેમ થોડાક ટક અને સંબંધ વગરના વિચારો ફેંકે, એટલે એના મનથી એણે નિયમિત કઠ કામ કીધું એમ માનતો. અને આટલું કરી જ્યારે એ પાછો સરતમાં કે ઘોડો એક બે માઇલ એકદમ દોડી આવ્યો હોય તેની માફક થાકીને હાંફ ખુરસીમાં પડે ત્યારે મી. રામશંકરનું કામ જે વિચારો એણે નોંધી લી હોય તેને સફાઇથી ટાઇપ કરીને ટેબલના અમુક ખાનામાં મુકી દે એ હતું.

મી. રામશંકર ઘણા ઉગ્ર વિચારના, ન પરખાય એવી ઉમરના, બીજા માણસોને માટે ખાસ નીતિને માટે ઘણો અવિશ્વાસ ધરાવતા હ જો કે તેમ કરવાનું એને કાંઇ કારણ મળ્યું ન હોતું. ખરૂં પુછાવો લોકો એની સાથે કામ પાડવામાં તદ્દન સીધા હતા. એની સેક્રેટરી તરીં ની વીસ વરસની નોકરીમાં એને કાંઇ ખરાબ અનુભવ થયો નહોતો. ં પણ એ બાબતસરે બહુ ચોકસ રહેતા. મી. રામશંકર આવા હતા. પ સાની તંગીને લીધેજ આ કામપર રહ્યા હતા.

મી. રજનીકાન્તની નોકરીમાં, જુવાનીઆ, મધ્યમ વયના, તેમજ ઘર પણ આવ્યા અને પાછા ગયા. મોટી આશાથી તેઓ આવતા અને પા બોર માફક તેઓ ખરી જતા, કારણકે ગામડાની જીંદગીથી કંટાળી જતા

મી. રજનીકાન્તનું રહેઠાણ એક ગામડામાંજ હતું. ગામમાંથી પટેલ ચોરો, એક નાનું મહાદેવનું દહેરૂં, એક નાની વાવ, જો ખાતર કરીએ તો તેં ઝુંપડા અને મુગે મોડે પહોળી ફલંગો મારીને ચાલતાં માણસો, તે એવાં કોઇ તો તેને ગાંડા કેરી એસાયલમમાં મોકલી આપે, એટલુંજ હ એટલે રજનીકાન્તના બધા સેક્રેટરીઓ ગામ જોતા કે ચોંકીને ભડકેલ ઘોડાની માફક મુંબાઇ કે સુરત નાસી જતા.

પરંતુ રામશંકર જુદા પ્રકૃતિના માણસ હતા. એઓ વેપારી નજરથ કામ કરતા, એટલે કે પગાર ઠીક હતો એટલુંજ એમને બસ હતું. કારણ

મહિને ૫૦ રૂપીયા એમને બીજી કોઈ જગ્યાએ મળે એમ હતું નહિ. એટલે વીસ વર્ષ એમણે ત્યાં પુરાં કીધાં હતાં અને બીજાં ૭ તો જરૂરીજ એવી આશા હતી.

જ્યારે નાની પોતડી, હીંગડાવાળો કોટ, ૭ વરસની જુની પાઘડી અને પટપટીઆ જોડા પહેરીને રામશંકરને ઓરડામાં દાખલ થતા જોયા ત્યારે ગે દેખાવથી રજનીકાન્તના હૃદયમાં કાંઈક દયાનો આવિર્ભાવ થયો. હોય એવું એના મ્હોંપરથી જણાયું. આ મ્હારો વિશ્વાસુ અને જેમ દીકરો બાપ-પર આધાર રાખે છે તેમ મ્હારાપર આધાર રાખનાર છે ને મ્હારા પાસે આવેલા અંત વિશે એને કંઈજ ખબર નથી એમ પોતાને કહેવા લાગ્યો. પરંતુ રામ-શંકરને એની તૈયારીમાં એ ભુલી ગયો નહોતો. એની ટેબલપર કાંઈક ૫૦૦ રૂપીયાની નોટનો થોકડો એના હિસ્સા તરીકે પડેલો હતો.

મી. રામશંકર આવીને નિત્ય પ્રમાણે બેઠા. નોટ બુક ઉઘાડી પેનસીલ કાઢીને રજનીકાન્તને હિંદુસ્તાનનાં પ્રાણીઓ વિશે કાંઈ બોલવાની રાહ જોતો બેઠો. પરંતુ રજનીકાન્તને, ટેવ પ્રમાણે બોલતાં પહેલાં ખભાં થડાવવાને બદલે કાંઈક મંદમંદ હસતો જોઈને રામશંકરને બહુ અજાયબી ઉત્પન્ન થઈ.

રામશંકર વિચિત્ર પ્રકૃતિનો માણસ હતો. આ હાસ્યમાંજ એને વિચિત્ર વિચાર આવવા માંડયાં. એના મગજના તંતુઓ એકદમ જાગ્રત થઈ ગયા અને આટલાં વર્ષ પછી એનો શેઠ એનાપર કાંઈ આપદા પાડશે એવું એને લાગવા માંડ્યુ.

રજનીકાન્ત હજુ હસતોજ હતો. હાસ્યના વિભાગ પાડવા એ બહુ મુશ્કેલ કામ છે. હાસ્ય એ એવી વસ્તુ છે કે એનો મુદ્દો હજારો જુદી જુદી રીતે સમજાવી શકાય. રજનીકાન્તને પોતાનું હાસ્ય ભરવાની અણી-એ આવેલો એક શેઠ પોતાના નીમકહલાલ નોકરને છેલ્લી સલામ કરતો હોય તેવું લાગ્યું રામશંકરને તેના મ્હોંપરથી, વિયંગથી ભરપૂર હમણાં કાંઈક શરમ ભરેલી માંગણી કરશે એવું હાસ્ય લાગ્યુ.

'રામશંકર, રહેવા દો આજે આપણે કામ નહિ કરીએ.' એમ રામશં-કરને કહ્યું. 'મહેરબાની કરીને મારા આ ૭ કાગળ પોસ્ટ કરવાના છે તે

જરા કરી દેશો ? ' રામશંકરે કાગળ લીધા અને આમ તેમ ફેરવીને જોવા લાગ્યો.

' રામશંકર ' તમે મ્હારે ત્યાં લાંબો વખત નોકરી કીધી, નહિ ? 'રજનીકાન્તે પુછ્યું ' ૭ વરસ, નહિ ! ને તેમાં મ્હેં કોઇ દહાડો પણ કાંઈ બક્ષીસ આપી નથી. '

' પણ સાહેબ તમે મને મોટો પગાર આપો છો કેની ? ' રામશંકરે કહ્યું. આટલુ બોલતાં રજનીકાન્તને મણિ યાદ આવી. એ રામશંકરનું એકનું એક બાળક હતું. દીકરી જેવી મણિને મળ્યા જોયા વગર તો મરી જવું ગમ્યુ નહિ મણિના હાથમા પૈસા મુકી દેવાનો રસ્તોજ ઠીક લાગ્યો. રામશંકર તો રજનીકાન્તના બોલવાની વાટ જોતો બેઠો એટલામાં રજનીકાન્તે કહ્યુ. ' તમે જાઓ અને મણિને જરા મ્હારી પાસે મોકલજો. ' મણિ નાની હતી ત્યારે તો કોઇ કોઇવાર આવતી હતી. હમણાં બાર તેર વર્ષની થઇ હતી એટલે છોકરીને સાપની માફક સાચવવી જોઇએ એમ ધારી રામશંકરે આવતી બંધ કરી હતી. આટલું બોલી રજનીકાન્ત ઉઠયો અને રામશંકરની તરફ બે ઘડી જોયા કીધું અને હસ્યો. રામશંકરને એના સ્વભાવ પ્રમાણે મણિને બોલાવવામાં અને હસવામા કાંઇક ઉંડો ભેદ માલમ પડયો. એના મનમાં તો ગુસ્સો તિરસ્કાર અને અપમાનની લાગણીઓ ખળભળાટ કરી મુકતી હતી, પણ તે બધું મનમાંજ હતું. બહારથી તો પોતાની ઇચ્છા વિરુદ્ધ ' મોકલું છું ' કહી ઉઠયો પણ એનું મન ઘોડાને વેગે વિચાર પર વિચાર કરવા લાગ્યું. ૫૬ મે વર્ષે ડોસાને આ શું સુઝયું.

મણિને શા માટે બોલાવી હશે? કંઇ આમાંથી મોટી આફત તો નહિ પડે ? વગેરે અનેક તરંગો દોડયા. આખરે મણિને મોકલવી, પાછળ પોતે જવું અને છુપાઇને બધુ જોયાં કરવું એ નિશ્ચય પર એ આવ્યો. અને એ વિચાર પ્રમાણે પોતાની પત્નીશ્રીનાં ઘણાં કડુ વચનો સાંભળી આખરે મણિને મોકલી અને પોતે ઓરડાની બહાર રહી એક જાળીના વચાવામાંથી જોતો ઉભો. પણ જરા દૂર હતો એટલે રજનીકાન્ત ને મણી વચ્ચેની વાત સાંભળી શકતો નહોતો.

રજનીકાન્તે મણિને પોતાની પાસે બેસાડી કહ્યું. ' દીકરા ! ત્હારા બાપે મ્હારે ત્યાં ઘણાં વરસ નોકરી કરી. મ્હારી ત્હારી તરફની લાગણી જુદીજ

છે. મ્હારા બાપની નીમકહલાલ નોકરી ને ત્હારી તરફના હેત બદલ હું તને કંઇક આપવા માંગુ છું' આટલું બોલી એણે નોટનો થોકડો હાથમાં લીધો.

'આ ત્હારે માટે છે દીકરી,' એટલું બોલી એ ઉઠયો અને મણિ તરફ સ્નેહાર્દ્ર હૃદયથી જોતો ઉભો રહ્યો એનું હૃદય વધારે પીગળ્યું; પરિણામે એણે નીચા વળી મણિના કપાળપર એક હેતભર્યું ચુમ્બન કીધું. હાસ્યનો ભેદ જાણવો જેટલો મુશ્કેલ છે તેટલોજ ચુમ્બનનો પણ છે. રજનીકાન્તે કોઇ ઘાયલ થયેલો યોદ્ધો પોતાની મા બેન કે મા્યાળુ સગાંને ચુમ્બન કરે તેવી રીતે કીધુ હતું તો પણ રામશંકરનું મગજ આ જોઇને શાન્ત ન રહી શક્યુ. એ તો એકદમ પ્રગટ થયો. એના મનમા જે ખુન ભરાઇ રહ્યું હતું તે બહાર નીકળ્યુ. એકદમ ધસી જઇને મ્હો પર એવા જોરથી મુક્કો માર્યો કે જો એનો મુક્કો એક ઇંચ નીચો હોત તો રજનીકાન્તનું ડાચું તુટી જાત.

'તમે તમારા મનમાં શુ સમજો છો ! હુ એમ ધારતોજ હતો અને બધાની વાટ જોતો જ હતો. એ બધુ તમારી આંખ અને હસવામાં જ જોયુ હતું મ્હે આની જ આશા રાખી હતી હું તમને ખરેખર કહું છુ કે તમારી આવી રીતભાત મ્હારી સાથે નહિ ચાલે. હું તમારો નોકર તેથી શુ ?'

રજનીકાન્ત જે ટેબલ તરફ ખસવામા રોકાઇ ગયો હતો તે આનો જવાબ દેવા તઇયાર થયો.

'રામશંકર, તમારી તદ્દન ગેરસમજ છે.' રજનીકાન્તે ગભરાઇને કહ્યુ. 'મારો ઇરાદો કાંઇ'......

'ગેરસમજ છે ?......મ્હારી દીકરીને .....હું તમારો નોકર તેથી શું ?'

'પણ મારા મનમાં કાંઇજ એવો વિચાર નહોતો.'

'ખરેખર ! તમારા મનમાં એવો કાંઇજ વિચાર નહોતો ! મ્હારી દીકરીને બોલાવી પૈસા આપો, તેને ચુંબન કરો અને તેનો અર્થ તમારા મનમાં નહતો !' પોતાનું, ધારી વાગ્યું હોય તેમ રામશંકર ખુશી થતો બોલ્યો. 'હાં હવે તમે જાણો છો કે હદ બહાર ગયા એટલે ગભરાઓ છો ! તે બધુ ગમે તે હો, તેની અમને પરવા નથી. હું તમારો નોકર તેથી શું ?'

'અરે મી. રામશંકર, જરા મ્હારૂં સાંભળો તો ખરા.'

'ચુપ રહો!-હું તમારો નોકર તેથી શું?'

રજનીકાન્ત આ બધુ જોઇને ગાંડા જેવો બની ગયો પેલી સુઝીનો ધાસ્કો અને આ મૂર્ખ કૃતઘ્નતા, એથી એ તો આભોજ બની ગયો. આખરે કંટાળીને બરાડો ઉઠયો 'હું તમારો નોકર તેથી શું, એવું કહ્યાં કરવાની કાંઇ જ જરૂર નથી. તમે તો મને ગાડો બનાવી દેશો. જાઓ નીકળો અહીંથી ગમે ત્યાં જાઓ પણ મને અહિં એકલો પડી રહેવા દો.' રામશંકર આ હુકમ સાંભળ કાંઈ દીલગીર થયો નહિ. રજનીકાન્તની સાથે લડાઈ અને તેમાં જીત એટલે જીતનો વાવટો ફફડાવીને પાછા હઠવામાં એને કાંઇ વાંધો લાગ્યો નહિ. તેણે ઉઠીને મણિનો હાથ પકડીને મોટાઈમાં કહ્યું. 'ચાલો આ ચાલ્યા! તમે તમારી જાત આજે બતાવી દીધી એટલે અમારે લાયક આ ઘર છે જ નહિ.' એમ કહી ધીમે રહી નીકળી ગયો અને મણિને ઘેર મોકલી દીધો.

રજનીકાન્ત આમ તેમ ઉકળીને ઘરમાં ફરવા લાગ્યો. આ બનાવથી એ તો આભોજ બની ગયો હતો. ગુસ્સો આખા શરીરમાં વ્યાપી ગયો. અરે દયા અને હેતનો આવો બદલો? અરે આખી દુનીઆ આવી કૃતઘ્ની છે? એકદમ એ પગલું ભરતો અટકયો. એના મનમાં જુદોજ વિચાર આવ્યો. હેમ્લેટની માફક ફરી વિચાર કરી પોતાની જાતને કહ્યું. "હું આત્મઘાત કરૂં તો મ્હારાપર આખી દુનીઆ તુટી પડે."

આ શબ્દો બોલતાં બોલતાંમાં એનામાં કાંઇ અજબ શાન્તિ આવી. એ ટેબલપર બેઠો અને વિચાર કરવા લાગ્યો. 'મ્હારી જાતે મ્હારો અંત લાવનાર હું કેવો બેવકુફ! એવા તે શા વિચારથી આવું મને સુઝયું! મ્હારે હાથે મ્હારો અન્ત લાવવો અને મ્હારે પૈસે કેટલાક કૃતઘ્ન બેવકુફો તાગડધીન્ના કરે! ખરેખર એનો કોઈ મૂર્ખનીજ રીત હોય. મારે આત્મઘાત નથી કરવો. હું તો જીવીશ અને એ લોકોની સામે હસ્યા કરીશ. અને કોઈકવાર પેટમાં દુઃખ્યું તો શું? નેપોલીઅનને પણ એમજ હતું, અને તેથી જો એણે એવું કીધુ હતે તો એનો કોણ ભાવ પુછતે?'

આ નવા નિશ્ચયથી કાંઈ આંખમાં નવું તેજ આવ્યુ. અને પેલા છ કાગળોમાંથી નોટો કાઢવાનો વિચાર કર્યો અરે એનો ગયા! કયાં ગયા તે એણે તરત માલુમ કીધુ. એ તો પેલા રાક્ષસ રામશંકરને મેં આપ્યા છે.

જો એને હવે પકડીને પાછો નહિ લઇ લઉ તો એ ટપાલમાં નાખી દેશે આ વખતે રજનીકાન્તના મનમા બધા જે વિચારો ભરાયા તેમા આ જ અગત્યનો હતો એના ઘરથી ટપાલની પેટીએ જતા પાચજ મીનીટ લાગે એમ હતુ

રામશકર મણિને મોકરી ગુસ્સામા ચાલ્યો જતો હતો એ પણ આ બનાવથી આભોજ બની ગયો હતો. તો પણ એનો વિચાર એવો હતો કે એના આપેલા છ કાગળ ટપાલની પેટીમા નાખવા અને આટલા વરસના સારા રહેલા પણ આખરે પોતાની જાતપર જનારા શેઠની નોકરી આખરે હમેશને માટે છોડી દેવી

આવા એના વિચારમાં પાછળથી એક મોટી બુમથી ખલેલ પડી પાછો ફરીને જોય છે તો એના નમુનેદાર શેઠને પોતાની પાછળ દોડતો આવતો જોયો એનું મોઢુ બુરૂ બુરૂ, આખ પહોળી, ને તે માથે પાઘડી કે ટોપી વગરનો હતો

રામશકર આનો મુદ્દો તરત સમજી ગયો રજનીકાન્ત એની છોકરી પાછળ ગાડો થઇ ગયો હતો અને એનાપર એ બધો ગુસ્સો ઉતરી આવ્યો હતો તેનો ભોગ થઇ પડયો હતો બધુ એ તરત સમજ્યો એણે એવા ઘણા બનેલા દાખલા ન્યુસપેપરમા વાંચ્યા હતા રામશકરે એક બે પળમા કોઇ ઓળખાણવાળુ મદદ માટે નજરે પડે છે કે કેમ તે જોઈ લીધું પણ કોઇ ન દેખાયુ એટલે બુમ પાડી જીવ લઇને દોડવા માંડયુ

"ઉભા રહો" રજનીકાન્તે બુમ પાડી

અરે આતો વધારે પાસે આવે છે જાણી રામશકરે પોતાની ઝડપ બ મણી કરી દીધી

ફરી પાછુ રજનીકાન્તે ઉભા રહેવા બુમ પાડી પણ રામશકરના મ નમા ગાડો શુ ન કરી બેસે એ વિચાર રમ્યા કરતો, અને રજનીકાન્ત ઉભા રહેવા બુમો પાડયા કરતો એની પછાડી દોડતો હતો

મુબાઇ કે સુરત જેવા શહેરમાં કે જ્યા લોકો પોતપોતાના કામ માજ ગુથાયલા હોય ત્યાં તો ટોપી વગર એના સેક્રેટરીની પાછળ દોડતા શેઠને જોઈ કાઇ બુમરાણ જેવુ પણ રહેજ જ થાય પણ રજનીકાન્તના ગામમા તો આવા બનાવો કવચિતજ બનતા એટલે જેમ જેમ તેઓ આગળ દોડયા તેમ તેમ બધા ગામડીઆઓ એકઠા થયા રામશકરની બુમ

અને રજનીકાન્તનો દેખાવ જોઇ માંહો માંહે જેમ ફાવે તેમ વિચાર કરવા માંડ્યો. પરિણામે આખરે એ લોકોએ એ રામશંકરને પકડી શકે તે પહેલાં રજનીકાન્તને ગરદનમાંથી પકડ્યો.

મને કોઇ બચાવો એમ રામશંકરે બુમ મારી. રજનીકાન્તે વીસ વરસ થયાં કાંઇ કસરત કીધી નહોતી એટલે આટલું દોડવાથી બહુ થાકી ગયો હતો. હાંફ એટલી તો સખત ચઢી હતી કે મુગે મોઢે રામશંકરના હાથમાંના કાગળ તરફ આંગળી કરી.

ગામના પોલીસ પટેલે રજનીકાન્તનો હાથ જોરથી પકડ્યો અને એનો જવાબ માંગ્યો.

'મને એ મારી નાંખે છે' રામશંકરે કહ્યું.

'શું તમે એને મારી નાંખવા માંગો છો?' પોલીસે પુછ્યું.

'હું-હું-હું તો પેલા કાગળ માંગું છું.' જેમ તેમ કરી રજનીકાન્તે જવાબ આપ્યો.

'શા માટે'?

'એ કાગળ મ્હારા છે.'

'ત્યારે શું તમે એના પર ચોરીનો આરોપ મુકો છો?'

'અરે, એણેજ મ્હને ટપાલમાં નાંખવા આપ્યા છે.' રામશંકર બોલી ઉઠ્યો.

'હું જાણું છું મ્હેં એને આપ્યા, પણ મ્હને એ પાછા જોઇએ છીએ.'

એટલામાં પોલીસ પટેલે રજનીકાન્તને ઓળખ્યો. રજનીકાન્તને જોઇને બધું ટોળું વિખરાઈ ગયું.

'જ્યારે તમારી પાસે કાગળ માંગે છે ત્યારે આપતા કેમ નથી?' પોલીસ પટેલે રામશંકરને ગુસ્સામાં પુછ્યું.

'આ તમારા કાગળ. અને હું ધારૂં છું કે ભવિષ્યમાં આપણે કોઈ વખત મળીશું નહિ.' રામશંકર બોલ્યો.

રજનીકાન્તે પણ એને અનુમતિ આપતો હોય તેમ ડોકું હલાવ્યું.

બધી ચીજો દુનીઆમાં સારાને માટેજ બને છે. બીજે દિવસે સવારે રજનીકાન્ત નિશ્ચિંત ઉંઘ લઇ ઉઠ્યો. અને એનામાં કાંઇ અજબ ફેરફાર થયો એમ એને લાગ્યું. એનું શરીર તો જો કે દુખતું હતું પણ એવું હલકું લાગતું હતું કે એને કાંઇક નવું નવું લાગવા માંડ્યું.

તેણે ધીમે રહિને પથારીમાંથી ઉઠી બારી ઉઘાડી. સવાર પડી ગઈ હતી.

એને વિચાર આવ્યો કે મ્હને આજે આટલું સારૂં કેમ લાગે છે. પણ તરતજ વિચાર આવ્યો કે કાલે આટલી બધી કસરત થઇ તેને લીધેજ હશે તેના પેટમાંની જંગલી બિલાડી હારી ગઈ હોય તેમ જોર વગરનો પંજો મારતી, પણ તે રજનીકાન્તને ખબર પડતી નહિ. રજનીકાન્તને આપ-ચાનું કારણુ માલમ પડ્યું અને તે દિવસથી રોજ એણે થોડી કસરત કરવાની શરૂ કરી.

---

# विविध विहार.

---

### શંકર—પાર્વતીના સાત વાર.

સંપાદક—સૌ૦ ચંચળગૌરી મુકુન્દરાય હિરાલાલ રાવળ—અમદાવાદ.

શંભુજી સોમવારે, ગયા ગંગાને આરે,
મ્હને તે વન મેલી, ગંગે નહિં સાહેલી.
ન અન્ન પાણી ભાવે, વિયોગે પ્રાણ જાએ,
એ વાત કોને કહીએ, મનમાં વિચારી રહીએ.
ભવાની ભોમવારે, ચિંતા કરે અપારે,
ચક્ષુ નિદ્રા ન આવે, શંભુના ગુણ ગાવે,
હવે શું કરૂં બેની, આશા તજી છે એની,
ગંગે જો દેશે ફાંસી, તો લોક કરે હાંસી,
બુધવારે બહુ નામી, ના લઇ ગયા તે સ્વામી,
ગંગાને શિર ધારી, અમને મુક્યાં વિસારી.
ગંગાનાં ભાગ્ય મ્હોટાં, છે ભાગ્ય મ્હારાં ખોટાં,
તજી ત્રિલોકનાથે, ગંગા ચઢાવ્યાં માથે.
અગાજી ગુરૂવારે, એ મેણાં મુને મારે,
માનીની આજ એ છે, શંભુજી શોખ દે છે.
આધીન થયા છે અહિંએ, એ વાત કોને કહીએ,
વેરાય નહિં હાડી, હવે શું કરૂં માડી.
શુક્રવારે સ્વામી, નમેશ શંભુ નામી,

છે શંકર નામ સારૂં, છે અ'પ ભાગ્ય મારૂં,
શનિ પ્રવેશ કરી એ, આ દુષ્ટ ઘેલા હરિ એ,
આવેથા નથી માડી, હું વાર જોઉ દહાડી.
મહિમાનો પાર નાવે, નીતિના ગુણ ગાએ,
મનમાં તે વ્યાધિ ધરતી, શંભુનું ધ્યાન ધરતી.
આદિને ઇશ આવ્યા, ભવાની મન ભાવ્યા,
ચાલો સામૈયે નારી, પ્રીતે પૂજે મોરારી.
સુણે શીખેને ગાવે, સંતાપ તેના જાએ,
પતિનુ રાજ્ય મળીયુ, આ દુઃખ સર્વે ટળીયું. *

## લગ્ન વિશે જાણવા યોગ્ય માહિતિ.

લેખક--( અ. સૌ. બ્હેન કનકપ્રભા. )

ભાઇઓ અને બ્હેનો ! લગ્ન શી વસ્તુ છે, તે કરવાનો શો હેતુ છે, અને તે હેતુ કેવી રીતે પાર પડે, એ વાત પ્રત્યેક માબાપોએ તેમજ વયમાં આવેલાં વરકન્યાઓએ જાણવાની જરૂર છે આ વિષય ઘણો ચર્ચાયો છે. તથાપિ ફરીથી કેટલીક સૂચનાઓ આપવી અગત્યની છે જે સૂચનાઓ વગર પરણેલા યુવાનો પોતાના માટે, અને પરણેલા પોતાના સંતાનોને માટે, લક્ષમાં રાખશે તો ઘણો ફાયદો થશે

આ દુનિયામાં વયના પુખ્તવયનાં સ્ત્રીપુરુષોએ સંપૂર્ણ સુખ મેળવવા માટે લગ્ન કરવાની જરૂર છે એ વાત નિર્વિવાદ છે, એટલે તેના પુરાવા

* દરેકવારમાં ચાર લીટી છે પણ શુક્રવારમાં બે લીટી છે. બીજી બે લીટી ખૂટે છે તે મેળવવા તજવીજ કરી પણ મળી આવી નથી. આ આન-વાના લેખક-કવિની તપાસ કરતાં તે વલ્લભરામની બનાવેલી માલુમ પડી છે. અમદાવાદ-રાયપુર-પખાલીની પોળ નિવાસી સુપ્રસિદ્ધ વલ્લભરામ વ્યાસને આ વિષે પૂછતાં તેઓ કહે છે કે આ કવિતા તેમની બનાવેલી નથી. આ ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે-સુરત અથવા ભરૂચ તરફના કોઇ 'વલ્લભરામ 'ની આ કૃતિ હશે

( મિસિસ રાવળ. )

માટે ઈશ્વરી કે મનુષ્યની સાક્ષીની જરૂર નથી. પરમેશ્વરે જે સર્વ કાર્યો માટે માણુસને જન્મ આપ્યો છે, તે કાર્યો પરણ્યા વિના તે સંપૂર્ણ રીતે કરી શકે એમ મનાય નહિ, મનષ્ય કે ને સંપૂર્ણ મનુષ્ય ગણાય નહિ.

માણુસ, પશુ, પક્ષી અને કીડા વિગેરે નાના મોટા જીવજંતુઓ તથા વનસ્પતિ એ સર્વ સજીવ સૃષ્ટિમા પરમેશ્વરે નર અને માદાની જોડી બનાવેલી છે. સૃષ્ટિમાં સ્વાભાવિક નિયમો પ્રમાણે પ્રત્યેક પ્રાણી પોતાને મળતા સમાન સ્વભાવ અને સમાન ગુણને ગ્રહણ કરે છે. અને તેજ નિયમાનુસાર માણુસ, પશુ, પક્ષી વગેરે જીવોમા પરસ્પરનુ પ્રેમાકર્ષણ થતું જોવામાં આવે છે. સમાન ગુણ સ્વભાવવાળા નર અને માદાનો સંબંધ થવો, તેમાથી પ્રત્યેક ધાર્મિક કુટુંબનું બંધાવુ અને એવા અનેક કુટુંબોના એક શિષ્ટ સંપ્રદાયની કે સુધરેલા સમાજની સ્થાપના કરવી, તથા તે સમાજે ઈશ્વરના સ્થાપેલા નિયમોનું અવલોકન કરી તે પ્રતિ અને મંડળના પ્રત્યેક માણુસ તરફ પોતાનો ધર્મ સમજીને પરસ્પર પ્રીતિ અને ભ્રાતૃભાવથી વર્તવું, એ ઈશ્વરની ઈચ્છા હોય, એમ અનુમાન થાય છે પરંતુ જગતના બીજા જીવો કરતાં માણુસ જાતને ઈશ્વરે વિશેષમા તર્કશક્તિ આપેલી છે. તેથી ઈશ્વરી સંકેત સગથી કુતર્કો કરીને તથા પોતાનું ડહાપણ ડોળીને કેટલાક અજ્ઞાન માણુસોએ પોતાની કલ્પનાવડે કેટલાક મનસ્વી ધોરણો ઉપજાવી કહ્યાં અને અમલમાં મુક્યા આથી નવા નવા નિયમો અને ધોરણોની સ્થાપના થઇ. ઈશ્વરના સંકેતને સમજીને ઘણા લોકોએ કરેલી સામાજિક સુધારણામા ભંગાણ પડ્યું પરસ્પરના કર્તવ્યની હાનિ થઇ સામાજિક નિયમો તુટતા કૌટુંબિક વ્યવસ્થા અવ્યવસ્થિત થઇ. સ્ત્રીપુરુષના ધર્મનુ સ્વરૂપ ભુલાયુ અને પરસ્પરના હકને હાનિ પહોચી પિતાને પોતાના ગૃહરાજ્યની પરવા રહી નહિં, પતિ પત્નીનું મહત્વ સમજ્યો નહિ. પત્નીએ પતિવ્રત ધર્મનો મહિમા મૂક્યો. લગ્નક્રિયાની પવિત્રતા ઉપરથી મહાર ઉઠી ગયો. પુત્રોએ માતા પિતાના અધર્માચરણનુ અનુકરણ કર્યું. ગૃહકાર્યોમાં લક્ષ રહ્યું નહિં, ધર્મ તો પછી નામ માત્ર અને અંતે ઠગ વિદ્યાનો વેપાર થઇ પડ્યો. જનમંડળના સુધરેલા સમાજમાં પણ આમ સડો પેઠો અને ધર્મનું નહિ પણ સત્તાનું રાજ્ય થયું. ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્નને ધર્મની પવિત્ર ક્રિયા સમજીને સ્ત્રીપુરુષનુ જોડું પ્રાણાંત સુધી પરસ્પરના સુખ દુખમા સાથે જ રહેવાને ધર્મની પવિત્ર ફરજોથી બંધાએલુ છે એવુ જે લોકો નથી માનતા, અને કેવળ ભિન્ન ભિન્ન થએલી દુર્વાસનાઓ અને મનોવૃત્તિઓને વશ થ

ઇને યથેચ્છ વ્યવહાર કરે છે તેમનો સંસાર અંતર્ગત અધમાવસ્થાએ પહોંચેલો માલમ પડશે.

લગ્ન એટલે સમાન ગુણ સ્વભાવનાં સ્ત્રીપુરૂષે પરસ્પરની પ્રસન્નતાથી બાંધેલા પ્રેમનું બંધન. એ બંધન ત્રાહિત માણસ બાંધી શકતો નથી. એ તો સ્વભાવસિદ્ધ સંબંધ છે. લગ્ન એ કાંઇ કાયદાનો કરાર નથી પણ સ્વાભાવિક પ્રેરણાથી જન્મ પામેલી સ્ત્રીપુરૂષના પવિત્ર પ્રેમની ગાંઠ છે, જે ગાંઠ તેમના જીવિત સુધી કોઇ રીતે તુટવી કે છુટવી નહિ જોઇએ.

માત્ર કવિ લોકોની કલ્પનામાંથી જન્મ પામેલું કામક્રીડાનું કે વિષયવાસનાનું સ્વરૂપ એ કાંઇ શુદ્ધ પ્રેમ નથી પ્રેમ સ્વાર્થી નથી. પરસ્પરના ગુણસ્વભાવનું જ્ઞાન મેળવી પાત્ર વસ્તુમાં પ્રીતિ જોડવી જોઇએ અને પ્રાણાંત સુધી પ્રેમરસનું પાન કરવા સ્ત્રીપુરૂષે પરસ્પર પ્રીતિનું પાત્ર થવાનો અભ્યાસ કરવો જોઇએ. જે અપ્રિય છે તેના પર પ્રીતિ બંધાવાની નથી. સ્વભાવ પોતેજ તેનો સ્વીકાર કરતો નથી. આ સત્ય સિદ્ધાંત સમજ્યા વિના લગ્ન થાય તો પરિણામ નિરાશા ભરેલું આવે એમાં આશ્ચર્ય શું? પૂર્ણ જ્ઞાન અને વિશુદ્ધ અંતઃકરણના અભિપ્રાય વિના માત્ર દ્રવ્યાદિક લાભ, શારીરિક સૌંદર્ય કે માનસિક મોહ વિકારોથી ઉશ્કેરાઇને માણસો આવા પવિત્ર કાર્યમાં અવિચારપણે પગલું ભરે, તો મૂર્ખાઇથી માંડેલાં આવાં લગ્નો નિષ્ફળ નિવડે એમાં આપણે નવાઇ પામીશું નહિ કૃત્રિમ હાસ્ય અને કુટિલ વચનો વડે કરેલા હસ્તમેળાપનો, આનંદનો, હૃદય અશ્રુપાતપૂર્ણ જીવિતમાં, શોકના ગૃહમાં અને કાષ્ટની કબરમાં પરિણામને પામશે. માણસ જાતની જીંદગી તરફ સામાન્ય દૃષ્ટિ કરતાં પણ સિદ્ધ થાય છે કે વિશુદ્ધ વર્તણુંકરૂપી પવિત્ર ભૂમિપર અને કદી ભંગ ન થઇ શકે એવા પરસ્પરના અંતઃકરણના પ્રેમરૂપી દૃઢ પાયાપર વિવાહિત વરકન્યાના સુખનું નિર્ભય મંદિર બાંધી શકાય છે

આવી રીતે પરસ્પરની પ્રસન્નતા અને સમાનતાથી સંયુક્ત થએલું સ્ત્રી પુરૂષનું જોડું પોતાનો સંસાર સંપૂર્ણ સુખમાં પરિપૂર્ણ કરશે. પ્રેમ એ સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપ્ત થએલું એક એવું તત્ત્વ છે કે તે પ્રેમરસને સમજીને પાન કરવાવાળું સુખી કુટુંબ આ પૃથ્વીપર એક નાનું સરખું સ્વર્ગ સમાન માલમ પડશે પતિના ઉપર પત્નીના પવિત્ર પ્રેમનું રાજ્ય ચાલશે પતિ જેમ પરમેશ્વરના પવિત્ર ન્યાયપંથને અનુસરે, તેમ પત્ની પરમેશ્વર રૂપ પતિના પવિત્ર પંથને અનુસરશે પત્ની પોતે પ્રીતિનું પાત્ર થવા પ્રયત્ન કરી તેનો પ્યાર મેળવશે.

આમ પરસ્પર સુખની વૃદ્ધિ કરવી એ કાર્યને પતિપત્ની પોતાનો મુખ્ય ધર્મ સમજશે પતિના પ્યારની ન્યૂનતા નિહાળી પત્ની તેનું કારણ શોધી ને પોતાનો દોષ તપાસી દૂર કરશે, પત્ની પતિના અભિપ્રાયને અનુસરવા અપ્રમત્ત બનાવશે તો પતિ આદમ નહિ કરતાં પોતાની ભૂલની શંકા ફેરશે. બન્ને વાસ્તે જેમ એકજ ગૃહ અને એકજ વાસ તેમ સુખ દુ:ખ પણ સરખું જ. જેવડે એકનું મનરંજન થશે તે વડે બીજાનું અંતઃકરણ આનંદથી ઉભરાશે. જે બનાવ એકને અશ્રુપાત કરાવશે તે બનાવ બીજાને રડાવશે. આવા દંપતીમાંથી માણમ જાતના સુખનું કેવડું મ્હોટું માપ થઇ શકે! આવા દંપતીવર્ગથી બાળકો, નોકર ચાકરો અને કુટુંબ પરિવાર ઉપર કેવી અસર થાય છે? તેમનું અનુકરણ અન્યને કેવું લાભપદ થઇ પડે છે! દુખિત અને દુખિત દુનિયામાં આ પ્રેમી કુટુંબ કેવું મંગળમય સ્થાન છે! જ્યારે જીવિતનો અંત આવશે ત્યારે પરસ્પરની પ્રયત્નાવડે પ્રાપ્ત થએલા સંસારસુખને વાસ્તે તેઓ ઇશ્વરનો કેવડો મ્હોટો આભાર માનશે!

પરંતુ દુનિયામા આજકાલ આવાં લગ્નો બહુ થોડાં થાય છે સ્ત્રીપુરૂષનો મોટો ભાગ જે હેતુથી પરણવાનું મન કરે છે, તે હેતુ ઘણું કરીને જાડો અને સ્વાર્થી હોય છે, તથા પરસ્પરના સુખ માટે તેમજ સારી સંતતિ ઉત્પન્ન કરવા માટે તે નિષ્ફળ નીવડે છે. દુનિયામાં થતાં લગ્નોનું અવલોકન કરતાં ઘણા ખરાં લગ્નો બહુધા આવા હેતુથી થતાં જોવામાં આવે છે. પ્યાર, દ્રવ્ય, દરજ્જો, ખિતાબ, લાજ, સ્વતંત્રતા ગૃહભાર્યભાર, માબાપથી સ્વતંત્ર થવાની ઇચ્છા, મગાને વારસાનો હક નહિ આપવાનો હેતુ, કામવાસનાની તૃપ્તિ, દેખાદેખી, અને કથંચિત્ વિશુદ્ધ પ્રેમ ન વર્તી માબાપોએ સ્ત્રીપુરૂષની પરસ્પરની પ્રચ્છા વિના અથવા સ્વભાવ ગંભીતો આવ્યા વિના દુરંધ્યાનપણે બાજગડથી એટલે બળાત્કારે પરણાવેલાં ઘણાખરાં જોડાંને આપણે દુઃખ ભોગવતાં જોઇએ છીએ. એ છને ઉપાયે કેટલું દિલગીર થવા જેવું!

# અંધારી રાતમાં સુર્યની રોશની

આ કંઈ એક ભમતા ભેજાના ગપગોળો નથી પણ તદન ખરી વાત છે કે છેલ્લામાં છેલ્લી શોધ મુજબ

| બનાવવામાં આવેલ ઓછો કરંટ લઈ | EFESCA WIRE LAMP | વીજળીના બહુ જ સુર્ય ના જેવી રોશની |
|---|---|---|

આપે છે-વળી આ લેમ્પ ટકવામાં ઘણાજ મજબુત છે, જેથી ઘડી ઘડી બદલવાની માથાકુટ કરવી પડતી નથી. (ભાવ ઘણાજ કીફાયત)-સાથે

| આમની શીટીંગ મજબુત કરી આપવામાં આવે છે ને આમને સામાન-મુંદર વાસ પ્લેટ, બીલયર્ડ લેમ્પ, રોશનીનાં પુતળાં, ગ્રામોફોનની ગેડ વગેરે કીફાયતે વેચીએ છીએ. | પેટરોલ ને મોટરને લગતો હરેક સામાન કીફાયતે મળશે ટાયર ટયુબ સંભાળ પુર્વક સસ્તા દરે રીપેર કરવામાં આવે છે. | અમારા કામની સફાઈ એજ અમારી લોકપ્રિયતાનું કારણ છે. ફક્ત એકજ વખત કામ પાડતાં સંતોષ મળે છે. |
|---|---|---|

ઈલેક્ટ્રીક વાયરીંગ કરનાર. પેટ્રોલ વેચનાર.

## વી. ડી. એન્ડ કંપની.

ગ્યાસ અને ઈલેક્ટ્રીક સામાનના વેપારી ને કંત્રાકટર,

હારુન આદમ બીલ્ડીંગ-પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

# રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

સોના, ચાંદી તથા ઝવેરાતના દાગીના બનાવનાર અને વેચનાર







૨૦૬, શેખ મેમન સ્ટ્રીટ મુંબઈ    ટેલીફોન નંબર ૬૭૪

તારનું શિરનામું " મહર્ષોન "—મુંબઈ.

---

☞ આ માસિક મુંબઈના 'ફોર્બસ યુવક મંડળ' માટે શંકરલાલ અમૃતલાલે અમદાવાદ ખાતે પોતાના 'જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસ' નામના છાપખાનામાં છાપ્યું અને મુંબઈમાં શ્રી-ગામમાં આવેલી ફોર્બસ ઓફિસથી શ્રી જગજીવનદાસ નારાયણદાસ મહેતાએ પ્રસિદ્ધ કર્યું

# કપોળ.



પુસ્તક ૬ ઠું.]  ડીસેમ્બર ૧૯૨૫.  અંક ૧૨ મો.



---

"કપોળ" સંબંધી પત્રવ્યવહાર મેનેજર "કપોળ ઓફીસ" ગીરગાંમ-મુંબાઇને સરનામે કરવો.

# ઝંડુ ફાર્મોસ્યુટિકલ વર્ક્સ.

## એલફીન્સ્ટન રોડ,–મુંબઇ.

હાલના હંગામમા જ્યારે વિલાયતી દવાના ભાવ બગુજ વધી ગયા છે, ત્યારે ખરી અને અસરકારક દવાઓના **ભાવ તેના તેજ કાયમ રખેલા છે.**

અમારી બનાવેલી દેશી દવાઓ માટે મોટા મોટા ડાકટરો અને વૈદ્યોએ ઘણાજ ઉત્તમ અભિપ્રાયો આપેલ છે, જેમાંના બે નીચે આપ્યા છે

૧ કલકત્તાના પ્રસિદ્ધ ડાકટર અને દેશી વૈદ્યમા પારંગત ગણાતા, તથા વૈદ્યક સમેલનના પ્રમુખ કવિરાજ **ગણનાથસેન**, એમ એ, એલ. એમ. એન્ડ એસ, પોતાના તા ૨-૪-૧૮ ના પત્રમા લખે છે—

' . તમારી દવાઓ મળી છે વળી નીચે પ્રમાણે બીજી મોકલશો. તમારી દવાઓ અને તેમા ખાસ કરીને વનસ્પતીના દ્રવ્યો, ઘણાજ ઉત્તમ પ્રકારની છે, વગેરે ...'

૨ નામદાર સરકારે જેમને રૈબહાદુરનો ઇલ્કાબ આપેલ છે, તેવા આગેવાન ગણાતા મદ્રાસની આયુર્વેદ કોલેજના પ્રીન્સીપાલ અને મુંબઇની વૈદ્ય સભાના પ્રમુખ **પંડીત ડા. ગોપાલાચાર્લુ**, પોતાના તા ૨૪-૭-૧૩ ના પત્રમા લખે છે—

".. તમારી પાસથી મગાવેલ ચૂર્ણો તથા અવલેહો મે મારા પોતાના દર્દીઓ ઉપર અજમાવી જોયા, અને તેથી અમુક ફરીઆદ ચમત્કારિક માલુમ પડી તમારી ઔષધીઓની લાકોમાં ખરી કદર થાય અને આયુર્વેદની ઉન્નતિ માટેનો તમારો પ્રયત્ન સ્થિર રહો. "

**બળ બાળોળી—**કોઇપણ જાતની ચાલ વિનાની મચ્ચાને માટે "આકરીન," રોગી તેમજ નિરોગી બચ્ચાને આપવાથી તેમનો બાંધો મજબુત થાય છે ૨૦૦ ગોળીની બાટલીની કી રૂ. ૦-૮-૦

**ઉધરસનો અકસીર દવા**—ગમે તેવી ખાંસીને દૂર કરી તરત આરામ આપે છે કેવળ વનસ્પતિની બનાવેલ ના મળતી કી. રૂ. ૦-૧૦-૦.

**પ્રદરની દવા**—અજમાવીને ખાત્રી કરેલ શ્વેત અને રક્ત પ્રદર બંને ઉપર એક રામબાણ એકજ વનસ્પતિમાંથી બનાવેલ છે. તોલા ૧ ની બાટલીના રૂ. ૦-૮-૦

**તાવની દવા**—મેલેરીયા જેવા હઠીલા અને બીજા તાવોને ઉતારે છે. ફાયદો ૨૪ કલાકમાંજ દેખાય છે ડાકટરો પણ વાપરે છે ૩૦ ગોળીની બાટલીની કી રૂ. ૦-૮-૦

તમામ જાતની **દેશી દવાઓ**, તથા આખી અને દળેલી દરેક જાતની વનસ્પતિ અમારે ત્યાં તૈયાર મળે છે

વધારે વીગત તથા પ્રાઇસલીસ્ટ માટે ઉપરને શીરનામે લખો

# બાલનો ઉત્તમ ખોરાક.

ગરમ દેશો માટેનુ ઇક્વેટોરિઅલ હેરક્રુશ.

બાલના ઉત્તમ ખોરાક તરીકે આ દવા જાહેર પ્રજાના ઉપયોગ માટે અમારા તરફથી બહાર પાડવામા આવી છે તેની વધતી જતી લોકપ્રિયતાની સાબીતી તરીકે, વગર પ્રયત્ને મળેલા નીચલા સર્ટીફીકેટો પ્રજાની ખાત્રી માટે બસ થશે—

**મોમ્બાસા**

"છેલ્લા ચાર વરસથી આપનું ઉત્તમ હેરક્રુશ હું વાપરતો આવ્યો છુ. મેલેરીઆ તાવની બીમારીપછી મારા બાલ ખરી પડતા હતા, પણ થોડા વખત તમારુ હેરક્રુશ વાપરવા માંડ્યાથી તે પાછા ઉગ થઈ છે તેવા- પરવાને મારા મિત્રોને મે ભલામણ કરી છે. અને મારા ઘણીખરાઓ હમેશા તમારા હેરક્રુશનો ઉપયોગ કરે છે

લી. સેવક,
D. F.



**ઓવનહેમએરેક્રમ, લેસ્ટર**

'હિંદુસ્તાનમાં વસવાટ દરમ્યાન ઘણા વરસો સુધી મેં આપનુ 'ઇક્વેટોરીઅલ હેરક્રુશ' વાપર્યું પણ હવે અહિં વિલાયતમાં તેવુ સરસ હેરક્રુશ મને મળી શકતું નથી. તમારુ હેરક્રુશ બાલને માટે સાથી વધુ પુષ્ટીકારક હોવાથી તેવુ હેરક્રુશ અહીં ક્યાં મળશે તે મને મહેરબાની કરી લખી જણાવશો"

લી સેવક,
J P, Lieut Col, G. M. P.

## KEMP & CO. LTD. BOMBAY.

ખાસ સુચના—નકલ કરનારાઓથી સાવચેત રહેવુ. બજારમા અમારી છાપનુ હેરક્રુશ જોઇને લેજો. ઓર્ડર મોકલતા "કપોળ"નુ નામ લખવુ.

---

# કપોળ ઘીવાળા.

અમારે ત્યાથી પોરબંદરનુ ઉત્તમ ઘી તથા તેલ જથ્થાબંધ તથા છુટક કીફાયત ભાવે મળશે લગ્ન તથા બીજા પ્રસંગોએ અમોને ઓર્ડર આપવા મહેરબાની કરવી.

મેતા રણછોડદાસ ગોકળદાસ

રાજુલાવાળા.

જુની હનુમાન ગલી—મુંબઈ.

# કપોળ.

જ્ઞાતિ સમસ્ત જનનાં હિત સાધવાને
ધાર્મિક બોધ કરીને સુખ અર્પવાને;
જ્ઞાતિ તણા ઉદય સંપ સુનીતિ કાજે,
જન્મી "કપોળ" સ્વબળે કૃતકૃત્ય થાજે.

પુસ્તક ૬ ઠું.] ડીસેમ્બર ૧૯૧૫. [અંક ૧૨ મો.

## સંઘવી મંડળના એક સભ્યની રૂપિયા ત્રીશ હજારની ઉમદા સખાવત.

અમને જણાવતાં ભારે હર્ષ થાય છે કે આપણી જ્ઞાતીમાં દિન પ્રતીદાન એક અથવા બીજા આકારમાં સખી ગૃહસ્થો તરફથી અનેક સખાવતો જ્ઞાતી હિતના રૂડા કાર્ય માટે થતી જાય છે. આપણાં માનવંતાં શેઠાણી ઝવેરબાઇ ભગવાનદાસ નરોતમદાસનો કપોળનિવાસ, વનીતા વિશ્રામ, વસાવા અને દેવલાલીના ભવ્ય અને હાલના સુધારાની સગવડ પ્રમાણેનાં સેનેટોરીયમોની તાજી યાદી હજુ આપણા મગજમાં મચી રહી છે. ત્યાં શેઠ વિઠલદાસ ગોપાળદાસ તરફથી રૂપિયા એક લાખની રકમ કપોળ કોમને મગરૂર બનાવે તેવી કપોળ કોમમાં કેળવણીનો ફેલાવો કરવા માટે જાહેર કરવામાં આવી છે. છેલ્લાં થોડા વરસોમાં આપણી જ્ઞાતીમાં સુધારો કરવા માટે પૈસાની મોટી મોટી રકમો કાઢી આપી જે જ્ઞાતીય જીગરમો બહાર પ્રકટી નીકળ્યો છે તેને માટે અમારૂં હૃદય બહુજ હરખાય છે. આવાં આવાં શુભ સુચકો ઉપરથી જણાય છે કે પછાત પડી ગયેલી કપોળ કોમને હવે તરવાનો વખત નજીક આવી લાગ્યો છે. આવા વિચારો જ્યારે આપણી નજર આગળ તરી રહ્યા છે તેવે વખતે આપણા વિચારોને પુષ્ટી આપવાને જાફરાબાદના રહીશ શેઠ દુર્લભદાસ શામજી સંઘવીએ રૂપિયા

ત્રીશ હજારની એક નાદાર રકમ કપોળ કોમમાં કેળવણીનો વધારો કરવા તથા બીજાં રૂડાં કાર્યો કરવા કાઢી આપી છે. કપોળ મંધવી મંડળના તા. ૨૧ મી નવેમ્બર ૧૯૧૫ ને દીને દાદરમાં શેઠ મથુરાદાસ મનજી વાલજીના બંગલામાં મળેલા સંમેલન વખતે આ જાહેરાત કરવામાં આવી છે. અને તેની વધારે વિગતો હવે પછી બહાર આવશે પરંતુ અમો શેઠ દુર્લભદાસને અમારા તરફથી આ તકે ઘણોજ ધન્યવાદ આપીએ છીએ હાલના જમાનાને અનુકુળ કેળવણી પ્રાપ્ત કર્યા નહી છતાં શેઠ દુર્લભદાસ જેવા સખી નરો કેળવણીની કીમત કરી શકે છે તેને માટે અમારૂં હૃદય હર્ષથી પ્રફુલ્લ બની શેઠ દુર્લભદાસને ફરી ફરીથી ધન્યવાદ આપે છે. અમો ઇચ્છીએ છીએ કે કપોળ જ્ઞાતીમાં સુધારો કરવાને હજુ ઘણાં નાણાંની જરૂર છે માટે શેઠ દુર્લભદાસનો દાખલો લઇ ઘણા નરો પોતાની દોલતનો સદુપયોગ કરો. શેઠ દુર્લભદાસ મુંબઇમાં સેન્ટ સાખુનો પરચુરણ ધંધો કરે છે, પણ તેઓએ પોતાની અંગ મહેનતથી મેળવેલા પૈસાનો જે રૂડો ઉપયોગ કર્યો છે તે જોઇ કોઇ પણ સહૃદય મનુષ્યનું મન હર્ષ ઘેલું થયા સિવાય નહી રહે. અમો આગળ વધીને આ તકે એટલું પણ કહીશું કે આપણી કપોળ જ્ઞાતીમા પોતે પ્રાપ્ત કરેલા દ્રવ્યનો સખાવત કરવામાં ઉપયોગ થાય એવુ ઇચ્છનારા અને કરાવનારા અનેક વીર નરો છે, પણ પોતાનીજ હયાતીમાં પોતાની નજરે પોતે ધારેલી સખાવત અમલમાં મુકાય એટલી હીંમત કરનારા તો જવલેજ આપણી જ્ઞાતીમાં કોઇકજ છે. અને તેવું કરી બતાવનાર વિરનર શેઠ દુર્લભદાસને માટે અમો ક્ષણીયે તેટલું ઓછું છે. આવી રીતે પોતાની હયાતીમાંજ પોતાની સખાવતનો ઉપયોગ થતો જોઈ સંતોષ લેવાને અમો આપણા સુખી ધનવાનોને આ તકે શેઠ દુર્લભદાસનો દાખલો લેવા અરજ કરીએ છીએ.

અમો વળી આ પ્રસંગે મંધવી મંડળને ધન્યવાદ આપ્યા સીવાય રહી શકતા નથી. આપણી કોમના આજ કેટલાક વરસોથી કેટલાંક કોમવાર મંડળો પરમાર્થી કાર્યો કરવા ઊપસ્થીત થયાં છે તેમાં મંધવી મંડળ આપણી કોમમાં ઘણો આગેવાની ભર્યો ભાગ લે છે, તે આપણે આજ ઘણા વખતથી તે મંડળના પ્રતીહાસ ઉપરથી જાણીએ છીએ. પણ તે મંડળના ગત સંમેલનમાં અમોએ ઉપર દર્શાવેલી સખાવત જે તેઓના એક સભ્ય તરફથી અને તેમાં વળી ખાસ તે મંડળના પ્રમુખ શેઠ માધવજીભાઇ ભાણજીની સલાહથી જાહેર થવા પામી છે તે જોઈ અમો તે મંડળને અને

તેના પ્રમુખ શેઠ માધવજી ભાણજીને મુબારકબાદી આપીએ છીએ કે તેમણે આવી ઉત્તમ રીતે કાર્ય કરી બતાવી બીજાં મંડળોએ પોતાના ધનવાન સભ્યો પાસે શું કાર્ય કરાવવું તેનો યોગ્ય માર્ગ દર્શાવ્યો છે છેવટે અમો શેઠ દુર્લભદાસને ફરીથી ધન્યવાદ આપતા તેઓ પાસે માગીએ છીએ કે તેઓ વધારેને વધારે દ્રવ્ય મેળવી વધારે મોટી સખાવતો આપણી ગ્નાતીના હિતાર્થે કરે, અને ઇચ્છીએ છીએ કે આવા અનેક નરો આપણી ગ્નાતીમા જાગ્રત થાઓ. પ્રભુ તેવા શેઠને સતતી, સંપત્તી આપી આબાદ રાખો–એવી અમારી અંતઃકરણની તે પ્રભુ પાસે પ્રાર્થના છે. ઇતિ.

તા. ક.—સાંભળવા પ્રમાણે શેઠ દુર્લભદાસે ઉપર જણાવેલ રૂ. ૩૦૦૦૦) ની સખાવતમા રૂ. ૨૦૦૦૦) વધારે આપ્યા છે.

---

## સાધુ પુરુષ.

પૂર્ણ શાન્તિ સદા જેને,
હૈયે નિત્ય રમી રહે;
નીતિ પ્રીતિ તણી વૃત્તિ
મીષ્ટ વાણી સદા વદે.
ક્લેશાગ્નિ જ્યા કદિ ન્હોયે
દૃષ્ટિ ભેદ રહીત છે;
બ્રહ્મને સત્ય માનીને
મિથ્યા જે જગને ગણે
બની રંગી પ્રપંચોને
કદી જે નવ જાણતા,
શ્વાસોશ્વાસે મહા મોંઘી
પ્રભુધૂન લગાવતા.
સત્વગુણી પ્રકૃતિ છે
ત્યાગીને પદ દુરમનો;
દૈવી જેની મઝેના તે
શુદ્ધ સાધુ ગણી લહો.–

અવધૂત.

## કેળવણી ખાતામાં રૂ. ૩૦૦૦૦) ત્રીસ-હજારની નાદર સખાવત કરનાર સંઘવી સપુત શ્રી. દુલભદાસ સામજી સંઘવી.

( લેખક—રા. રા. માધવજીભાઇ ભાણજી સંઘવી. )

પંદર કલાક એકજ જગો ઉપર બેસી, હૈયા કાટની હાડમારી ભોગવી, પસીનો કાઢી પૈસો મેળવી, અને તેવા પૈસાનો હાલના ચાલુ જમાનાને અનુસરી, કેળવણીને ( જેની પુરેપુરી જરૂર છે) ઉત્તેજન આપવામાં રૂ. ૩૦૦૦૦) ત્રીસ હજારની એક નાદર રકમ કાઢી આપનાર શ્રી. દુલભદાસ શામજી સંઘવીને ખરેખરો ધન્ય આપતાં અમારૂં અંતઃકરણ હર્ષથી પલળે છે શ્રી. દુલભદાસ શામજી સંઘવીએ આવી ઉદારતા વાપરી "હાથે તેજ સાથે" તે કહેવતને અનુસરવાનું પગલું ભરવામાં ડહાપણ વાપર્યું છે તેમ કહેવાની અમોને તેઓએ ફરજ પાડી છે. એટલુંજ નહિ પરંતુ તેનાથી વધારે સખાવત કરનાર ગૃહસ્થો કે જેઓ તેની સખાવતો પોતા પાછળ વીલમાં જણાવી જાય છે તેવાઓને એવી સખાવતો પોતાને હાથે કરવાનો એક અગત્યનો ધડો પુરો પાડ્યો છે તેમ કહેવામા જરાપણ અતિશયોક્તિ નથી. આપબળથી સ્વ કમાણીના પૈસાનો સદ્ઉપયોગ પોતાને હાથે કરવામાં મરહુમ શ્રી. હરજીવનદાસ ધારસી તથા શ્રી. દુલભદાસ શામજી સંઘવીના નામો દ્દષ્ટિગોચર થાય છે.

શ્રી. દુલભદાસ શામજી સંઘવી સંવત ૧૯૪૫ ની સાલમાં પહેલ વ્હેલા મુંબઇ આવી રૂા. ૧૭ મત્તરને દરમાયે વિલાયતી તથા દેશી ચીજોના વ્હોરા વેપારીને ત્યાં નોકરી રહ્યા હતા. સમય જતાં પોતાની ચપળ અને તિવ્ર બુદ્ધિથી તથા સમયસુચક કુનેહથી તે ધંધાની અંદર દરેક રીતે પ્રવીણ થઈ પોતાના શેઠની પ્રશંસા મેળવી લીધી જેથી શેઠીયાઓએ તેઓને પોતાની સાથે ભાગીદારીમાં જોડી તેઓની સેવાની પીછાન કરી હતી, અને તે ભાગીદારી લગભગ બાર વર્ષ સુધી ચાલુ રહેતા સારી રકમ મેળવવા નસીબવંત નીવડ્યા. તેટલામાં શ્રી. દુલભદાસના માતુશ્રીની જાત્રા જવાની ઇચ્છા થઈ આવતાં તેની ઇચ્છાને આધિન થઇ સર્વ પવિત્ર સ્થળોનો પ્રવાસ પોતે સાથે રહી કરાવ્યો હતો અને પોતાને વતન આવ્યા પછી થોડા વખતમાં તેઓના માતુશ્રી દેહાંત થઇ ગયાં તે વખતે તેઓની ઉત્તરક્રીયા શ્રી. દુલભભાઇએ ઘણાજ ઉમંગથી ઉજવીને વર્ષ પર્યંતની ક્રીયામાં સારી રકમ ખર્ચી હતી. તે સીવાય જાફરાબાદમાં કેટલાક

रु ३०००० नी नादर सखावत करनार करोळ सखी गृहस्थ



शंघवी दुलभदास शामजी.

Manoranjan Press Bombay

મંદીરોમાં આરસ પહાણની લાદીઓ બીછાવી આપી છે. વળી બ્રાહ્મણ વિદ્યાર્થીઓને વિદ્યા આપવા માટે રૂ. ૫૦૦૦) પાંચ હજારના ખર્ચે જાફરાબાદમાં પૈસાવાળા એક અનુભવી વૈદીક્ત શાસ્ત્રીને રાખી ચાલુ કરી અને તેની પાછળ પોતે દેશમાંજ લાગટ દશ મહિના રહી અમુક શ્લોકો શીખે તેને અમુક ઇનામ આપવાનું શરૂ કર્યું. ત્યારબાદ મી. દુલભદાસ શામજી સંઘવી મુંબઇ આવી પોતે પોતાને નામે દુકાન ચાલુ કરી, જે આજે તેઓની સાહસીકતાથી ધમધોકાર ચાલે છે. હવે તેઓ મુંબઈ આવ્યાથી તેઓની ગેરહાજરીનો લાભ લઇ શીક્ષાવૃતિ તરફ વળેલા વિદ્યાર્થીઓએ પાઠશાળાનો લાભ લેવાનું પડતું મુકી દઈ પોતાને વતન જતા રહેવાથી તે પાઠશાળા આખરે બંધ કરવી પડી. પરંતુ મી. દુલભદાસ તેથી નિરાશ નહિ થતાં કેળવણી દાન એજ હાલમાં ઉત્તમ છે તે વિચાર તેઓનું મગજ છોડી ગયો હતો નહિ. પરંતુ મી. દુલભદાસને મોટા પ્રમાણમાં કેળવણી અપાવવાને વાળવાથી આજે કુટુંબ અને નાતના વિદ્યાર્થીઓને તેનો લાભ અપાવ્યો છે. તે વિચાર હજી એટલી રકમનો ઉપયોગ કરાવી અટક્યો નથી, પરંતુ આગળ ઉપર તેનાથી વધારે લાભ અપાવવાનો પ્રયત્ન હજી ચાલુજ રાખ્યો છે. તો મી. દુલભદાસની કસોટીની કમાણીના પૈસાનો સદ્ઉપયોગ કરાવનાર તથા તેઓની જીંદગીનું સાર્થક કરાવનાર તેઓના પોતાના ઉમદા અને સ્વતંત્ર વિચારોજ છે તેમ સાબીત થાય છે. મી. દુલભદાસ ઘણાજ સાદા તથા સરળ સ્વભાવના તથા સંપ ચાહનારા માણસ છે નાત જાતની કુથલી કરવાનો પોતાને કંટાળો હોવાથી તથા તેમાં ઘણુંજ પાપ સમજતા હોવાથી પોતે પોતાના ધંધામાંજ સઘળો પોતાનો વખત કાઢે છે. પોતાને કાંઇ ફેરજન નહિ હોવાથી પોતાના ભાણેજોને ન્હાનપણથી સાથે રાખી વરાવી પરણાવી દરેકને સારી રકમ સોંપીને પોતાના ધંધાની તાલીમ આપી છે. એ સીવાય બીજી પણ વ્યવસ્થા સારી કરી છે. તેવા સાહસીક ભાઇ મી. દુલભદાસ શામજીને દરેક રીતે ધન્યવાદ ઘટે છે.

સંઘવી મંડળનો વાર્ષિક ઉત્સવ થયા પછી તે મંડળની બીજી સભામાં, શેઠ દુર્લભદાસે, સાંભળવા પ્રમાણે, રૂ. ૨૦૦૦૦ જેટલી નાદર રકમનો ઉમેરો કરી, સખાવતની કુલ્લે રકમ રૂપીઆ અરધો લાખ જેટલી એકલે હાથે કાઢી આપી કપોળ કોમ પ્રત્યે અને ખાસ કરી પોતાના સંઘવી ભાઇઓ પ્રત્યે જે લાગણી બતાવી છે તેને માટે તે સખાવતી નરને જેટલી શાબાસી આપીએ તેટલી ઓછીજ છે.

## વાદળીને પ્રશ્ન.

(કુંજલડીરે સદેશો અમારો, જઇ વ્હાલમને
કહેજોજીરે 'એ લોકગીતની ધૂન)

વાદળીરે ! તું વાતનો વિસામો
આવને, પુછુ સખિ સુજાતનડીરે !
તારા રસતેજ, તારો મેહુલો શ્યામવર—
પ્રકટે શી રીત ? કહેને વાતલડીરે !
તારે પ્રતાપ, તારો મેહુલો દિલાવર—
ગર્જે શી રીતથી કહે જે વાનલડીરે !
તારા રસભાવ, તારો મેહુનો રસિકવર—
વરસે શી રીત ? કહેને વાતનડીરે ?
તારે વન જાય તારો મેહુલો અધીન વર,
ઘૂમે શી રીત ? કહેને વાતલડીરે !
તારા સંગીત તારા મેહુનાને અજબ હેત
કળિયે શી રીત ? કહેને વાતલડીરે !
તારો મેસાર, તારા કાંતના લલિત સુહાગ
ધરિયે શી રીત ? કહેને વાતલડીરે !

વડોદરાને રાજવાડે — લલિત

---

## જ્ઞાતિસંસ્થાને દેશોપયોગી કેમ બનાવાય ?

(લેખક—અરૂણ)

આપણી હાલની જ્ઞાતિસંસ્થાઓને અનેક પ્રકારના વ્યાધિઓ થએલા હોવાથી તે દૂર કરવા સુશિક્ષિત વર્ગ મહાભારત શ્રમ ઉઠાવી રહ્યો છે, અને 'જ્ઞાતિ સંસ્થાને દેશોપયોગી કેમ બનાવાય ?' એ પ્રશ્ન અત્યારે વિદ્વાનોના મગજમાં રમી રહ્યો છે એક પક્ષ એમ સ્વીકારે છે કે તેને અંદરથી સુધારવી, ત્યારે બીજા પક્ષની માન્યતા એવી છે કે તેનું ઉન્મૂલ કરવું બન્નેમાંથી કયો માર્ગ સ્પૃહણીય છે એ સિદ્ધાન્ત હજી જન સમાજ સમક્ષ મુકાયો નથી આ પરત્વે વિદ્વાનોમા મતભેદ છે, અને રહેવાના. તોપણ જ્ઞાતિ સંસ્થાથીજ આપણી પાયમાલી થઇ છે, આપણા દેશોદયની આડે જ્ઞાતિરૂપી દિવાલો આવી ગઇ છે, આમ કહેવું એ શું અત્યુક્તિ નથી ?

'જ્ઞાતિની ઉપાધિ અનેક બુદ્ધિશાળી નરોને સાંકડા ચીલામાં દાબી રાખે છે અને વ્યક્તિ વિકાસમાં બહુ વિઘ્ન નાખે છે.' એ કબુલ. પરંતુ એજ ઉપાધિ એક પ્રકારના અંકુશનું સાધન છે, અને કોઇ પણ વ્યક્તિમાં ઉત્પન્ન થતી ઉચ્છૃંખલતા એનાથી દમાય છે. રાજકીય કે સાંસારિક એ પ્રત્યેક સંસ્થાઓને માટે પ્રમાણમાં અંકુશ તો હોવોજ જોઇએ. યોગ્ય અંકુશ વિનાની સંસ્થા, અંકુશ વિનાના બાળકની માફક ઉચ્છૃખલ થાય છે. જેથી આ લેખકના નમ્ર મત પ્રમાણે તો જ્ઞાતિઓને અંદરથી સુધારવાની જરૂર છે. તેમની જેટલી ઉન્નતિ થાય તેટલો દેશને લાભ છે. જ્ઞાતિની અંદર રહી એકીભાવ વૃદ્ધિંગત કરવો, અગર તો જ્ઞાતિ જનોએ એકત્ર થઇ યોગ્ય લાગના સુધારા કરવા એ જેટલું ઇષ્ટ કાર્ય છે, તેથી જેટલા પ્રમાણમાં આપણું કાર્ય સિદ્ધ થાય છે, તેટલા પ્રમાણમાં કોઇ નવીજ શંભુમેળાજેવી સંસ્થા ઉત્પન્ન કરવાથી ફલસિદ્ધિ થતી નથી.

જ્ઞાતિઓના પડી ગએલા ટુકડા એકત્ર કરવા, દેશોદયમાં અંતરાયરૂપ કેટલાક રીત રીવાજો હોય તે દૂર કરવા અને રૂઢીદાસોના હાથમાંથી સુકાન ફેરવવું એ કાંઇ મુસ્કેલીની વાત નથી. કારણ? એ બધુ રૂપાન્તર કેળવણી કરી શકે તેમ છે. મુખ્યત્વે **કરીને કેળવણીની ખાસ જરૂર** છે. કેળવણીના બહોળા પ્રચાર સિવાય કશુ થઇ શકવાનુ નથી. કેળવણી વધશે તો જ્ઞાતિઓના પડેલા ટૂકડા આપોઆપ નષ્ટ થશે, અન્તરાયરૂપ રીતરીવાજો આપોઆપ પમાય નમ: કરી જશે અને નિરક્ષર નેતાઓને આપોઆપ જ્ઞાતિનું સુકાન છોડી દેવાની ફરજ પડશે. કહો કે કેળવણી ફરજ પાડશે. પરંતુ કેળવણીનો સદુપયોગ થશે તો.

અલબત્ત જ્ઞાતિઓને અંદરથી સુધારવાનું કામ મુસ્કેલ છે, પરંતુ એથી એમ નહિ કહી શકાય કે જ્ઞાતિઓની આવશ્યકતા નથી. કારણ? "* રાજ્યજીવનમાં જેમ નગર રાષ્ટ્ર ઇત્યાદિ સંસ્થાઓ સમુદાયના હિતને અવિરોધી થાય તેવી રીતે સ્વહિત સાધવાની અનુકૂળતા કરી આપનારી અને સમુદાયનો ઉત્કર્ષ કરવાના સાધનરૂપ સંસ્થાઓ છે; તેમ **જ્ઞાતિ** એ ગૃહજીવનમાં સદ્ અને અસદ્નો વિવેક કરાવનાર, 'સ્વ' ની પશુતાને મર્યાદિત કરનાર, અને તેના દિવ્ય અંશને ઉત્તેજિત કરી વિકસાવનાર એક ઉપયોગી સાધન છે."

* રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રીવેદી. બી. એ. સેન એલ. બી.

સંપૂર્ણ કેળવણીમાં આગળ વધેલી આંગળીના વેઢા ઉપર ગણાય તેટલી જ્ઞાતિઓ છે, તે બાદ કરીએ તો અત્યારનો આપણો જન સમાજ હજી કેળવણીના શિખરે જઇ પહોંચ્યો નથી. આપણો દેશ કેળવણીમાં હજી પછાત છે. મોટો ભાગ અજ્ઞાન વર્ગ–નિરક્ષર–ની ગણતરીમાં છે. ઠેરઠેર છળ્યાં, દ્વેષ અને કુસંપનાં જાળાં બાઝી ગએલાં છે. સંપ, એ શબ્દનો પુનરોદ્ધાર કરવાની જરૂર છે; સમસ્ત રાષ્ટ્રિય ઐક્યનાના–જ્ઞાતિઓના ઉન્મૂલનના–હવાઇ કિલ્લા બાંધવા જેવું બીજું એકે શોચનીય નથી. જ્યાં પૂર્વની પ્રત્યેક મૂળ જ્ઞાતિજ ઐક્ય થઇ શકી નથી, ત્યાં સમસ્ત રાષ્ટ્રિય ઐક્યના સંભવે ખરી ?

રા. રા. મુનશી કહે છે તેજ વ્યાસના સમયમાં જો કોઇ ડાહ્યા, અનુભવી, વૃદ્ધ વિદ્વાનને ઉપર્યુક્ત પ્રશ્ન પૂછવામાં આવ્યો હોત તો જરૂર ડહાપણથી ડોકું ધુણાવી ના કહેત કે "ભાઇ, તે સ્પૃહણીય છે પણ શક્ય નથી."

સંક્ષેપમા, જ્ઞાતિઓને અંદરથી સુધારવી યા તો તેનું ઉન્મૂલન કરવું, પરંતુ બંનેનું કેન્દ્ર એકજ છે, અને તે એ કે જનસમાજની મદદ વડે દેશની ઉન્નતિ કરવી. વળી વિસ્તૃત કેળવણીના પ્રભાવે જનસમાજના હૃદયમાંથી અજ્ઞાન રૂપી તિમિર નાશ થાય, કુસંપ અને પરસ્પર વેરની લાગણી ને દેશવટો મળે અને પરસ્પરાશ્રયમાંજ આપણો સર્વેનો ઉદ્ધાર છે, એમ સૌ કોઇ બરાબર સમજતાં શીખે, ત્યાં સુધી તો ઉપર્યુક્ત વાદવિવાદ સિવાય બંનેમાંથી એકે પક્ષ સબળ થઇ શકે તેમ નથી.

---

## દાઝયા ઉપર ડામ.

### સોરઠા.

વહાલા, રે વનરાજ! વીરા, હીરા હિન્દના;
છોડી અમને આમ, ફીરોઝ! ક્યાં ચાલ્યો ગયો?
ખેંચી જમડા હાય! લઈ ગયા ગોપાળને;
ભડભડતી એ લાહ્ય, હૈયે સર્વ બળે હજી.
બળતાં હૈડાં એહ, કદિ નહિં ટાઢાં થશે;
દેવા ઘટે ન સિંહ! દાઝયા ઉપર ડામ આ.
દાઝયા ઉપર વીર! ડામ સહન થાશે નહિ;
રડતાં મૂકી ધીર! હાય હાય! તું ક્યાં ગયો?

# જાપાનીઓએ માણસ જાતને કરેલો ઉપકાર.

માકડ, મચ્છર, અને બીજા જીવજંતુઓના ડંસથી બચવા વાપરો.




કાટોલ.

## કાટોલ સ્ટીક

[illegible]

**એ. એચ નાસરની કુંપની**

[illegible]

મેલે ઘેલે વેશ, કેશ બધા તૂટી ગયા;
કરી કારમો ક્લેશ, ભાઇ! રડે મા ભારતી.
બન્ધુ તારા, હાય! રડે, બધા ચોધારથી;
પંચ ભૂતમાં આમ વહેંચાતાં તું વીરલા!
રડે બધાં ચોધાર, પખીને પશુ પણ રડે;
જડ પણ બન્યાં ઉદાસ, વહાલા! તુજ વિયોગથી.
રાજ્ય, દેશ ને લોક, ઉમદા ત્રણ સેવા કરી
જતાં સિંહ! સુરલોક, ખોટ કોણ એ પૂરશે?
જમડા, ભૂંડા, ક્રૂર, નિર્દય તું પૂરો થયો,
અમે અંધનાં નેત્ર ફીરોજશા ફોડી ગયો.
પ્રભુ! તુજ દરબાર, ખોટ પડે શું? કારમી;
આમ અકાળે હાય! હીરા હીરા ખેંચતો!
રાનાડે, તેલંગ, સિંહ ગયો, હા! ગોખલે;
ગયાં રંકનાં રત્ન, હવે થઇ હદ, ઓ પ્રભુ!

અરૂણ.

## ઘાટીને માનપત્ર.

જન્માષ્ટમીના દિવસે બપોરના હું અને મોતીલાલ શેત્રંજ રમના હતા. કિશોરી તથા મારા મિત્ર રવીશંકર પાસે બેઠાં હતાં. રમતાં રમતાં જન્માષ્ટમીના દિવસે રમતાં જુગાર ઉપર ટીકાઓ થતી હતી. અને આ બદી અટકાવવા માટે "સોશીયલ સર્વિસ લીગ" ના પ્રયત્ન માટે ધન્યવાદ અપાતો હતો. ત્યાં લલિતાબાઇ આવ્યાં અને કિશોરીની બાજુમાં બેઠાં તેમણે સલાહ લેવી શરૂ કરી કે "ઘાટી કચવ્યો ત્યારે મેં કહ્યું, હતું કે ભાઇ! તું જા નહિ શું મેં તને દુઃખ આપ્યું? કે પગાર ઓછો પડે છે? તું કેમ રીસાયો છે? તું આમ કાં કર? વિ. વિ. સમજાવવા છતાં ઘાટી ચાલ્યો ગયો. હવે શું કરવું? દુઃખમાં આવા લાગણી ભર્યા શબ્દો બોલાયા પછી આટલા દિવસોના પ્રયત્નથી એ ઘાટીને શોધી આણ્યો છે. આપણે સૌ જાણીએ છીએ કે એજ ઘાટીને આપણે પાછો ખુશી કરવા જરૂર છે. માટે કેવી રીતે ખુશી કરવો?" અમે તો રમનાજ હતા. પણ રવીશંકરનો કંઈક ટીખળી સ્વભાવ હોઇ ટીખળ કરવાના ઉદ્દેશથી વચ્ચેજ બોલી ઉઠયા કે

"વાહ! એમાં તે શું? નથી સમજતાં કે પૂછવા આવ્યાં? આ જમાનામાં માનપત્ર આપવાનો રીવાજ સામાન્ય અને પ્રશંસાપાત્ર થઇ પડ્યો છે તેનું તમે પણ અનુકરણ કરો." લલિતાબાઇએ વધુ વિવેચન નહિ કરતાં માનપત્ર આપવાનો મારા મિત્ર રવિશંકરનો મનં ગ્રાહ્ય કરી લીધો. ઉઠ્યાં અને ચાલીમાં જઇ ચાલીની સ્ત્રીઓને એકઠી કરી સૌના મન લીધા. ફંડ થયું અને એકમતે ઠરાવ પસાર થયો કે "આજે ને આજેજ સાંજના ૫ વાગતે (મુ. ટા.) રમાને માનપત્ર આપવું. ને તે પ્રસંગે પ્રમુખસ્થાન અ. સૌ. આરામગૌરીને આપવું. બાદ ડેપ્યુટેશનના આકારમાં કેટલીક સ્ત્રીઓ આવી રવિશંકરને વિનતિ કરવા લાગી કે "જ્યારે આપે માનપત્ર આપવાની અમૂલ્ય સલાહ આપી છે; ત્યારે કેમ ગોઠવણ કરવી તે પણ સલાહ આપશો." અમે તો રમતમાંજ મસ્ત હતાં, છતાં પણ રવિશંકર શાની ધમાલમાં છે એ જોવાનું મન થયું. રમત એમજ અધુરી મૂકી અમે પણ ચાલતી વાતમાં ભાગ લેવાની શિરૂઆત જેવો ડોળ કર્યો. પરંતુ તે પહેલાં મારા પ્રવિણ મિત્ર રવિશંકરે ડેપ્યુટેશનને સમજાવી રવાના કરી દીધું.

સાંજે ૪॥ વાગ્યા સુધીમાં સ્ત્રીવર્ગને કોઇપણ ઠેકાણે જગાનો બંદોબસ્ત થયો નહોતો. હીરાબાગ, માધવબાગ વિગેરે સ્થળોએ જાહેર સભા હતી અને ટાઉનહોલને માટે તો અગાઉથી ગોઠવણ કરી ન હોતી. આ નિરાશાભરી વાત સાંભળી અમને લાગી આવ્યું. તેથી અગાસીમાંજ ગોઠવણ કરી લેવા અમે હિંમત આપી. ચાલતી લડાઇ વેળા પૂલ બાંધે છે તેટલી ઉતાવળથીજ મહિલામંડળે જોતજોતામાં તૈયારી કરી લીધી. અગાસીના વચ્ચેના ભાગમાં નળીયાંનો એક મોટો ઢગ પડ્યો હતો તેના ઉપર તાડપત્રી બીછાવી પ્રમુખસાહેબને બેસવાની ગોઠવણ કરી હતી. ત્યારે અન્યવર્ગને બેસવા માટે બારદાનના નાના મોટા ટુકડા પાથરી રાખ્યા હતા. સાંજનો વખત હોવાથી પવન આવતો હતો તેથી પવનના લીધે બારદાન ઉંચાં નીચાં થતાં હતાં તે ઠીક કરતાં સ્ત્રીવર્ગને જરા શ્રમ પડતો હતો. પણ મહેનત વીના લ્હાવો કેમ મળે? એમ સ્ત્રી વર્ગની સમજણમાં જ હતું. પચરંગી વસ્ત્રો પહેરેલ સ્ત્રીમંડળ આમથી તેમ દોડાદોડી કરી રહ્યું હતું. માનપત્ર લેનાર મી. રમા ઘાટી તો પહેલેથીજ આવી ગયા હતા. બરોબર પાંચના ટકોરા થતાં સુશોભિત વસ્ત્રો તથા અલંકારથી પરિધાન થએલાં પ્રમુખ સાહેબ સૌ. આરામગૌરી આવ્યાં સૌ રીતસર બેઠા પછી શ્રીમતિ

સખિલાએ ઉભા થઇ સૌ. આરામગૌરીને પ્રમુખસ્થાન આપવા તેના ગુણોના યોગ્ય શબ્દોમાં પ્રશંસા કરી દરખાસ્ત મૂકી તેને શ્રીમતિ કમળવંતીએ ટેકો આપ્યો. તાળીઓના ગડગડાટ વચ્ચે સૌ. આરામગૌરીએ પ્રમુખસ્થાન લીધું. પ્રમુખ સાહેબે માનપત્ર વાંચી સંભળાવવા આજ્ઞા કરી એટલે ,શ્રીમતિ લલિતા વાડીલાલ શાહ ઉભાં થયાં અને નીચેનું માનપત્ર વાંચી સંભળાવ્યું.

### માનપત્ર.

તમે બાલ્યકાળથી જ શારીરિક બળ સારૂં ધરાવતા આવ્યા છો. અને તેના લીધે તમે અત્યાર સુધીમાં મજૂરી જેવાં અસાધારણ કાર્યો કરવામાં ફતેહમંદ થયા છો. તમે આરામ લેવામાં ઓછું ધ્યાન આપો છો તેથી કરીને તમારૂં શરીર સર્વદા કસાએલું રહે છે. એટલે અમારાથી જે કામો થઇ શકતાં નથી તે કામો તમે કોઇપણ જાતની ઉણપ બનાવ્યા વિના સત્વર કરી આપો છો. તમે અમારા કરતાં બુદ્ધિબળ ઓછું ધરાવો છો; તમારી આર્થિક સ્થિતિ પણ અમારા કરતાં શ્રેષ્ઠ નથી, પરંતુ શારીરિક સ્થિતિમાં તમે અમારા કરતાં શ્રેષ્ઠ છો. તેના લીધે, અને કાર્યપરત્વે મંડયા રહેવાની તમારી ખુબીના લીધે સ્ત્રીમંડળને આકર્ષવાની તમારી મોહક શક્તિના લીધે તમે વખાણને પાત્ર છો. તમે કાળો અક્ષર કુટી મારવા જેટલું જ્ઞાન ધરાવો છો પણ નિશદિન નિયમિત પરિચયથી વાસણ ગણીને લઇ જવાં અને ગણીને પરત આપવામાં તમે કદી ભૂલ કરો હોય એવું અમોને યાદ નથી. હા. એક વાત છે. તમે પોતે તસ્કર છો એમ કહેવા જેટલી અમે હિંમત કરીશું નહિ પણ એકાદ વાસણ ગુમાવવામાં અને પછી " ભૂલનગેલા માલા ઠાવક નાંઇ" ઇ. કહેવામાં તમે પૂર્ણપણે હિંમતવાન છો.

તમે કેટલીક લાયકાત ધરાવતા નથી એમ કેટલાક સદ્ગૃહસ્થો ભલે આક્ષેપ કરે પણ એ આક્ષેપથી તમોને મુક્ત કરવામાં અમે સંપૂર્ણ પ્રયત્નો કરીએ છીએ અને કરીશું. તમે કેટલીક વેળા અક્ષમ્ય દોષો કરો છો. અને જ્યારે એ પરધણીઓના જાણવામાં આવે છે ત્યારે અમે અમારાં ઉપર ઓઢી લઇ તમને બિનગુન્હેગાર બતાવીએ છીએ એ શું તમારે માટે ઓછું શોભાસ્પદ છે.

તમે એક મહિનામાં વધુમાં વધુ ખાડા પાડો છો—વગર રજાએ રજા ઉપર રહો છો—છતાં પણ તમે પૂરેપૂરો પગાર લઇ જાઓ છો એ

## *પ્રભુજીને.

દયા ઇચ્છા કર્યાથી કૈં ન્હાના આપ થશો નહિ;
ક્ષુદ્ર વાસે-ભલે આવો મંદ મંદ હસી હસી.
હમી આવો હરિ વ્હાલા! તેહ મિષ્ટ સુધા સુધાઃ
ક્ષુધા લાગે થતું ચિત્ત તેમ આપ વિના થતા.
આકાશી અંતરે જોયુ જોયાં સ્થાન ઘણાં વળી;
ભિન્ન ભિન્ન રૂપે હિસ્યા હોય બિમ્બ રહ્યું હસી.
આપ માતાપિતા બંધુ અને મિત્ર સદા ગણ્યા;
પછી લજ્જા કરો શાની ક્ષુદ્ર વાસ પધારતાં.
અમારા હસ્તથી ન્હાના પ્રભુજી ન કહાવશો;
આપના સૌ અમે છૈયે હવે શું કહીએ વધુઃ

હ. કા. ભટ્ટ.

---

## હિંદુ માતાઓ અને તેઓને મળવું જોઇતું શિક્ષણ.

( મીસીસ બી. એન. મોતીવાલા. )

મુંબાઇ શહેરમાં થોડા દહાડા ઉપર હિંદુ સ્ત્રીઓનો એક ભવ્ય મેળાવડો માધવબાગમાં ભરાયો હતો. આ વખતે સ્ત્રી કેળવણીની ઉત્તમ રીતે પ્રગતી થાય તે સારૂ હિંદુ સ્ત્રીઓએ નામદાર વાયસરોય લૉર્ડ હાર્ડિન્ગ ઉપર અરજી મોકલવા સારૂ એક દરખાસ્ત પસાર કરી હતી. હિંદુ સ્ત્રીઓની ખાસ જરૂરીયાતો આ અરજીના છેલ્લા ફકરામાં જણાવવામાં આવી છે, તેમાંની આ સ્થળે ટુંકમાં હું " નૉર્થ સેંટ પૅંક્રાસ સ્કુલ ફૉર મધર્સ " ને ધોરણે માતૃશાલાઓ ખોલવી એ જરૂરીયાત ઉપરજ વિવેચન કરીશ. અને ખાત્રી છે કે ઉપર જણાવેલી અરજી પસાર કરતી વખત અરજીના ટેકામાં

---

* કવિ સર રવિન્દ્રનાથ ટાગોર કૃત મૂળ ગીતાંજલિના એક કાવ્યનો અનુવાદ.

બોલનારી બ્હેનોએ આ સંબંધી થોડુ ઘણું કહ્યુંજ હશે. જો આ બાબત સર ત્યાં કંઇપણ બોલવામાં ન આવ્યુ હોય તો આ અગત્યના વિષય ઉપર લખાણ કરવું એ હું મારી ફરજ સમજુ છુ. જો બોલવામાં આવ્યું પણ હોય તોએ આ વિષય એટલો અગત્યનો છે કે તેને સ્ત્રી જાતીની જાણમાં લાવવો એ ખાસ જરૂરનું છે. આ વિષય સારી રીતે આપણા હિંદુ સંસારમા ચર્ચાય ને તેને પરીણામે હિંદુ- ધનાઢયો કંઇક વ્યવહાર પગલા લે એ મારી ઇચ્છા છે. મને કપોળ પત્રમાં આ વિષય ઉપર લખવાની જે તક આપવામાં આવી છે તે સારૂ તેના કાર્યવાહકોનો હું આભાર માનું છુ. આપણે સ્ત્રીઓ જાહેર છાપામાં, ચોપાનીયામાં તથા જાહેર મેલાવડાઓમાં એકી અવાજે પોકારતા આવ્યા છઇએ કે અપાતી સ્ત્રી કેળવણી હિંદુ સંસારને યોગ્ય નથી અને તેમા સુધારો કરી તે એવી રીતે અપાવવી જોઇએ કે જેથી કરીને હિંદુ બાળાઓ, નમુનેદાર પત્નિઓ તથા માતાઓ બની શકે. આવું ઉત્તમ પરીણામ લાવવા સારૂ હિંદુ અગ્રેસરોએ વ્યવહારૂ પગલાં લીધાં હોય એ મારી જાણમાં નથી. આ લેખમા સ્ત્રીઓ ઉત્તમ માતાઓ થાય તે સારૂ ઇંગ્લાંડમાં કેવી રીતે કામ લેવાય છે તે સંબંધી આપણે તપાસ કરીશુ અને તેજ મુજબ આપણા સંસારને અનુકુળ આવે એવા તેમા ફેરફારો કરી મુંબાઇ શહેરમાં વ્યવહારૂ પગલાં ભરવાને આપણે આપણા વડીલ ભાઇઓને સુચવીશું.

ચોપાનીયામા એક લેખકને પોતાનો વિષય ચર્ચવાનાં સંકોચાવું પડે છે છતા પણ ટુંકમાં આ વિષયને ઇન્સાફ મળે તેટલુ લખવા હું પ્રયત્ન કરીશ

વીલાયત વાસ્તે લખતાં ડાક્ટર સેલીબી કહે છે કે દુનિયાભરમાં સૌથી અગ્રગણ્ય ધંધો એ માતાનો છે અને તે હાલમાં વગર કેળવાયલી સ્ત્રીઓથીજ ચલાવવામા આવે છે સ્વીડનની પ્રખ્યાત બાનુ લેખક એલન કે લખે છે કે માતૃત્વપદ ધારણ કરવાને હાલની સ્ત્રીઓ લાયક થઇ નથી. બીજી જાણીતી બાનુ લેખક લીની ઇ. એફ. બેરી ભાર મુકીને કહે છે કે પુરેની તાલીમ લીધા શીવાય એક સ્ત્રી જો માતા થાય તો તે સ્ત્રી પ્રભુની દરબારમા ગુન્હેગાર ઠરે છે અને તેટલા સારૂ વગર કેળવાયલી સ્ત્રી પૃથ્વીમાં બચ્ચાને જન્મ ન આપે એ ખરેખર કલ્યાણકારક માર્ગ છે. આવા વિચારો વાચી મ્હારી હિંદુ બ્હેનો ઘણી અજાયબી બતાવશે. પણ અચંબો પામવા જેવું આમાં કંઇ નથી. જ્યારે આપણે માતૃપદને તેનુ

ખરું સ્થાન આપતાં શીખીશું સારેજ આપણી પુત્રીઓ તે પદ ઉત્તમ રીતે લઈ શકે તેવા પ્રયત્નો આદરવાનો આરંભ કરીશું. હાલની સ્થિતિમાં આપણે આપણી અજ્ઞાન અવસ્થા તરફજ ખરી રીતે અચંબાથી જોવું જોઇએ.

આપણા લોકોમાં સાધારણ રીતે એવી માન્યતા ચાલતી આવી છે કે માતાની ફરજો કંઇ શીખવ્યાથી શીખાતી નથી. એ ફરજો તો દરેક માતા કુદરતી રીતેજ શીખે છે. આ માન્યતા ભૂલ ભરેલી છે. આવી માન્યતા વીલાયતમાં પણ થોડાએક વર્ષ પ્હેલાં ચાલતી હતી પણ ત્યાં માતૃશાળાઓ ખોલાયા પછી અને તેના ફાયદાઓ લોકોએ પ્રત્યક્ષ જોયા પછી હવે એવી અવાજે કબુલ કરવામાં આવે છે કે માતૃપદ ધારણ કરવા પ્હેલાં દરેક સ્ત્રીએ તે સંબંધી ખાસ શીક્ષણ લેવું જરૂરનું છે.

એક સ્ત્રી કોઇ એક અમુક ધંધો કરે તે વખતે તે સ્ત્રીએ અમુક પ્રકારનું શીક્ષણ લેવું જોઇએ એમ આપણે કબુલ કરીએ છીએ. દાખલા તરીકે એક સ્ત્રીને 'ટાઇપ રાઇટર' ઉપર લખતાં શીખવું હશે તો અમુક વખત તેને તે કામ શીખવા સારૂ ગાળવો પડશે ને ચોક્કસ સમય વિત્યા બાદજ તે કામ તે સ્ત્રી યોગ્યતાથી કરી શકશે. 'ટાઇપ રાઇટર' એ જીવીત વસ્તુ નથી પણ એક બચ્ચું એ જીવીત ખજાનો છે. એટલુંજ નહિ પણ 'ટાઇપ રાઇટર' સાથે સરખાવતાં તે હજાર ગણો ગુંચવણવાળો ખજાનો છે. આવા જીવીત પ્રાણીને નવથી દશ માસ સુધી આપણા શરીરમાં રાખી, આપણા શરીર મારફતે તેમનું પોષણ કરવું અને પૃથ્વીમાં તેમને જન્મ આપી તેમને સારી રીતે ઉછેરી, પાળી પોષી, મોટાં કરવાં એ ઉપર જણાવ્યા પ્રમાણે અઘરામાં અઘરો ધંધો છે. આ સારૂ દરેક માતાએ પોતાની તથા પોતાનાં બચ્ચાંની શારીરિક સ્થિતિ ઉપર ખાસ ધ્યાન આપવું અગત્યનું છે. શારીરિક, માનસિક, નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતી બંનેની થાય તે સારૂ દરેક માતાએ યોગ્ય તૈયારી કરવી એ પોતાના કુટુંબ તરફની તથા જનસમાજ પ્રત્યે તેની ગંભીર ફરજ છે. મોટા પુરૂષોના જન્મચરિત્રો આપણે તપાસીશું તો સ્પષ્ટ રીતે માલમ પડશે કે તેઓની મોટાઇ સીધી યા આડકતરી રીતે તેઓની માતાઓનેજ આભારી હોય છે.

વસ્તુસ્થિતિ આવી છે ત્યારે આપણે હિંદુ સ્ત્રીઓએ આપણી કામમાં ઉત્તમ માતાઓ નીવડે તે સારૂ ફક્ત ખાપણો કરી બેસી રહેવું ન

જોઇએ પણ તે સંબંધી વખતસર ઉપાયો યોજવા જોઇએ.

ઓગણીસમી સદીની આખેરીમાં ફ્રાન્સની રાજ્યધાનીના પેરીસ શહેરમાં બચ્ચાંઓનું મરણ પ્રમાણ ઘણું વધી ગયેલું માલમ પડયું આમાં ઘટાડો કરવા સારૂ તે શહેરના નામાંકિત ડાકટર પીર બુડીને પારીસ શહેરની માતાઓને પોતાનાં બચ્ચાંઓને કેવી રીતે પોશાક પહેરાવવો, કેવી રીતે ખવડાવવું, કેવી રીતે તેમને ન્હવડાવવાં, ટુંકમાં તેમને કેવી રીતે ઉછેરવાં એ સબંધી શિક્ષણ આપવાનું ચાલુ કરી દીધું. આ રીતી નવીન પ્રકારની હતી, અને તે અખત્યાર કરવાથી પેરીસ શહેરમાં બચ્ચાંઓનું મરણ પ્રમાણ ઘણે દરજ્જે ઘટવા લાગ્યું.

આ સદીની શરૂઆતમાં બેલજીયમના ઘેન્ટ શહેરમાં માતાઓને યોગ્ય શિક્ષણ મળે તે સારૂ નમૂનેદાર માતૃશાળા કાઢવામાં આવી હતી જેને તેમાં કેટલેક દરજ્જે પેરીસમાં ચાલતી આવેલી રૂઢી અખત્યાર કરવામાં આવી હતી. આ માતૃશાળાને અંગે ઘેન્ટ શહેરમાં બચ્ચાંઓની તબીયતની યોગ્ય તપાસ કરવા સારૂ એક યોજના ઘડવામાં આવી હતી. આ વખતે આ શહેરમાં આ યોજનાનો લાભ લેનાર બચ્ચાંઓમાં દર હજાર (૧૦૦૦) બચ્ચાંઓમાં અઢીસો (૨૫૦) બચ્ચાંઓ મરણ શરણ થયાં હતાં. આ યોજના અમલમાં મુકાયાને બે વર્ષ વિત્યા બાદ, માતૃશાળામાં આવતી સ્ત્રીઓને પોતાના બચ્ચાંઓને "સ્ટેરીલાઇઝડ" દુધ આપવાની આજ્ઞા કરવામાં આવી અને તેના પરીણામે તેઓનું મરણ પ્રમાણ ૨૫૦ ઉપરથી ઘટીને ૧૪૦ ની સંખ્યા ઉપર આવી અટકયું અને ૧૯૦૪ મા માતૃશાળાને અંગે સ્થપાયલી યોજનાનો જે માતાઓ લાભ લેતી હોય તેઓને ઘેર જઇ તેઓના બચ્ચાંઓને ઉછેરવાનું વ્યવહાર જ્ઞાન આપવાની યોજના દાખલ કરવામાં આવી પરીણામે મરણ પ્રમાણ ૧૪૦ ઉપરથી ઘટી ૯૦ ઉપર આવી ગયું અને ૧૯૦૬ માં "સ્ટેરીલાઇઝડ" દુધને બદલે સુકું દુધ આપવાની શરૂઆત કરવામાં આવી અને તેથી કરીને મરણ પ્રમાણ ૯૦ ઉપરથી ઘટી ૩૪ ઉપર આવી અટકયું. આ ઉપરથી ઘેન્ટ શહેરમાં માતૃશાળા કેટલું કરી શકી તે આપણે જોઈ શકીયે છઇએ.

ઇગ્લાંડે પણ પેરીસ ને ઘેન્ટ શહેરના દાખનાઓ જોઇ બચ્ચાંઓનું મરણ પ્રમાણ ઘટાડવા સારૂ સન લીધુ અને ૧૯૦૬ ના વર્ષમાં મેરી-લીબોન શહેરમાં બચ્ચાંઓની યોગ્ય તપાસ સારૂ 'કન્મસ્ટેશનની' યોજના

અમલમાં મુકવામાં આવી અને ૧૯૦૭ માં સેંટ પૅંક્રાસમાં એક પુરતી સામગ્રીવાળી પ્હેલી માતૃશાળા લોકો તરફથી ઉઘાડવામાં આવી. હાલ ઇંગ્લાંડમાં જુદા જુદા ભાગોમાં આવી છસો માતૃશાળાઓ ઉઘાડવામાં આવી છે. હિંદુસ્થાનમાં હજુ સુધી આવા પ્રકારની યોજના કરવામાં આવી નથી એ આપણું દુર્ભાગ્ય છે. મુંબાઇ શહેરમાં બાળકોનું મરણ પ્રમાણ દર હજારે ચારસો ઉપર હોય છે. આ ઘટાડવા તથા બાળકો ઉત્તમ રીતે ઉછેરવા તથા જન્મ્યા પ્હેલાં માતાઓ તેઓનું સારી રીતે સરક્ષણ કરે તે સારૂ મુંબાઇની હિંદુ સ્ત્રીઓએ વાઇસરૉય જોગ મોકલાવેલી અરજીના ૧૧ મા ફકરામાં (ક) પેટા વિભાગમાં નામદાર સરકારને અરજ કરી હતી કે તેમણે નોર્થ સેંટ પૅંક્રાસ સ્કુલ ફૉર મધર્સ તે ધોરણે માતૃશાળાઓ ખોલવી. આ અરજ સરકારે સ્વીકાર ન કરે તોપણ આ કામ ઉપાડી લઇ વ્યવહારૂ પગલાં લેવાં એ આપણી સ્ત્રીઓની પવિત્ર ફરજ છે. આવી શાખાઓ, જો સ્ત્રીસંસ્થાઓને અંગે કાઢવામાં આવે તો ઘણો લાભ થાય. મુંબાઇમાં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને અંગે આવી શાળા સ્થાપવામાં આવે તો ઘણો લાભ થાય પણ તે સંસ્થાએ જે જે સ્ત્રી ઉપયોગી કાર્યો ઉપાડી લીધાં છે, તેને નીભાવવા સારૂ તેને મોટો ખર્ચ કરવો પડે છે ને તે બોજો હાલના સમયમાં હિંદુ ધનાઢયોની યોગ્ય સહાયતા વગર ઉપાડી લેવા તે અશક્ત છે તે જોતાં આ નવા કામનો વધુ બોજો તે ઉપાડી શકે એ સંશયની વાત છે. મુંબાઇ શહેરમાં નવિન સ્થપાયેલ વનિતા વિશ્રામની સંસ્થાને અંગે જો આ યોજના ઉપાડી લેવામાં આવશે તો જરૂર તે સંસ્થા હજારો હિંદુ માતાઓ અને બાળકોની શુભાશિષ મેળવવા ભાગ્યશાળી થશે. ઇંગ્લાંડમાં ચલાવવામાં આવતી માતૃશાળાઓ ઉપરથી ત્યાંના લોકોને કેટલીએક વાતનો ખાસ અનુભવ મળ્યો છે. આ શાળાઓએ તેઓને શીખવ્યું છે કે નાનાં બચ્ચાંઓને જીવતાં રાખી રૂષ્ટ પુષ્ટ બનાવવાં હોય તો તેઓની સંભાળ તેઓના જન્મ પ્હેલાં તેમજ તેઓના જન્મ પછી લેવાય એ જરૂરનું છે; વળી તેઓ એ પણ જાણી શકયા છે કે નાનાં બચ્ચાંઓનાં મોટાં મરણ પ્રમાણનાં કારણો તરીકે ગરીબાઇ, ખરાબ રહેઠાણ, સ્ત્રીઓને કરવું પડતું કામ ને ગંદકી વગેરેને જે મોટું સ્વરૂપ આપવામાં આવે છે તે ખોટું છે. પણ ખરૂં અગત્યનું મોટું કારણ તો બચ્ચાંઓને ઉછેરવા સંબંધી માતાઓની મોટી અજ્ઞાનતા એજ છે. આ શાળાઓએ તેઓને શીખવ્યું છે કે બચ્ચાંઓ ભૂખ્યાં રહ્યાથી મરતાં નથી પણ તેઓને ઘણી વખતે ઘણું ખવડાવવાથી

અને અયોગ્ય ખોરાક ખવડાવવાથીજ મરણને શરણ થાય છે વળી તેઓ એ પણ શીખ્યા છે કે બચ્ચાંઓ ફાટેલાં કપડા પહેરી ટાઢમાં ધ્રુજવાથી મરતા નથી પણ તેઓને ઘણા તંગ કપડા પહેરાવવાથીજ મરે છે આવી રીતે આ શાળાઓએ જુદા જુદા અગત્યના પાઠો ઉજ્વાડતા લોકોને શીખ વ્યા છે ને આવી શાળાઓ જે ઉમદા કામ કરી રહી છે તેના પરીણામે માત્ર પદર વર્ષની ટુક મુદતમાજ બચ્ચાંઓનું મરણ પ્રમાણ જે આગળ એક હજારે ૧૫૦ નુ આવતું હતું તે હાલ ઘટીને ૧૦૦ ઉપર આવી અટક્યુ છે

આવી શાળાઓ કાઢવાથી માતાઓ પોતાના નાના બચ્ચાંઓ તેમજ નાના છોકરાઓની કેવીરીતે બરાબસ્ત કરવી અને તેઓને કેવી રીતે કેળવવા તે સ બધી ઉપયોગી જ્ઞાન મેળવે છે નાના બચ્ચાંઓના મરણ પ્રમાણમાં તેમજ મદવાડના પ્રમાણમા વ્યાજબી ઘટાડો કરી શકાય છે અને તે ઉપરાંત ધાવના બાળકોની તંદુરસ્તી સારી રીતે જાળવી શકાય છે ચેપી અને ઉડતા રોગોનો ફેલાવો થતો અટકાવી શકાય છે ને તેથી થતું મરણ પ્રમાણ પણ અટકાવી શકાય છે આ શીવાય છોકરાઓમા માલમ પડતી શારિરિક ખોડો પણ ઘણે દરજ્જે તેઓની શારિરિક સ્થિતિ ઉપર બચપણમાં ધ્યાન અપાયાથી અટકાવી શકાય છે

આવી શાળાઓમા જે માતાઓ શિક્ષણ લે છે તેઓ માતૃપદ ધારણ કરવુ એ કેટલુ ગંભીર જવાબદારીનું કામ છે એ જાણતા શીખે છે અને પરિણામે તેઓ પોતાની અને બીજા લોકોની નજરમા યોગ્ય માન મેળવવા ભાગ્યશાળી નીવડે છે

આ શાળાઓનું નામ માતૃશાળા આપવામા આવે છે તે ઉપરથી એમ સમજવુ નહિ કે આ શાળામા ફક્ત માતાઓને જ દાખલ કરવામા આવે છે આ શાળાનો લાભ માતાઓ શીવાય મોટી ઉમ્મરની છોકરીઓ, જુવાન વહુઓ અને ગર્ભવતી સ્ત્રીઓ પણ લે છે

સુધરેલા દેશમા સાસારિક સ્થિતિ સુધારવા સારૂ જે જે મહાન યોજનાઓ અમલમાં મુકાય છે તેમાની આ યોજના ઘણીજ ઉત્તમ છે અને સારી રીતે ફતેહમદ થએલી છે

આનો લાભ કામદાર વર્ગની સ્ત્રીઓ લે છે પણ તેનો લાભ મધ્યમ વર્ગની અને ઉપલા વર્ગની સ્ત્રીઓ લે એ જરૂરનું છે

જાણીતો લેખક ડાક્તર હેવેલોક એલીસ કહે છે કે દરેક છોકરીના શિક્ષણ ક્રમમા માતૃશાળામા અપાતા શિક્ષણનો પણ સમાવેશ કરવો જોઇએ.

દરેક સ્ત્રી માતા થવા ભાગ્યશાળી નીવડે કે નહિ, પણ ભવિષ્યમાં તેને માથે પોતાના સગાનાં યા બીજા ભાઇબંધનાં છોકરાંઓની બરદાસ્ત કરવાની ફરજ આવી પડે છે. આ સારૂ જ આ શિક્ષણ પ્હેલાંથી તેઓને આપવામાં આવ્યું હોય તો ભવિષ્યમાં તેથી જનસમાજને મોટો લાભ થશે એ વાત નિઃસંદેહ છે હાલ છોકરીઓની સ્કુલોમાં જ્યાં જ્યાં માતાઓને લગતું ખાસ જ્ઞાન ચોપડીઓ મારફતે આપવામાં આવે છે તે જ્ઞાન વ્યવહારૂ રીતે છોકરીઓને માતૃશાળાને અંગે નાનાં બચ્ચાંઓની તપાસ અર્થે જે "કન્સલ્ટેશન" યોજના કરવામાં આવે છે તેમાં આપી શકાય છે. માટે માતૃશાળા હિંદના મુખ્ય ભાગમાં સરકાર તરફથી યા લોકો તરફથી કાઢવામાં આવશે તોજ આપણે ભવિષ્યની પ્રજા સુધારવાનો સંગીન પાયો નાખ્યાનું અનુપમ માન મેળવી શકશું.



## મરહુમ રા. રા. શ્રી ભાઇચંદભાઇ શામજી મહેતાનું સંક્ષિપ્ત જીવનવૃતાંત.



લેખક. ( રા. રા. દામજી મકનદાસ વકીલ. )

સીહોરની કપોળ જ્ઞાતીમાં અગ્રેસર તરીકે ગણાતું મહેતા શામજી ભીમજીનું કુટુંબ ઘણા જુના વખતથી ખાનદાન ગણાતું આવ્યુ છે. આ કુટુંબના મુળ પુરૂષ જીઠા મહેતા પ્રથમ સીહોરમાં સં. ૧૮ મી સદીના અરસામાં આવ્યા. અને હંસરાજ સંઘવીને ત્યાં તેમનાં લગ્ન થયાં, બાદ ભાવનગર દરબારશ્રીની રાણીઓને જીવાઇના મળેલા ગામોનો કારભાર કરવા લાગ્યા. અને ત્યાર બાદ તેમના પુત્ર ભીમજી મહેતાએ પણ તેજ પગલે ચાલી, રાજ્યસેવામાં પોતાની જીંદગી અર્પણ કરી. ત્યાર બાદ સ્વર્ગસ્થ શામજી મહેતાએ પણ રાજ્યસેવા સ્વીકારી, અને પોતાની તીવ્ર શક્તી તથા કાર્ય દક્ષતાથી મહારાજા જસવંતસીંહજી તથા મુખ્ય દીવાન ગૌરીશંકર ઉદયશંકર ઓઝા, સંતોકરામ દેસાઈ, વીગેરેનો ચાહ જીતી લીધો. તેમણે કાઠીયાવાડ વીગેરેના ગામોમાં ગીરાસીયાઓ સાથે સેટલમેન્ટ સબંધેના વાંધાનો ફડચો કરી આપી રાજ્ય હક સાચવી તે પ્રગણાના ગામો

ભાવનગર દરબારને અધાર કરાવી આપ્યાં. મુખ્ય દીવાન ગૌરીશંકર ઓઝા તથા સંતોકરામ દેસાઇ તેમને પોતાની જમણી ભુજારૂપ ગણતા હતા. મરહુમ મહારાજા જશવંતસીંહજી, તથા સર તખ્તસીંહજી તથા જોઇન્ટ એડમીનીસ્ટ્રેટર સાહેબોની કારકીર્દીમાં તેઓ એક રાજ્યના સ્તંભ રૂપ ગણાતા હતા. તેઓ રાજ્ય હક તથા પ્રજા હક માગવી ન્યાય પુરઃસર કામો કરતા હતા, જેથી પ્રજા તથા ખેડુત વર્ગ સૌની સ્થીતી સંતોષકારક હોઇને રાજ્ય જાહોજલાલી ભોગવતું હતું.

મજકુર મહુમ શામજી મહેતાના ચાર પુત્રોમાં બાઇચંદભાઇ જેષ્ટ હતા. તેમનો જન્મ સં. ૧૮૯૭ ના અશાડ શુદ ૧૫ શુક્રવારના રોજ સીહોરમાં થયો હતો. તેઓ બાલ્યાવસ્થાથીજ શાણા હતા. ગામઠી નીશાળે સાધારણ અભ્યાસ કર્યા બાદ તેમનાં લગ્ન સં. ૧૯૦૯ ની સાલમાં સીહોરના પ્રખ્યાત મહેતા હરખજી દામજીના પુત્ર કેશવજી મહેતાની પુત્રી ગોમતીબાઈ સાથે થયાં હતા. ત્યાર બાદ તેમના પીતા શામજી મહેતાએ ઇજારે રાખેલ નેસિણવદર પરગણામાં પોતે કારભારના કામમાં જોડાયા. એવી રીતે નાનપણથીજ મુસદીપણાનું જ્ઞાન તેમણે સંપાદન કર્યું. અને પોતાની લેખન શક્તી ખીલવી પોતાના ઉપરી અધીકારીઓનો ચાહ જીતી લીધો. મરહુમ મહારાજા જશવંતસીંહજીનો દેહાન્ત થયા બાદ રાજ્યની લગામ જોઇન્ટ એડમીનીસ્ટ્રેટર સાહેબોના હાથમાં આવ્યાથી સંવત ૧૯૨૮ ની સાલમાં પ્રથમ ખાતાબંધી કરી રાજ્યમાં નવું ધોરણ દાખલ કરવાથી, તેમની લાયકાતની કદર કરી એડમીનીસ્ટ્રેટર સાહેબોએ તેમને મહુવા પરગણાના પહેલા વર્ગના વહીવટદારની રૂ. ૨૫૦) અઢીસોના દરમાયાના હોદાવાળી નોકરી આપી, અને તેની પ્રશંસા કરી. મે. એડમીનીસ્ટ્રેટર ઈ. એચ. પરસીવલ સાહેબે તેમની લાયકાત માટે સારી સરટીફીકેટ લખી આપી.

સીહોરના પ્રખ્યાત થયેલા મરહુમ હરખજી મહેતાના વખતથી સીહોરના કપોળો દીવાની કામમાં તથા રાજ્યકીય કામમાં વખણાતા આવ્યા છે. તે મુજબ શામજી મહેતાના વખતમાં ઘણા કપોળો મુત્સદી હતા. અને તેમને પ્રમાણીક વર્તન ચલાવવા અને ફરજ બજાવવા ને સલાહ દેનાર નેતા તરીકે પ્રથમ શામજી મહેતા અને તે પછી બાઇચંદભાઇ હતા. તેમણે ભાવનગર સ્ટેટના મહુવા, કુંડલા, ઉમરાળા, બોટાદ, લીલીયા વગેરે મહાલોમાં લાંબી મુદત સુધી વહીવટદારનો ઓધ્ધો ભોગવી કારભાર કર્યો હતો.

અને તે દરમીયાન પ્રજાની હાજતો ઉપર પુરતું ધ્યાન આપી રાજ્યસેવા ઘણી સરસ રીતે બજાવી હતી.

મરહુમે પોતાના પીતાશ્રી શામજી મહેતાના ઉત્તરકાર્ય પ્રસંગે તેઓ તથા તેમના નાના ભાઇઓ નારણજીભાઇ, પરશોતમભાઇ, તથા પરમાનંદભાઇએ મોટો ખર્ચ કરી કપોળ જ્ઞાતીનું પ્રગણું તેડયું હતું. અને ચારે ચોરાના કપોળભાઇઓને આમંત્રણ કરી ત્રાંબાના ત્રાસનું લહાણું કર્યું હતું. તેમજ પોતાના ભત્રીજા નાગરદાસ પરશોતમદાસના લગ્ન પ્રસંગે મોટા ઠાઠમાઠથી જાન જોડી રાજુલા ગામમાં તથા નવનેશમાં લહાણું કર્યું હતું.

મરહુમ ભાઇચંદભાઇની નોકરીની કદર કરી મરહુમ મહારાજા સર તખ્તસીંહજીએ તથા મે. કર્નલ વેસ્ટ અને મે. કર્નલ વોટસન સાહેબોએ સારાં સર્ટીફીકેટો આપ્યાં હતાં. તથા સોનગઢના આ પોલીટીકલ એજન્ટ સાહેબોમાં મી. ફેરીસ સાહેબ વીગેરે તેમની મડમ સાહેબો સાથે મરહુમની પ્રસંગોપાત મુલાકાત લેવા ખાસ કરીને સીહોરમાં આવતા હતા. અને પ્રગટેશ્વર મહાદેવના દેવાલયના જુદા જુદા ફોટોગ્રાફોની ભેટો સ્વીકારી આનંદ જણાવતા હતા. વળી મે. પ્રભાશંકર દલપતરામ પટણી સાહેબ કે. સી. આઇ. ઇ. સાથે વીલાયતથી હીંદુસ્થાનની મુસાફરીએ આવનાર ડા. જોશીયા ઓલ્ડફીલ્ડ સાહેબ ખાસ પ્રગટેશ્વરની જગ્યા જોવા પધારેલ અને મરહુમ ભાઇચંદભાઇની મુલાકાત લઇ તેમની ઘણી પ્રશંસા કરી હતી. અને જગ્યોના તથા મરહુમના ફોટોગ્રાફ લઇ વીલાયતની અંદર પ્રગટ થતા "લીઝરઅવર" ના અંગ્રેજી ચોપાનીયામાં તે બધી હકીકત તેણે છપાવેલ છે.

મરહુમ ભાઇચંદભાઇએ ઉપર મુજબ રાજ્યસેવા બજાવી સં. ૧૯૪૬ ની સાલમાં નામદાર દરબારશ્રીનું રૂ. ૧૨૫) સવાસોના પગારનું માસીક પેનશન જીંદગીપર્યન્તનું મેળવ્યું હતું. અને તે રકમનો મોટો ભાગ તેઓ ધાર્મિક કાર્યમાં વાપરતા હતા. તેમણે હીંદુસ્થાનનાં ઘણાંખરાં તીર્થોમાં ફરી યાત્રાઓ કરી હતી. તેમણે પેનશન લીધા પછીનો બધો વખત જાહેર કાર્યોમાં, ધર્મ ચર્ચામાં, કેળવણીને લગતા કામોમાં તથા સ્વજ્ઞાતી હીતમાં, ગાળ્યો હતો. વળી પેનશન લીધા પછી પણ હાલના મહારાજા સાહેબ સર ભાવસીંહજી બહાદુર કે. સી. એસ. આઇ. તેમને કેટલાક રાજકીય કામમાં કોઈ કોઇ વખત ખાસ રોકતા હતા. અને તેના અંદર મરહુમ પોતાથી બની શકતો ભાગ લેતા હતા.

મરહુમ ભાઇચંદભાઇએ જો કે જુના જમાનાની કેળવણી લીધેલ હતી, પરંતુ આધુનીક સમયને બંધબેસતા વિચારો ધરાવતા હતા, અને આગલા જમાનાની કેળવણીની ખુબી આજના જમાનાની કેળવણી લીધેલ માણસને પુરી પાડવાની અદ્દભુત શકતી ધરાવતા હતા. તેઓ કેળવણીને ઉત્તેજન આપવા, તથા સ્વજ્ઞાતીના કલ્યાણને માટે પુરી દાળજી ધરાવતા હતા. તેમણે કન્યા કેળવણીની વૃદ્ધી માટે ચાહના રાખી પોતાની પુત્રી બેન પ્રેમકુંવર તથા પોતાના પુત્ર ચત્રભુજની પુત્રી બેન મણીના નામનું ફંડ કાઢેલ છે, તેના વ્યાજની રકમમાંથી શીહોર કન્યાશાળામાં ભણતી તમામ બાળાઓને દરસાલ શાળોપયોગી ચોપડીઓ વીગેરે ઈનામ તરીકે અપાય છે. તથા તેમણે અને તેમના ભાઇઓએ રૂ. ૫૦૦૦ ) ના આશરાની રકમ કાઢેલ છે તેના વ્યાજમાંથી શામજી મહેતાના નામની સ્કોલરશીપો ભાવનગર ભણવા જતા ઉંચા વર્ગના કપોળ વીદ્યાર્થીઓને અપાય છે.

મરહુમ દરરોજ સાયંકાળે, પ્રગટનાથ મહાદેવની જગ્યા કે જે તેમના પીતાશ્રી શામજી મહેતાએ સીહોરની ગૌતમીનદીના કીનારા ઉપર બંધાવેલ છે, ત્યાંના વીશાળ અગાસીમાં બેસી સાક્ષર પુરૂષોના વચ્ચે કાયમ ધર્મચર્ચા કરતા હતા. તથા વૃદ્ધ પુરૂષોનું મંડળ પોતાના મકાનનાં એકઠું કરી શાસ્ત્રી ભગવાનજી ગીરધરલાલ પાસે નીત્ય કથાશ્રવણ કરતા હતા નૈષ્ટીક બ્રહ્મચારી બાલાનંદજી તથા મહાત્મા અનંતપ્રસાદજી વીગેરે સંતજનોને આગ્રહથી આમંત્રણ કરી ધર્મજીજ્ઞાસુઓના મન તૃપ્ત કરવા વ્યાખ્યાનો અનેક વખત કરાવતા હતા. વિદ્વાનો, વિદ્યાર્થીઓ, અને સ્વદેશી હુન્નર ઉદ્યોગ કરી લાવનારના આશ્રયદાતા હતા. તેમનું નામ સીહોરની પ્રજામાં ઘરગતું થયેલું છે. વળી સાધુસંતની સેવામાં, નીરાશ્રીત અને અપંગોને આશ્રય આપવામાં પોતાના નાણાંનો સારો વ્યય કરતા હતા. તથા અન્ન વસ્ત્રાદિક અશકત વ્યક્તિઓને પુરા પાડવામાં ઘણી ખંત રાખતા હતા.

સં ૧૯૫૬ના ભયંકર દુષ્કાળ તથા સં. ૧૯૬૮ના દુષ્કાળ વખતે અવાચક પ્રાણીઓ અને ગરીબોના રક્ષણ માટે મરહુમે સારી રકમ ભરી ફંડ એકઠું કરાવી સારી સહાયતા કરી હતી.

સીહોરમા પ્રગટનાથ મહાદેવના દેવાલયને લગતું નવું વીશ્રાંતી ગૃહ મરહુમે પોતાનાં માતુશ્રી જસુબાઇ તથા પોતાનાં ધર્મપત્નિ બાઇ ગોમતી-

બાઈના નામથી રૂા. ૧૩૦૦૦) તેર હજાર ખર્ચીને બંધાવ્યું છે. તથા પોતાના અવસાન સમયે કપોળ કેળવણીના ઉત્તેજનાર્થે રૂા. ૮૫૦૦) સાડાઆઠ હજારની રકમ કાઢેલ છે. તથા તે ઉપરાંત પ્રથક પ્રથક ધર્માદા કાઢેલ છે, જે મળી સખાવત રૂા. તેરહજાર ઉપરાંત થવા જાય છે.

મરહુમ બાલ્યાવસ્થામાં માત્ર ગામઠી નિશાળે આંક અને નામું લેખાં શીખ્યા પછી તુરતજ પોતે રાજ્યવહીવટમાં જોડાયા હતા. પણ કુદરતી બક્ષીસને લીધે તથા નાગરમંત્રીઓના પરીચયને લીધે તેઓમાં આક્ષરત્વ દેખાતું હતું. પત્રો લખવા કે ઠુમારો કરવામાં તેઓ ચતુર લેખકની માફક ભાવ દર્શાવી ,શકતા હાવકાઇથી પોતે ધારેલા મુદ્દા સામાને રસભર વાણીમાં સમજાવતા, અને પ્રસંગવશ સભામાં જૂની હકીકતો ક્રમસર અને મુદ્દાસર જણાવી સારા વકીલને શોભાવે તેવી બીના પ્રદર્શિત કરતા.

વિનય, વિવેક, સમભાવ અને વિચક્ષણપણું એમનામાં અનુકરણ કરવા લાયક દેખાઇ આવતું. પ્રચંડ શરીર, વિશાળ નેત્રો અને કાર્યદક્ષતાથી તેઓ જે જે કામ હાથમા લેતા એમાં સાંગોપાંગ સિદ્ધિ કરી યશ મેળવતા.

દેશી ગૃહસ્થો, રાજા દરબારો, અને અગ્રેજ અમલદારો એમની સુવ્યવસ્થીત રીતી, પ્રત્યેકને છાજે તેવી બરદાસ્ત અને ઘટતી વાતચિતથી સંતોષ પામતા. જેના અનેક ઉદાહરણો અમારા પાસે છે. પણ તે બધાં આપતાં ઘણું લંબાણ થઇ જાય તેથી ઉપર મુજબ જુજ બીના લખી વિરમીયે છીએ.

છેવટે એટલું જણાવ્યા વિના ચાલતું નથી કે, તેઓ એવા પંકસ્યુઅલ, સ્વદેશ પ્રેમી, અને વ્યવહારદક્ષ હતા કે એમનાં દરેક કાર્યથી દરેક સમાગમીને સંતોષ જ પેદા થતો. તેમના સ્વર્ગવાસથી કપોળ જ્ઞાતિએ એક મુરબ્બી, અનુભવી નેતા ગુમાવ્યો છે જેની ખોટ પુરાવી મુસ્કેલ છે. પરંતુ તેમના પુત્રો અને કુટુંબીઓ તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરતાં જોઇ ઉમેદ રાખવામાં આવે છે કે તેઓ તેમને ચીલે ચાલી જ્ઞાતિ અને સકળ પ્રજાજનોનો ચાહ સંપાદન કરવાને ભાગ્યશાળી નીવડે!

"સંસારમા સરખો રહે ને મન મારી પાસ" એ નિતી વચન મુજબ ગૃહસ્થાશ્રમનાં અનેક સુખવૈભવ ભોગવ્યાં છતાં, ઇશ્વરભક્તિ

અને ધર્મધ્યાનમાંથી એકપણ દિવસ તેઓ ચૂકયા નથી. છેવટ મરણની છેલ્લી ઘડીએ પણ ઇશ્વરસ્મરણ અને પરમાત્મામાંજ ધ્યાન રાખી કોઈ યોગી પોતાના પંચમહાભુતનો દેહ છોડે એમ આ ફાની દુનીયા છોડી સં. ૧૯૭૨ના માગશર વદ ૧ બુધવારના રોજ પરોઢીયે અઢી કલાકે, પંચોતેર વર્ષની પાકટ વયે, એક વિધવા, ચાર પુત્રો, ચાર પુત્રીઓ, પૌત્રો, દોહીત્રો, બહોળું કુટુંબ, સગાંસ્નેહી, કથા કરનાર શાસ્ત્રી તથા કથા શ્રવણ કરનાર શ્રોતાજનોને ભારે ગમમાં ગીરફતાર કરી કૈવલ્યપદને પામ્યા છે. એવા મહાપુરૂષની આ દેશમાં ખામી છે. પરમાત્મા એમના આત્માને અક્ષય શાન્તી આપે એમ ઇચ્છી આટલું ટુંક વૃત્તાન્ત સમાપ્ત કરીએ છીએ

---

## ડૉકટર જીવરાજ નારાયણ મેહેતાના માનનો મેળાવડો.

કાઠિયાવાડમાં સિહોર શેહેર કપોળ જ્ઞાતિના ચાર ચોરામાંહે પ્રથમ પંક્તિ ધરાવે છે અને જે કપોળ કોમનો મુખ્ય "ચોરો" કહેવાય છે તે ગામે ઉક્ત જ્ઞાતિના નામાંકિત ડૉકટર મી. જીવરાજ તેમના એક મિત્ર જે. એન. મેહેતાની પત્નિને પ્રસુતીમાં અચાનક જ્યારે અસાધારણ વ્યાધિ થઈ આવતાં તા. ૧૯-૧૨-૧૫ રવીવારના રોજે અત્રે પધારેલા હતા તે પ્રસંગે તેમની કીંમતી વૈદકય સલાહના પ્રતાપે તેણીને આરામ થયો છે. તેઓ માત્ર એક દિવસ અત્રે રહ્યા હતા તેટલા ટુંક વખતમાં પણ ઘણાખરા કપોળ દરદીઓ અને સામ્યજનો તેમની તત્કાળ સલાહ લેવા આવેલા તેઓ સઘળાને તેમણે ઘણી ધીરજ અને સંભાળભરેલી રીતે તપાસી વૈદકય સલાહ આપી જનસમુહની સેવા બજાવી-વાહવાહ કહેવરાવી હતી. એકંદરે તેમનો શાંત સ્વભાવ, ધૈર્યતા, સાદાઇ, નિરભિમાનપણું આદિ એક અમિર ગૃહસ્થના અંગમાં જોવા ગુણો શોભે તેવા તેમનામાં ઓતપ્રોત દેખાઇ આવતા હતા.

મજકુર ડૉકટરના સન્માનાર્થે અત્રેના શહેરી સદ્‌ગૃહસ્થ શેઠ મેહેતા શ્રી ત્રીભોવનદાસ પરમાનંદદાસના નવા ઘરે બપોરના બે વાગતાને સુમારે કપોળ અગ્રેસરો તથા નગરજનો વગેરેનો ચાપાર્ટીનો ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે અત્રેના પ્રસિદ્ધ વકીલ મી ગોરધનલાલ વાલજી મેહેતાએ મજકુર ડૉકટરની લાયકાત તથા ઉંચા વૈદકજ્ઞાનને માટે છટાદાર ભાષામાં સંપૂર્ણ વિવેચન સરળ ભાષામાં કહી બતાવ્યું હતું તે

બીનાને વકીલ મી. દામજી મકનદાસ તથા મેહેતા શ્રી મોતીલાલ પુરૂષોત્તમદાસ જેઓ કપોળ જ્ઞાતિના જાણીતા અગ્રેસરો છે, તેઓએ અનુમોદન આપી પ્રાસંગીક વિવેચનો ક્રમસર કર્યા હતાં, જે ઘણાં આકર્ષક જણાયાં હતાં અને અંતીમમાં ભલી દુવાઓ ચાહી દીર્ઘાયુ ઇચ્છી પ્રમુખ ત્રીભોવનદાસ પરમાનંદદાસે બીરાજેલા ગૃહસ્થોનો ઉપકાર માની સભા બરખાસ્ત કરી હતી.

સીહોર તા. ૨૨-૧૨-૧૯૧૫.

૧ અત્રેના શહેરી ગૃહસ્થ મેહેતા શ્રી બાઇચંદભાઇ શામજીનો તા. ૨૨-૧૨-૧૯૧૫ ના રોજે ૭૫ વરસની પુખ્ત ઉમરે દહાંત થવાથી તેમના લૌકીકમાં અત્રેની સમસ્ત પ્રજાએ હાજરી આપીને પોતપોતાનો કામ ધંધો બંધ કરી હડતાળ પાડી તેમના માનમા શોક પ્રદર્શીત કર્યો હતો. અને લૌકીકમાંથી આવ્યા બાદ સમગ્ર પ્રજાનો પોતાના કુટુંબ પરત્વેનો અથાગ ચાહ જોઇને મરહુમના ભત્રિજા મહેતા મોતીલાલ પુરૂષોત્તમદાસે પોતાના કુટુંબને તેમના વડીલના સ્વર્ગવાસથી ગયેલ ખોટ માટે ગદગદીત કંઠે વિલાપ કરી નમ્ર વાણીથી તે પ્રસંગે પ્રજાજનો તથા અમલદાર વર્ગને બતાવેલા અથાગ ચાહ માટે ઉપકાર પ્રદર્શિત કરી તેમના આપ્ત વર્ગ તેને ચીલે ચાલી શહેરી પ્રજાનો ચાહ આવીજ રીતે મેળવવાને પાત્ર થાય એવી આતુરતા જણાવી હતી. ત્યાર બાદ તા ૨૩-૧૨-૧૫ ના રોજ અત્રેના રીટી ફ્જદાર રા. રા. મણીલાલ હરીલાલ મહેતાના પ્રમુખપણા નીચે સમગ્ર પ્રજાની સભા મરહુમનો શોક પ્રદર્શિત કરવા માટે બોલાવવામાં આવી હતી. તેમાં મરહુમના કુટુંબ ઉપર આશ્વાસન પત્ર મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

૨ આ પ્રજાકીય સભામાં પ્રમુખ સાહેબે રા. રા. સદ્ગત બાઇચંદભાઇના સદ્ગુણ, ઔદાર્ય, રાજ્યસેવા તથા જાહેર કારકીર્દીનું સરળ ભાષામાં પ્રેત્સાહકારક વીવેચન કર્યા બાદ વકીલ મી. ગીરધરલાલ અને વકીલ મી. દામજી મકનદાસે ટુંકમા હકીકત જણાવી. ત્યાર બાદ વકીલ મી. દામજીએ દીલાસાપત્ર વાંચી સંભળાવતા પ્રમુખની સહીથી મરહુમના જ્યેષ્ટ પુત્ર મી. મથુર્ભુજદાસને મોકલાવી આપવાનો ઠરાવ સભામાં પસાર કરવામાં આવ્યો હતો અને તે પત્ર મોકલી આપ્યો હતો.

૩ આ ગૃહસ્થના ઉત્તરકારજમાં સિહોર કપોળની ત્રણ નાતો જુદાં

જુદાં પકવાનો કરી જમાડવામાં આવી હતી. તથા બારમાને દિવસે એક ચોરાશી કરી સમગ્ર વણીક વર્ગને જમાડી છે

૪ ચોરાશીને દિવસે નેકનામદાર મહારાજા સાહેબે પોતાના પ્રતિનીધી તરીકે રાજ્યખર્ચ ખાતાના આસિ. રા. રા શેઠ શ્રી પીરોજશા પાલણજી ડમરીને મોકલી શાલ, પાઘડી વીગેરે કીંમતી શીરપાવ ઇનામત કરી મરહુમે તથા તેમના વડીલોએ બજાવેલી રાજ્યસેવાની ઘટતી કદર કરી દીલસોજી બતાવી હતી આ પ્રસંગે અમદાવાદવાળા શેઠ માણેકલાલ મનસુખભાઇ બ ગુભાઈ તથા શેઠ મગનદાસ ગીરધરદાસ તથા શેઠ જેશંગભાઇ ઉજમસી તથા રા રા આશારામભાઇ દલીચંદ શાહ વીગેરેએ આ તકે પધારીને હાજરી આપી હતી. તેમજ ભાવનગર રાજ્યમાતાઓ, લીમડી ઠાકોર સાહેબ, પાલણપુરના નવાબ સાહેબ, જામનગર ભાયાત તથા ગઢડા મદીર વીગેરે તરફથી મોભાદાર ગૃહસ્થો હાજર થઇને શીરપાવ આપ્યાં હતા. સોનગઢના ડેપ્યુટી આસિ પોલિટિકલ એજન્ટ તથા કાઠિયાવાડ, મુબઇ, બનારસ વીગેરે સ્થળોએથી ઘણા ગૃહસ્થોએ હાજરી આપી આ તકે દીલ સોજી બતાવી હતી.

૫ તે પ્રસંગે ભરાયેલી મોટી સભા સમક્ષ ભાજી ફોજદાર રા રા વલ્લભ મોરારજીએ મરહુમના ચારીત્રનું ટુંક વર્ણન સભા સમક્ષ સંભળાવ્યા બાદ વકીલ મી દામજી મકનદાસે મરહુમના શોકોદ્‌ગારની કવિતા ગાઇ સભાગાની સભાનુ મન આકર્ષીત કીધુ હતું ત્યારબાદ મરહુમના ભત્રિજા મી મોતીલાલ પુરૂષોત્તમદાસે મરહુમના પુત્રો વતી સર્વ સભાનો આભાર માન્યો હતો. અને ત્યારબાદ ચોરાશી જમણનો વખત થવાથી સભા વીસર્જન થઇ હતી.

૬ મરહુમના પાછળ કપોળ જ્ઞાતિમાં તથા મેહેમાનો વીગેરેને પીતળના પુમ્યાનું લ્હાણું કર્યું છે તથા ચોરાશીના જમણ ઉપરાંત અન્ય કોમો (અંત્યજ સુદ્ધાંતમાં) ઘર દીઠ પીરસણા કરી સમગ્ર પ્રજાનો ઘટતો આદ સંપાદન કર્યો છે, જે દાખલો પહેલવહેલો છે

## સ્વર્ગસ્થ શેઠ ભાઇચંદભાઇ શામજી મહેતાના મરણ વિયોગ માટે વિરહનો શોકોદ્ગાર.

### મનહર છંદ.

સીહોરનો શણગાર, કપોળનો કુળભાણ;
આશ્રીતનો અન્નદાતા, રૂડો ને દયાળુ જે;
રાજમાંહી રાજભક્ત, સજ્જન ને સુગ્ન વળી,
ધર્મમાંહિ ધ્યાનવાન, વીત્તે ખરચાળુ જે. ૧

રાજનીતિ જાણનાર, ભાવેણનું રૂડું રત્ન;
ગુમ થઇ જતાં સહુ, શોકમાં સમાયું છે.
સાધુસંત તણી સેવા, સર્વદા કરતા અતિ;
પર ઉપકારી નામ, દેશમાં ગવાયું છે. ૨

પામરનો પાળનાર, દુઃખીયાનો દીલદાર;
સ્વર્ગમાં સીધાવ્યો, હવે–શોક કેમ ટાળવો.
પેલાં કોઇ થયો હશે, હાલમાં હયાત નથી;
હવે હાલ સીહોરમાં, બીજો ક્યાંથી ભાળવો. ૩

ખરેખરી ખોટ, ગામ, રાજકાજ, ન્યાતમાંહી;
જુનો જાણકાર, બીજો–ક્યાંથી ખોળી લાવવો.
મેના શામજીના સુત, ભાઇચંદભાઇ જેણે;
કીધો વાસ વૈકુંઠમાં, સતત સંભારવો. ૪

### સોરઠો.

પ્રગટનાથને પાય, સાંભરશો અમને ખરે;
હૈડું ન રહે હાથ, ભાઇચંદ સ્વર્ગે જતાં. ૧
સ્નેહી હેતુ આજ, ક્લેશ કરે વિવેકથી;
ભાવી બળનું રાજ, ત્યાં ઉપાય કશો નથી. ૨

### હરીગીત છંદ.

આ વિશ્વ વિષે જન્મ ધરીને, કામ ધામ રૂડાં કર્યાં,
સદ્ધર્મ કર્મ મહીમથી, જગને તમે જીતી વર્યા

પરમાર્થમા કીધ અર્થ, બય કરવા વિરે ઇચ્છા બર્યા;
દીધા હમેશા તનમને, ગરીગો તણા દુ ખો હર્યા. ૧

પ્રગટેશ્વરાની ધર્મશાળાના, રહીશોમા ઠર્યા,
તેની બધી સુખ શાંતિ કાજે, સાધનો પુરા બર્યા.
બહુ રાજદ્વારી કાર્યમા, સુદક્ષતાના ગુણ ધર્યા,
નીટા અને નીતી વતી, સુરાજ રત્ન તમે ઠર્યા. ૨

મોટા મહાલોમા કર્યો, વહીવટ પ્રજાનો દીપતો;
નીજ જ્ઞાતિ નોકર વર્ગને, સુખકર હતો જે દીસતો
કપોળની વસ્તી બધીમા, માનમય હોદ્દો હતો,
ઉજ્વનપણાનો યશ બધે, આપથી નીત્ય ઝળકતો. ૩

સુકાર્ય ઉત્તર કાર્ય કેરી, યોજના રૂડી કરી,
પણ કેળવણીને કાજ, જ્ઞાતિદાઝ હૈડે શુ ધરી
શુભ અચળ નામી ફંડ, તેને કાજ આપે હે વિભુ!
એ સ્વર્ગીના સુપુત્ર સૌને, પ્રેરણા કરજો પ્રભુ, ૪

વકીલ દામજી મકનજી પારેખ.

મનહર છંદ.

પ્રેમની પવિત્ર ગાઠ સ્વાભાવિક રીતે પડી,
તેથી પ્રેમમય થતા છોડી દીધા ફંદને;
વિવેક બતાવે મુખે મીઠુંમીઠુ ઓને વળી,
સ્વાર્થસુધી સગા એસા જોયા ઘણા નંદને ૧

નીતિવાંત ધર્મ, ધ્યાન, કપોળોમા ગુણજ્ઞાણ
જેઓ ચહે દેશનણા સજ્જનના વૃંદને;
વિશેષ શુ વદુ, મારા હૃદયથી એજ કહુ,
હુ ચકોર ચાહી રહ્યો એક બાદ્યચંદને. ૨

માસ્તર દેવશંકર વૈકુંઠજી.

## પ્રાસંગીક નોંધ તથા ખબરો.

ડૉ. જીવરાજને બંદર ઉપર આવકાર—ડૉ. જીવરાજ નારાયણ મહેતા મેલ સ્ટીમર અરેબીઆમાં તા. ૫ મી ડીસેમ્બર ૧૯૧૫ ને દીને બેનાર્ડીઝ પીયર ઉપર ઉતર્યા ત્યારે તેમને યોગ્ય સન્માન આપવા માટે બંદરના વેટીંગરૂમમાં થયેલો લોકોનો જમાવ, સ્ત્રીઓ તથા પુરૂષોની સંખ્યા, તેઓનો ઉત્સાહ ખરેખર અવર્ણનીય હતો. લગભગ ૪૦૦ થી ૫૦૦ કપોળ ભાઈઓ તથા અન્ય કોમના ગૃહસ્થો તથા બાનુઓ તેમને આવકાર આપવાને ભેગા થયા હતા. તેઓ કીનારા ઉપર ઉતરતાં ત્યાં ભેગા થયેલા લોકોએ હુરેના પોકારોથી તથા તાલીયોથી તેમને વધાવી લીધા હતા. અને વેટીંગરૂમ પાસે આવતાં તાલીયો અને હુરેના અવાજોથી આખો હોલ ગાજી રહ્યો હતો. તેમને સંખ્યાબંધ હારતોરાઓ આપવામાં આવ્યા હતા. ત્યાર પછી દરેક હાજર રહેલ ગૃહસ્થને મળ્યા પછી ખુશાલીના અવાજો વચ્ચે તેઓ તેમના સેંડહર્સ્ટરોડ ઉપર આવેલ મકાન ઉપર ઉપડી ગયા હતા.

**ડૉ. જીવરાજ નારાયણ મહેતાને શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગ સ્કુલના હાલના તથા આગલા વિદ્યાર્થીઓ તરફથી માનપત્ર આપવાનો મેળાવડો**—શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસના પ્રમુખપણા નીચે વેન્ટરીહમાં કરવામાં આવ્યો હતો. મી. રતીલાલ ભગવાનદાસ ગાંધીની દરખાસ્તથી અને મી. કાળીદાસ નારણદાસ દોશીના ટેકા પછી શેઠ ત્રીભોવનદાસે પ્રમુખસ્થાન લીધુ હતું. મી. ત્રીભોવનદાસ પદમશી મહુવાકરે ડૉ. જીવરાજને મુબારકબાદી આપતાં ટુંકુ ભાષણ કર્યું હતું. ત્યારબાદ ડૉ. જેઠાલાલ વોરા, મી. રતીલાલ ગાંધી, મી. જગજીવનદાસ સંઘવી, તથા મી. જમનાદાસ મહેતાએ ડૉ. જીવરાજને મુબારકબાદી આપતાં તેમની ઘણી તારીફ કરી હતી. શેઠ ત્રીભોવનદાસે ડૉ. જીવરાજના વખાણ કર્યા હતાં અને આવા એક રત્નથી બોર્ડીંગ સ્કુલને જેમ મળી હતી તેમ જણાવ્યુ હતું અને બોર્ડરો તરફથી ડૉ. જીવરાજને કાસ્કેટમાં માનપત્ર તથા તેમને ઉપયોગી હથીયારોની પેટી ભેટ કરી હતી ત્યાર બાદ ડૉ. જીવરાજે ઘટતા શબ્દોમાં સર્વેનો ઉપકાર માન્યો હતો. મી ઓધવજી ભુતાની દરખાસ્ત અને મી. છગનલાલ મહેતાના ટેકાથી શેઠ ત્રીભોવનદાસનો ઉપકાર માનવામાં આવ્યા પછી, બોર્ડરોનો ટ્રસ્ટીઓ સાથે ફોટો ગ્રુપ લેવડાવવામાં આવ્યુ હતું અને શેઠ ત્રીભોવનદાસે પુરા પાડેલું રીફ્રેશમેન્ટ સર્વે મેળાવડો વીખરાયો હતો.

**ડૉ. જીવરાજને આવેલા મુબારકબાદીના સંખ્યાબંધ તારો—** અમરેલી મહાજન, શીહોર કપોળ મહાજન, ભાવનગર કપોળ મહાજન, ભાવનગરના નગરશેઠ, કુંડલા કપોળ મહાજન, રાજુલા કપોળ મહાજન, મહુવા કપોળ મહાજન તથા અન્ય સંસ્થાઓ અને વ્યક્તીઓ તરફથી તેમને આવકાર આપનારા સંખ્યાબંધ તારો આવ્યા હતા

**ડૉ. જીવરાજને અમરેલી મહાજન તથા કપોળ મહાજન તરફથી માનપત્ર—**ડૉ. જીવરાજ કામ પ્રસંગે અમરેલી જતાં ત્યાંના કપોળ મહાજન તથા સમસ્ત અમરેલી મહાજન તરફથી ગુજરાતી નીશાળના વીશાળ ચોગાનમા તેમને માનપત્ર આપવા મોટો મેળાવડો કરવામા આવ્યો હતો જે વખતે ગામના જુદી જુદી જ્ઞાતોના હીંદુ, મુસલમાન, પારસી વીગેરે ગૃહસ્થો મોટી સંખ્યામા હાજર હતા. તેમને ચાદી ડાબલીઓમાં બે માનપત્રો એનાયત કરવામા આવ્યા હતાં ત્યાંના ડોકટર સાહેબે, મી. હરીલાલભાઇ વકીલ, મી જમનાદાસ વકીલ તથા અન્ય ગૃહસ્થોએ તેમની તારીફમા ભાષણ કર્યા હતા. અને એક દીવસ ફક્ત તેઓ ત્યાં રહ્યા તે વખતે અમરેલીના પુરૂષો તથા સ્ત્રીઓનો ઉત્સાહ અવર્ણનીય હતો તેઓ અમરેલી જતા શીહોર કામ પ્રસંગે ગયા હતા ત્યાં પણ કપોળ મહાજન તરફથી તેમને માન આપવામા આવ્યુ હતું અને સત્કાર આપવામા આવ્યો હતો.

**કપોળ ન્યાતની સભા—**ડીસેંબર મહિનામા કપોળ ન્યાતની એક સભા શેઠ જગમોહનદાસ વરજીવનદાસના પ્રમુખપણા નીચે માધવ બાગમાં મળી હતી, જે વખતે કપોળ ભાઇઓએ સારા પ્રમાણમા હાજરી આપી હતી શેઠ જગમોહનદાસે શરૂઆતનું ભાષણ કર્યા બાદ મી મુળજી ભવાનીદાસ બારભાયાએ ન્યાત તરફથી ડૉ જીવરાજને કાસકેટમાં માનપત્ર ભેટ સાથે આપવાની અને તેની વ્યવસ્થા કરવાને કમીટી નીમવાની દરખાસ્ત મુકી હતી જેને મી ત્રીભોવનદાસ પદમશી મહુવાકરે ટેકો આપ્યા બાદ તાળીયોના અવાજ વચ્ચે તે દરખાસ્ત પસાર થઇ હતી. ત્યાર બાદ મુંબઇ શહેરના પહેલા શહેરી અને હીંદુસ્તાનના પ્રજાકીય આગેવાન સર ફીરોજશાહ મહેતાના મરણને માટે, તથા કેળવણી માટે રૂ. ૧૦૦૦૦૦ એક લાખની સખાવત કરનાર શેઠ ગોપાળદાસના નબીરા શેઠ વીઠ્ઠલદાસના મરણ માટે દીલગીરીના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. ડૉ. સાચને ચૌ. વ. ઉપર કપોળ

પ્લેગ હોસ્પીટલમાં કરેલી સેવાઓની પીછાણમાં માનપત્ર આપવાને ન્યાતે કરેલા ઠરાવનો અમલ કરવા, અને તેમને ત્યાં જઇ તેમને ન્યાત તરફથી ભેટ આપી આવવાની અને ઝવેરબાઇને માનપત્ર જલદી એનાયત કરવાની દરખાસ્ત પસાર થયા પછી શેઠ સાહેબનો ઉપકાર માની સભા વીસર્જન થઈ હતી

**ડૉ. જીવરાજને જાહેર પ્રજા તરફથી મુબારકબાદી આપવાનો મેળાવડો**—ડૉ. જીવરાજને મુબારકબાદી આપવાને મુંબાઇ શહેરના જુદી જુદી ન્યાતના આગેવાનોની તરફથી આમંત્રણપત્રીકાઓ કાઢવામાં આવી હતી. તેની રૂએ પારસી, મુસલમાન, હીંદુ, યુરોપીયન, બાનુઓ તથા ગૃહસ્થો મુંબઈ શહેરના આગેવાનો તથા અન્ય ગૃહસ્થો મોટી સંખ્યામાં સર મંગળદાસ હાઉસના કમ્પાઉન્ડમાં ભેગા મળ્યા હતા. શેઠ જગમોહનદાસ વરજીવનદાસની દરખાસ્તથી અને શેઠ રતનશી મુળજીના ટેકાથી સર નારાયણ ગણેશ ચંદાવરકરને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. સર ભાલચંદ્ર કૃીષ્ણા, ગ્રાંટ મેડીકલ કોલેજના પ્રીન્સીપાલ કરનલ સ્ટ્રીટ, મી. મહમદઅલી જીણા, મીસીસ સરોજીની નાયડુ, મી. એચ. પી. મોદીએ ડૉ. જીવરાજની તારીફમાં ભાષણો કર્યાં હતાં. પ્રમુખ સાહેબ સર નારાયણ ગણેશ ચંદાવરકરે તેમનાં ઘટતા શબ્દોમાં વખાણ કર્યા પછી ડૉ. જીવરાજે સર્વે હાજર રહેલાઓનો તથા પોતાને માટે ઉચ્ચારવામાં આવેલા શબ્દો માટે સર્વેનો ઉપકાર માન્યો હતો. મી. ગોકળદાસ કહાનદાસ પારેખની દરખાસ્ત અને મી. નારાયણ વીષ્ણુ ગોખલેના ટેકાથી પ્રમુખ સાહેબનો ઉપકાર માન્યાબાદ, શેઠ ત્રીભોવનદાસ મંગળદાસનો મંગળદાસ હાઉસનો ઉપયોગ કરવાની રજા આપવા માટે ઉપકાર માન્યાબાદ મેળાવડો વીસર્જન થયો હતો.

**ખેદકારક મરણો**—શીહોરના આગેવાન અને સમગ્ર કપોળકોમમાં જાણીતા શામજી મહેતાના કુટુંબના શેઠ ભાઇચંદભાઈ શામજી ગુજરી ગયાના સમાચાર સાંભળી દરેક કપોળબાઇ દીલગીર થયા વગર રહેશે નહિ. તેઓનું કુટુંબ કપોળ જાહોજલાલી માટે ઘણા વર્ષોથી જાણીતું થયેલું છે. તેઓના માનમાં શીહોરમાં હડતાલ પાડવામાં આવી હતી. તેમના મૃત્યુથી તેમના પુત્ર ભાઇચંદભાઇ ઉપર તથા અન્ય કુટુંબીઓ ઉપર આવી પડેલા દુઃખમાં અમારી દીલસોજી છે.

સુરતમાં રહોર કુટુંબ ઘણા વર્ષોથી જાણીતું છે. અને શેઠ ઇશ્વરદાસ

જગજીવનદાસ સ્ટોરે સુરત શહેરની દરેક હીલચાલોમાં લીધેલો આગેવાની ભરેલો ભાગ, ૩૦ વર્ષ સુધી બજાવેલી મ્યુનીસીપલ સેવાઓ વીગેરે કાર્યોથી સ્ટોર કુટુમની નામનામા વધારો કર્યો છે તેમના ભત્રીજા શેઠ છગનલાલના અચાનક જાત્રા કરવા જતાં ઝહામીના સ્ટેશન પાસે એકાએક મરણના ખબર સાભળી સઘળા કપોળ બાઇઓની દીલસોજી તેમના કુટુંબ તરફ ખેચાણી છે તેમનો હસમુખો સ્વભાવ, બાળ વૃદ્ધ દરેકની સાથે તેમનો હળીમળી જવાનો સ્વભાવ તેમનો વીવેક, આ સઘળા ગુણો તેમના સમાગમમા જે કોઇ આવે તેને અસર કર્યા વગર રહેતા નહિ તેમનું આવી સ્થીતીએ મરણ થયુ તે માટે અમારૂં હૃદય વિશેષ દુઃખી થયુ છે શેઠ ઇશ્વરદાસ તથા શેઠ ધીરજલાલ છગનલાલ સ્ટોર તથા આખા કુટુંબ ઉપર આવી પડેલા દુઃખમા અમારી દીલસોજી છે

મહુવાના આગેવાન શેઠ લક્ષ્મીદાસ ભગવાનદાસના મરણના સમાચાર સાભળી અમો દીલગીર થયા છીએ તેઓ બે ત્રણ વરસથી માંદગીથી પીડાતા હતા પણ તેઓ એટના ટુંક વખતમાં ગુજરી જશે તેમ ધારવામાં આવતું ન હતું તેમના નાના બાળકો ઉપર આવી પડેલા દુઃખમાં અમારી દીલસોજી છે ઇશ્વર નશે બાઇઓના આત્માઓને શાન્તી આપો

**મુબઈના કપોળ ગ્રઘવી ભાઇઓનો**—ગજાવર મેળાવડો હાદર શેઠ મથુરાદાસ મનજીના કુસાદે બગલામા તા ૨૧ મી નવેબરે કરવામા આવ્યો હતો તે વખતે શેઠ દુલભદાસ શામજીને પ્રમુખસ્થાન આપવામાં આવ્યુ હતું બાઇ નાથાલાલ લવજીએ મડળનો રીપોર્ટ વાન્ચ્યા પછી, બાઇ માધવજી ભાણજી, બાઇ જમનાદાસ હરખજી અને બાઇ મોનદાસ વીરજીની પ્રમુખ ઉપપ્રમુખ અને સેક્રેટરી તરીકે નીમણુક થયા બાદ, બાળકો તરફથી સુજી સવાદો રજુ થયા હતા સ્ત્રીઓનો તથા પુરૂષોનો જુદો જુદો ફોટો લેવામા આવ્યો હતો બાઇ દુલભદાસ શામજી તરફથી રૂ ૧૦૦૦૦ ની સખાવત કેળવણી માટે જાહેર કરવામા આવી હતી અને તેમને આ સખાવત માટે ઘઘવીભાઇઓ તરફથી માનપત્ર આપવામા આવ્યુ હતું જેનો દુલભદાસભાઇએ ઘટતા શબ્દોમા ઉત્તર આપ્યા બાદ મેળાવડો વીસર્જન થયો હતો

**કપોળ તથા કપોળમિત્રનુ જોડાણ**—૧૯૧૬ ના જાન્યુઆરી કપોળ અને કપોળમીત્ર બન્ને માસીકો જોડાઇ ગયા છે અને હવેથી

"કપોળ મિત્ર તથા કપોળ" એ નામથી નવું માસીક પ્રગટ કરવામાં આવશે. કપોળમિત્રના અધિપતિ મી. પરભુદાસ તથા "કપોળ"ના પ્રવર્તકો કપોળ યુવક મંડળના મેંબરોને કેટલાક કપોળભાઇઓ તરફથી સુચના થવાથી બન્ને પ્રવર્તકોની હળીમળીને કામ કરવાની વૃત્તિ થવાથી અને સઘળા મતભેદો દુર કરી ન્યાતના ભલામાં એકત્રતાથી એક અવાજ રજુ કરવાથી ન્યાતને વધારે લાભ છે તેની માન્યતાને લીધે બન્ને પ્રવર્તકો ભેગા થયા છે. અને સદરહુ માસીક ચલાવવાને એક એડવાઇઝરી બોર્ડ નેમવામાં આવી છે. તે બોર્ડના એક મેમ્બર મી. પરભુદાસ અધિપતી તથા માલેક તરીકે રહેશે. અને તે બોર્ડના વર્કીંગ મેમ્બર મી. ખુશાલદાસની તથા મી. પરભુદાસની સંમતી પછી સઘળી બાબતો માસીકમાં છપાશે. અને મંડળ જે પોલીસી (રાજનીતી) ઘડી કાઢશે તે પ્રમાણે માસીક ચલાવવામા આવશે. ન્યાતના ભલા અર્થે સાથે મળી કામ કરવાની ઉદાર વળણુ મી. પરભુદાસ તરફથી દેખાડવામાં આવી છે તે માટે આ તકે અમો તેમનો આભાર માનીયે છીએ આ પ્રસંગે અમારા જ્ઞાતિભાઇઓએ આ માસીકને જે આવકાર આપ્યો છે, અમારી ખામીઓ, અનીયમીતતા વીગેરે છતાં અમોને જે ચાલુ ટેકો આપ્યો છે તે માટે સર્વેનો ઉપકાર માનીયે છીએ. અમોએ અમારી શકતી અનુસાર જ્ઞાતિ સેવા બજાવવા પ્રયત્ન કર્યો છે. તે સફળ થયો છે કે નહિ તે ભવિષ્યના જજમેંટ ઉપર મુકીયે છીયે. અમો આશા રાખીએ છીએ કે અમારા કદરદાન ગ્રાહકો અમારા એકત્રીત માસીકને પણ પુરતો ટેકો આપી જ્ઞાતિના ભલાના કામમાં સહાય આપશે.



## દેલવાડાની ખબરો.

**વેશવાળ**—વોરા કેસુરદાસ પ્રાણજીવનની પુત્રી બેન મણીનુ વેશવાળ મેતા ભગવાનદાસ નથુભાઇના પુત્ર વીઠલદાસ સાથે.

**લગ્ન**—ગાંધી મુળજીભાઇ માવજીભાઇના પુત્ર ભાઇ કરસનદાસનાં લગ્ન રાજુલામાં મધવી પરશોતમદાસ હંસરાજની પુત્રી સાથે.

ગોરડીઆ ધારશી ખીમજીની પુત્રી બેન અંબાનાં લગ્ન જાફરાબાદવાળા સંઘવી વશરામ નાગજીના પુત્ર પ્રાણજીવન સાથે.

દોશી નાગરદાસ વાલજીના પુત્ર જમનાદાસનાં લગ્ન નંધવી. મગાલાલ ઠાકરસીની પુત્રી બેન અંબા સાથે.

ગાંધી વલભદાસ વણારસીના પુત્ર ભાઈ દુવારકાંદાસનાં લગ્ન વોરા હરગોવીંદદાસ પરભુદાસની પુત્રી બેન ગંગા સાથે.

ગોરડીઆ ભગવાનદાસ મુલજીના પુત્ર ભાઇ ગોવીંદદાસનાં લગ્ન પારેખ હંસરાજ આણંદજીની પુત્રી સાથે

મરણ—વોરા ઓધવજી રૂપજી. (મુંબઇમાં)

### શ્રી દેલવાડા જ્ઞાનવર્ધક મિત્રસમાજ લાયબ્રેરીને મળેલી સેવા.

૨) ગાંધી વલભદાસ વણારસી તરફથી રૂ. બે

૨) વોરા હરગોવીંદદાસ પરભુદાસ તરફથી રૂ. બે

૨) ગાંધી મુળજીભાઇ માવજીભાઇ તરફથી રૂ બેનાં પુસ્તકો

૧) સંઘવી વસરામ નાગજી તરફથી રૂ. એક

૧) દોશી જમનાદાસ નાગરદાસ વાલજી તરફથી રૂ. એક.

ાા વોરા ઓધવજી રૂપજીના ઉત્તરકાર્ય પ્રસંગે રૂ. અરધો.

### શીહોરની ખબરો.

સં ૧૯૭૨ ના નૂતન સંવત્સરના માંગલિક દિવસે સિહોર કપોળ મહાજનની વાડીમાં સુંદર લીલોતરીવાળા મનોરંજક સમીયાનાની વચ્ચે અત્રેના રહીસ મહેતા જેઠાલાલ નંદલાલે "બેચેલર ઓફ ઇજીનીયરીંગ" (બી ઇ.) ની પરીક્ષા પાસ કરવાથી તેમને કપોળ ગ્નાતિ તરફથી માનપત્ર એનાયત કરવાનો ભવ્ય મેલાવડો અત્રેના મે વહીવટદાર સાહેબ હોરમજથા ખરસેદજી શેઠનાના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો પ્રારંભમાં પ્રમુખ સાહેબે મેલાવડાનું કારણ જણાવ્યા બાદ વકીલ મી ગીરધરલાલ વાલજી તથા મેહેતા મોતીલાલ પુરૂષોત્તમદાસે પ્રાસંગિક વિવેચનો કર્યા બાદ રૂપાના સુંદર કાસ્કેટના અંદર તેમને પ્રમુખસાહેબે માનપત્ર અર્પણ કર્યું હતું. જેની નકલ સામેલ છે ત્યાર બાદ વકીલ મી. દામજી મકનદાસ પારેખે તથા વકીલ મી. નથુભાઇ હરખજી મુનીએ વિદ્યોત્તેજક કાર્યને ગ્નાતિ તરફથી કદર કરી યોગ્ય ઉત્તેજન આપવા તથા બોર્ડીંગનો પ્રતાપ જણાવી

તેમે સહાયતા કરવા બાબે જરૂરીયાત જણાવી હતી. વળી આ સભામાં ડોકટર જીવરાજ એન. મેહેતા વિલાયતથી દેશમાં પધાર્યા બાદ તેમનો આપણી કોમ તરફથી યોગ્ય સતકાર કરવાની આવસ્યકતા દરેક વ્યક્તિએ જણાવી હતી છેવટે મી. જેઠાલાલે ઘટતા શબ્દોમાં ઉપકાર પ્રદર્શિત કરી જ્ઞાતિ પરત્વે પોતાની ફરજ અદા કરવા તથા જન સમુહ પ્રત્યે ભાતૃભાવ રાખી પોતાની વિદ્યાર્થી સ્થિતિના ચીતારનુ દીગર્દર્શન કરાવ્યું હતુ.

છેવ્યે કપોળ જ્ઞાતિ તરફથી મેહેતા ત્રીભોવનદાસ પરમાનંદદાસે પ્રમુખ સાહેબનો ઉપકાર માની સભા બરખાસ્ત કરી હતી.

**વેશવાળ**—મેહેતા રમણિકલાલ ગીરધરલાલનુ વેશવાળ દોશી રતીલાલ છગનલાલની પુત્રી સાથે

—મોદી નંદલાલ ધનજી કરજેજવાળાનુ વેશવાળ મેહેતા ચુનીલાલ ચત્રભુજની પુત્રી રામકુંવર બેહેન સાથે.

**મરણ**—મેહેતા મણીલાલ નંદલાલ ૨૩ વર્ષની ઉમ્મરે ક્ષયથી.

આ શખ્સ હરખજી મેહેતાના કુટુંબમાં થાણદાર સાહેબ મી. નંદલાલના પુત્ર થતા હતા. તેઓ રામજી મેહેતાના ભાણેજ ભુતા રામજી મોનજીની પુત્રી સાથે પરણેલા હતા. તેઓ નાની ઉમરની બાળ વિધવા અને બંને બહોળા કુટુંબને વિલાપ કરતાં મુકી નાની ઉમરમા પરલોકવાસી થયાથી આખા ગામમાં અતિશય શોક પ્રવર્તી ગમગીની ફેલાઇ હતી. આ બંને કુટુંબોની દીલગીરીમાં ભાગ લેઇ તેમના પ્રત્યે દીલસોજી બતાવીએ છીએ.

મેતા જગજીવન રવજી ૫૨ વર્ષની ઉમ્મરે દમના આજારથી.

આ માણસનો ઉત્તરકારજમાં મરનારના અનુજ ભાઇ રા. રા. હરજીવનદાસ રવજીએ જ્ઞાતિને તજેલ ચુરમુ તથા ભજીયાંનું જમણ આપી કારજ સારી રીતે કર્યુ છે. તેમજ બીજાઓનો ઘટતો સતકાર કર્યો છે.

### મુંબઇ નીવાસી કપોળ ચિતલીયા મિત્રમંડળ.

મજકુર મંડળની એક સભા કારતક સુદ ૮ ને રવીવારે રાત્રીના સુ. ટા. ૯ કલાકે મી: કરશનદાસ ભાણજીભાઇના પ્રમુખપણા નીચે ભુલેશ્વર પાસે આવેલી ડોકામરડીની વાડીમાં તેઓના રહેવાના મકાનમાં મલી હતી. અને નીચે મુજબ કામકાજ કરવામાં આવ્યું હતુ.

(૧) મજકુર મંડળના સેક્રેટરી મી. જમનાદાસ જગજીવનદાસ પોતાના કામ માટે મહુવે જતા હોવાથી તેની જગાએ મી. જમનાદાસ હરખજીની સર્વાનુમતે નીમણુક કરવામાં આવી હતી.

(૨) મજકુર મંડળના એક સભાસદ રાજુલાવાળા ભાઇ મથુરભાઈ ભગવાનનું ભરજુવાન વયે અકાળે મૃત્યુ મુંબાઇમાં થવાથી આજની સભા ઘણી દીલગીરી જાહેર કરે છે. અને દીલગીરીની નોંધ મીનીટ બુકમાં લેવામાં આવી હતી. અને મંડળ તરફથી તેમના ભાઇ મણીલાલ ભગવાન ઉપર રાજુલે દીલાસાપત્ર લખી મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. અને રાત્રીના ૧૧ વાગે સભા વીખરાઇ ગઇ હતી.

---

## અમારો અભિપ્રાય.

---

નીચેનાં પુસ્તકો અમોને અભિપ્રાય અર્થે મળ્યાં છે, જેની પહોંચ અમે આભારસહિત સ્વિકારીએ છીએઃ-

સ્નેહાંકુર—અમારા મિત્ર રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી. એ. એલ. એલ. બી. જેઓ "કપોળના" લેખક તરીકે વારંવાર કવિતા અને લેખથી અમારા વાંચક વર્ગની સેવા બજાવતા રહયાં છે, તેઓ તરફથી "સ્નેહાંકુર" નામનું એક નાનકડું પુસ્તક ઘણા લાંબા વખત અગાઉ અમોને અભિપ્રાયાર્થે મળ્યું છે. ગુજરાતી સાહિત્યમાં કાવ્યો સારા લખવાનું મહદ્‌ભાગ્ય આધુનિક સમયમાં થોડાનેજ પ્રાપ્ત છે; તેમ હોવાથી રા. ચંદ્રશંકર પંડ્યાએ થોડાં પણ સારાં કાવ્યો રચવાની કરેલી આ કોશીશ ખરેખર ઉત્તેજનને પાત્ર છે, એમ કહ્યા વિના અમોને ચાલતું નથી. રા. ચંદ્રશંકર આપણા ઉછરતા સારા લેખક છે, તેઓએ સાહિત્યની સેવા બજાવવા કાંઇક પ્રયત્ન કર્યો છે, પણ તે પ્રયત્ન એટલો વિશાળ અને સરદ થવાની જરૂર છે, કે જેને પરિણામે ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિમાં સંગીન વધારો થાય " મને વ્હાલી વ્હાલી બહુ વ્હાલી રે, નાજુકી ન્હાનકડી ન્હાનકડી, " એ નામનું તેઓનું કાવ્ય " સુંદરી સુબોધમાં " અથવા બીજા પુસ્તકમાં જેઓએ—જે બ્હેનોએ—વાંચ્યું હશે, તેઓના હૃદયમાં

ખરેખર એવો ભાવ પેદા થયો હશે કે, આ કાવ્યમાં જણાવ્યા મુજબનું નણંદો અને ભાભીઓ વચ્ચેનું હેત હોય, અને ગુજરાતની બ્હેનોમાં નણંદો-અને ભાભીઓ વચ્ચે જે રીતનો કલેશકંકાસ જોવામાં આવે છે, તે સદાને માટે નાબુદ થાય. આ મુજબ આવાં એક કાવ્યની અસર ઘણી સારી થાય છે, તો ઉચ્ચ સ્નેહનાં વધારે કાવ્યોની અસરનું તો કહેવુંજ શું ? છેલ્લે અમે રા. ચંદ્રશંકરને સામાન્ય જનસમૂહને વાંચવામાં સરળ થઇ પડે તેવી સહેલી જોડણી રાખવાનો આગ્રહ કરી, તેઓના પ્રયત્નમાં સફળતા ઇચ્છીએ છીએ.

**રામાયણનો રસાત્મક સાર**–કર્તા. રા. રા. હરગોવિંદ કાનજી ભટ્ટ. મૂલ્ય. રૂ. ૦-૪-૦.

રા. રા. હરગોવિંદ કાનજી ભટ્ટ જેવા ઉત્સાહી લેખકની "કપોળ" ના વાંચકવર્ગને ઓળખાણ આપવાની જરૂર હોય એમ અમો માનતા નથી, તેઓનાં "ગીતાંજલિ" નાં ગુજરાતી કાવ્યો, "કપોળના" વાંચકો ઉપરાંત ગુજરાતી વાંચનારી સામાન્ય પ્રજામાં પણ લોકપ્રિય થઇ પડયાં છે. તેઓએ રચેલા "રામાયણના રસાત્મક સાર" માં રામાયણના જુદા જુદા પ્રસંગોનું રસભરી ભાષામાં વર્ણન કર્યું છે. આ વર્ણનોમાં સરળ ભાષા હોવા ઉપરાંત, વાંચકોને આ પ્રસંગોનો સાર તેના ભાવ સાથે આપી તેમાંથી લેવાનો બોધ પણ સાથેસાથે આપવાનો કેટલેક પ્રસંગે પ્રયત્ન કરવામાં આવ્યો છે. "વાલ્મિકિ રામાયણ," કાલિદાસકૃત "રઘુવંશ," રમેશચંદ્રદત્તકૃત "રામાયણ"નાં ઇંગ્લીશ કાવ્યો, વગેરે ઉત્તમ આદર્શો ઉપરથી આ કાવ્યો રચવામાં આવ્યાં છે, જેથી તે પ્રજાવર્ગ ઉપર સારી અસર કરનારાં થઇ પડે એમાં કાંઇપણ શક નથી. "સીતા અને સુવર્ણ મૃગ" નાં કાવ્યમાં રામસીતા વચ્ચેનો સંવાદ આપણી બ્હેનોને તેઓની શિક્ષા માટે સારી ચાનક આપનારો છે. શ્રી રામ કહે છે કે, બ્રહ્માએ સોનાનો મૃગ આ પૃથ્વીમાં નિપજાવ્યો નથી, આમાં તો કાંઇ કપટ છે, અને એ મૃગ મેળવવાની ઇચ્છા છોડી દે, નહીં તો કાંઇ અણધાર્યું સંકટ આવશે; ત્યારે સીતાજી કહેછેઃ—

"પેલું મારૂં કથન સમજ્યા નાથ, આવું કહો શું ?
ક્ષત્રી શાના ? વિજય કરીને દૈત્યને જીતશો શું ?
આ સોનાના વિપુલ મૃગને બાણ મારી રણોને
જાઓ વ્હાલા કદિ ન વદીએ આમ, ક્ષત્રી થઇને."

પછી જ્યારે મૃગ રામના જેવી ચીસ પાડે છે, ત્યારે લક્ષ્મણ સીતાજીને કહે છે કે, એ સાદ શ્રી રામનો ન હોય, કારણ કે શ્રી રામચંદ્રજીપર કદી પણ કષ્ટ પડે તેમ નથી, ત્યારે સીતાજી તેને મ્હેણું મારતાં કહે છે કેઃ—

" આમ હાક સુણે ત્હોયે, બાણ બાંધો નહિ સજે;
શૌર્યથી ના ધસે બ્હારે, ક્ષત્રીનો પુત્ર કોણ કહે.?

× × ×

રામના જન્મથી શરૂ કરીને તે છેક સીતાત્યાગ, રામસીતાનો પાછો મેળાપ અને સીતાજી સૌ દેખતાં પૃથ્વીમાતાના ખોળામાં બેસી પૃથ્વીમાં અલોપ થઇ ગયાં, ત્યાં સુધીના જુદાજુદા પ્રસંગોનાં વર્ણનો કર્તાએ ઘણી અસરકારક રીતે કર્યાં છે. કાવ્યરૂપ રામાયણનું મોટું પુસ્તક તેઓ બહાર પાડવાનો પ્રયત્ન કરે એવું ઇચ્છી, પુસ્તકની શરૂઆતમાં જેમ બને તેમ ઓછાં પાનાં પ્રસ્તાવના વિગેરેમાં રાખી પુસ્તકને વધું આકર્ષક બનાવવાની સૂચના સાથ, કર્તાને તેઓના આ પ્રયાસમાં અમે દરેક ફતેહ ઇચ્છીએ છીએ.

**ગુજરાતી ભુગોળ**—ગુજરાતી ચોથા ધોરણ માટે રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ એમ. એ. એલ. એલ. બી. એ તદન નવી ઢબ ઉપર ભુગોળ રચી છે. આ ભુગોળમાં સ્થળોનાં નામ આપવા સાથે, જુદી જુદી જગ્યાઓ સંબંધી રાજકીય, વ્યાપારી, આર્થિક વગેરે માહિતી સારી રીતે આપી, વિદ્યાર્થીઓનાં સામાન્ય જ્ઞાનમાં વધારો કરવાનો કર્તાએ જે પ્રયત્ન કર્યો છે, તે બેશક પ્રશંસાપાત્ર છે. નકશાઓ વધારે છે, પણ તે વધુ આકર્ષક બનાવવાનો આગ્રહ કરી, કર્તાને તેઓના પ્રયાસમાં ફતેહ ઇચ્છીએ છીએ. કિંમત ૦–૬–૦

**બાલગીતમાળા**—અમરેલીવાળા રા. કૃષ્ણપ્રસાદ ગીરજાશંકર ભટ્ટ તરફથી 'બાલગીતમાળા' નામનું પુસ્તક અમોને અભિપ્રાય અર્થે મળ્યું છે. બાળકોને માટે જુદાં ધોરણવાર કાવ્યો આ સંગ્રહમાં ગોઠવવામાં આવ્યાં છે. પુસ્તકને અનેક ચિત્રોથી આકર્ષક બનાવ્યું છે, અને ચિત્રોની સાથે સાથે તે પ્રસંગોનાં કાવ્યો સરળ ભાષામાં આપવામાં આવ્યાં છે. ઘણાં કાવ્યો ઇંગ્રેજી ઉપરથી અનુવાદ રૂપે છે, અને કેટલાંક હિંદી દંતકથા અને ધૂર્ત પુસ્તકોના પ્રસંગોપરથી તથા કુદરતનાં વર્ણનો વગેરે સંબંધમાં સ્વતંત્રરીતે રચવામાં આવ્યાં છે. ઇંગ્રેજી કાવ્યોના અનુવાદમાં "કેસેબિયાન્કા," "ચાર્જ ઓફ ધી લાઇટ બ્રિગેડ" વગેરે ઘણી સુંદર રીતે ગુજરાતીમાં ઉતારવામાં

આવ્યાં છે, જે માટે લેખકને બેશક ધન્યવાદ ઘટે છે. " લાઇટ બ્રિગેડનું " કાવ્ય વિદ્યાર્થીઓને ખાસ કરીને પ્રિય થઇ પડે તેવું છે. તેનો શરુઆતનો ભાગ નીચે મુજબ છે —

" ઢુઢ્ઢઢ્ઢઢુ ધોમ્ભ, ઢુઢ્ઢઢ્ઢઢુ ધોમ્ભ ગાજી રહ્યું,
બધા ખળભળે, અવાજ સુણી દુરથી તોપના
સહુ મૂંઢ બને, 'ન કો' કહી શકે, થશે આજ શુ,
મનો ધમકતાં, સુણી અરિજ્યાં જરા દૂરના. "

કર્તાને અમે તેના પ્રયત્નમાં ફતેહ ઇચ્છીએ છીએ.

**આલ્બમ**—સ્વર્ગવાસી રા. રા. વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજીની આતંકનિગ્રહ ફાર્મસીને લગતાં સુંદર ચિત્રોની આલબ્મ અમોને ભેટ મળી છે, જેની પહોંચ આભાર સહિત સ્વિકારીએ છીએ. હિંદી પ્રજાને જાહેર ખબર કેમ ફેલાવવી, તેનું શિક્ષણ આપવાની પહેલવાર શરૂઆત કરનાર ગુજરાત કાઠીયાવાડમાં આપણા મર્હુમ વૈદરાજ પહેલા હતા.

**મુનિનું આમળાનું તેલ**—ઘાસલેટની ભેળવણીવાળાં સુગંધી તેલો બજારમાં પુષ્કળ મળે છે, તેથી નહીં ઠગાવાની ચેતવણી આપનારા આપણા કપોળ વૈદ સિહોરવાળા મુનિ મુળજી હંસરાજ ગાંધી તરફથી આમળાનાં તેલની શીશી અમોને અભિપ્રાય અર્થે મળી છે. આ તેલ આમળામાંથી બનાવવામાં આવેલું છે, અને વૈદકશાસ્ત્રના અનુભવ અને અભ્યાસ ઉપરથી, આપણી દેશી વનસ્પતિઓ નાંખી એ તેલને ઠંડક આપનારૂં અને સુગંધી બનાવવામાં આવ્યું છે. " ગુજરાતી " જેવાં પત્રે તેને માટે સારો અભિપ્રાય આપ્યો છે. અમો અમારા એ ભાઇને તેઓના પ્રયાસમાં ફતેહ ઇચ્છીએ છીએ. કિ. શીશી એકના રૂ. ૦-૪-૦.



# વીન્વીટા

## ડેકીનનો

# પુષ્ટીકારક અરક.

જુદા જુદા કારણોના સબબે તંદુરસ્તી લથડે તે માટે ખાસ મેળવણીઓથી તઈયાર કરવામા આવ્યો છે.

ખાંસી, ક્ષય અને કંઠમાળ જેવા દરદો માટે તે બીલકુલ બીનહરીફ છે બગડી ગયલી પાચનશક્તિના સબબે નબળાઇ થઈ હોય તે ઉપર એનો ઉપયોગ જરૂરી છે

ગ્લીસરો ફોસ્ફેટ્સ જેવું શક્તિ આપનારૂ ટોનીક એમા હોવાથી બળ ઘટી જાય, બદહજમી થાય, ભુખ નહી છુટે, કબજીયત અને સુસ્તી થાય તથા ઉદાસી જીવ રહે ત્યારે એ લેવાથી ઘણો ફાયદો થાય છે, અને બે ચાર દીવસમાંજ સંતોષકારક અને અજાયબ જેવું પરીણામ નીપજે છે

તાવ, મેલેરીયા વગેરે બીમારીમાં આરામ પમાડે છે. એટલુંજ નહીં પણ ટોનીક અને પુષ્ટીકારક સત્વ હોવાને લીધે પાચનશક્તિ વધે છે, ભુખ છુટે, પાચનક્રીયામાં સુધારો થાય છે અને શરીર પાછું તેની અસલ સ્થીતી પર આવે છે

ઘણુંજ લેજતદાર હોવાથી તે પીવા ગમે એવું છે.

દરેક બાટલીપર ટ્રેડમાર્ક અને નામ હોય છે

એકલા એજન્ટ

**જમનાદાસ બ્રધર્સ—દવાવાળા.**

**મારકેટ, ચીપીચાલ, મુંબઇ.**